

સ્વ. અવનીન્દ્રનાથ ઠાકુર

જન્મ : ૧૮૭૧ | અવસાન : ૧૯૫૧

સૌજન્ય – ભારત ફોટો ટાઇપ સ્ટુડિયો

# જોડાસાંકોર ધારે

## કલાગુરુ શ્રી. અવનીન્દ્રનાથ ઠાકુરની આત્મકથા

મૂળ લેખક :

શ્રી. અવનીન્દ્રનાથ ઠાકુર

શ્રીમતી રાણી ચંદ



અનુવાદક :

રમણિક મેઘાણી




સ્વાતિ પ્રકાશન

૨૨૬. મેન્યુઅલ સ્ટ્રીટ,

મુંબઈ–૩





• પ્રથમ આવૃત્તિ : ફેબ્રુઆરી ૧૯૬૩,

• પ્રત : ૧૨૫૦

• મૂલ્ય : સાડાચાર રૂપિયા

• આવરણ : દિનેશ શાહ

• આવરણ છપાઈ : લિપિની પ્રિન્ટરી

• પ્રથમ ફોટોગ્રાફ : ભારત ફોટોટાઈપ સ્ટુડિયો કલકત્તાના સૌજન્યથી

• મુદ્રક

યશવંત ઘુટાલા<br>
ધી યશવંત પ્રિન્ટિંગ પ્રેસ<br>
સ્ટેશન રોડ,<br>
પ્રાંતિજ, જિ. સાબરકાંઠા




• પ્રકાશક

આશર<br>
સ્વાતિ પ્રકાશન<br>
૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ,<br>
મુંબઈ-૩

મારા પૂજ્ય બા

અને

સ્વયંનિર્મિત કલાકાર

મારા મોટાભાઈને

(લાભચંદ લાલચંદ મેઘાણીને)

—રમણિક

## અનુવાદક તરફથી—

ભારતીય કલાના પુનરુત્થાનના પ્રતિભાવંત પ્રણેતા અને નન્દલાલ બસુ અસિતકુમાર હલધર, મુકુલ દે, દેવીપ્રસાદ રાયચૌધરી જેવા સમર્થ કલાગુરુઓના ગુરુ શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરના આ મકથનાત્મક સંસ્મરણોની સૃષ્ટિ એટલે 'જોડાસાંકોર ધારે' એમાં એમણે કહેલા અને જાણીતા કલાકાર શ્રીમતી રાણી ચંદે લખેલા સંસ્મરણોની કથા છે

અવનીન્દ્રનાથ ઠાકુર માત્ર ચિત્રકલાના સ્વામી નહોતા. રૂપકથા, કલાવિવેચન, લોકસાહિત્ય, સંસ્મરણો એમ વિવિધ ક્ષેત્રોમાં એમની લેખિની વિહરી છે અને બંગાળી સાહિત્યને અનન્ય કૃતિઓ સાંપડી છે 'જોડા સાંકેર ધારે' કલાનો એક ઉત્કૃષ્ટ નમુનો છે એ વાંચતા જણાય છે કે અવનીન્દ્રનાથ માત્ર રંગ અને રેખાના જ કલાકાર નહોતા એ ભાષાના પણ શિલ્પિ હતા અહીં એમણે એમના કલાજીવનના ક્રમશ વિકાસના આત્મીય સ્વજનો - મિત્રોના એમને ત્યાં કામ કરતા નોકર-દાસી, ફાગ્ગુન-માળીના જોડાસાંકોના મકાનના, એ જમાનાના કલકત્તાના, મસુરી, પુરી, કોણાર્ક અને નાનન્દાના—એમ અનેકાનેક સંસ્મરણો આલેખ્યા છે

મૂળ બંગાળીમાં આ કૃતિ વાંચતા અનુભવેલા સુખ-દુ ખ, આશા-નિરાશા, આનંદ-વિષાદના સંવેદનો અનુવાદ કરતી વેળા વધુ તીવ્રપણે અનુભવ્યા, અને થયું કે સંસ્મરણોની આ સૃષ્ટિમાં સાચે જ એક અજબ આનંદ સમાયેલો છે એથી જ અનુવાદ જ્યારે પૂરો થયો ત્યારે કરવા જેવું એક કાર્ય કરી શક્યાનો ઊંડો સંતોષ મળ્યો

અનુવાદ માટે આ કૃતિ સૂચવવાનો અને પછી ડેસ્રુ. પર થી જાન્યુ. પ૪ સુધી 'કુમાર' માં ચાલુ આકર્ષણ તરીકે અનેક ચિત્રો સાથે સુંદર રીતે રજુ કરવાના યશના અધિકારી 'કુમાર'ના તંત્રી સુરબ્બી શ્રી. બચુભાઈ રાવત છે. એમનો સ્નેહભર્યો આગ્રહ ન હોત તો આ કૃતિ કદાચ મારે હાથે સરજાત જ નહિ. એ મમતા માટે હું એમનો અત્યંત ઋણી છું.

અનુવાદની અનુમતિ આપવા માટે શ્રીમતી રાણી ચંદનો અને એ મેળવવામાં સહાયક થવા માટે શ્રી. દિલીપ કોઠારીનો આભારી છું. 'જોડાસાંકોર ધારે'નાં મારા આ અનુવાદનું એક શ્રેષ્ઠ પ્રકરણ સૌ પ્રથમ એમના અજોડ વાર્ષિક 'શ્રીરંગ'માં પ્રગટ થયું હતું.

પણ આજે 'જોડાસાંકોર ધારે' પુસ્તક સ્વરૂપે પ્રગટ થાય છે ત્યારે એ માટે મને પ્રોત્સાહિત કરનાર સ્નેહી શ્રી. જયંતિભાઈ મહેતાને કેમ ભૂલું ! વ્યવસાયે એ રૂના વ્યાપારી હોવા છતાં સાહિત્યના એ સાચા રસિયા છે. પ્રત્યેક શનિવારના નમતા બપોરે એ આવે જ આવે. નવું કંઈક લખાયું હોય તો તે વાંચીએ, વંચાયું હોય તો તેની ચર્ચા કરીએ, આ અનુવાદ અમે સાથે બેસીને વાંચ્યો, મઠાર્યો. એમનો સાથ ન હોત તો પુસ્તકરૂપ હજુ યે વિલંબમાં પડત.

પુસ્તકમાં આવતા પ્રાસંગીક ચિત્રો–બ્લોકો આપવા માટે કુમાર કાર્યાલય લિમિટેડનો આભારી છું.

૧૪, અમરતલ્લા સ્ટ્રીટ — રમણિક મેઘાણી
કલકત્તા-૧
૨૪-૧-૬૩ પ્રભાતે

# રમણિક મેઘાણીની અનુવાદ કૃતિઓ

## પ્રગટ

**આત્મકથાત્મક સંસ્મરણો**

જોડાસાંકોર ધારે [અવનીન્દ્રનાથ ઠાકુર]

**નવલકથા**

આરોગ્ય-નિકેતન [તારાશંકર બંદોપાધ્યાય]
મન્વન્તર ”
વૈતરણી તીરે [વનફૂલ]
+તૃણખંડ ”
• ચિત્રલેખા [ભગવતીચરણ વર્મા]

**વાર્તા સંગ્રહો**

મરુભૂમિમાં [શરદિન્દુ બંદોપાધ્યાય]
• મૂંગું રુદન [તારાશંકર બંદોપાધ્યાય]
શેષ સંભારણાં [રઘુવીરસિંહ]

## અપ્રગટ

**આત્મકથાત્મક સંસ્મરણો**

ગુરુદેવ અમારે આંગણે [મૈત્રેયીદેવી]

**નવલકથા**

રાયકમલ [તારાશંકર બંદોપાધ્યાય]
વિચારક ”
ભાભી [શરદિન્દુ બંદોપાધ્યાય]
ઝિંદનો કેદી ”

**વાર્તા સંગ્રહ**

અષ્ટમ સર્ગ
સત્યાન્વેષી ”
જીવનની પગથારેથી [સ્વામી સંન્યાસી]

**નાટક**

• દ્વીપાન્તર [તારાશંકર બંદોપાધ્યાય]

+ ત્રીજી આવૃત્તિ એ જ લેખકની એવી જ બીજી કૃતિ વૈતરણીને તીરે સાથે સાંકળી લેવામાં આવી છે.
• નવી આવૃત્તિ પ્રેસમાં જશે.

# અનુક્રમ



✠

અગાશીમા ચિરાડ પડીને એ વાટે ઉપરનુ પાણી અમારા સૂવાના ઓરડામા ચૂતું હતુ દાસીઓ દીવા પેટાવતી ને પવનના ઝપાટાથી એ વારવારે ઓલવાઇ જતા દાસીઓએ પથારીઓના વીંટા કરી અમને નીચે લઈ જઈ બીજા માળના 'નાચ–ઘર'મા સુવાડયા હતા બા–બાપા, ફૂઈ–ફૂઆ, છૈયા–છોકરા, અમે સૌ એ એક જ ઓરડામા હતા

એના એક ખૂણામા મને તેડીને બેઠી બેઠી મારી પદ્માદાસી કટર કટર કરતી શેકેલા અટદ ચાવતી હતી, વચ્ચે વચ્ચે થોડાક દાણા મને આપતી અને થાબડભાણા કરતી મને સુવાડતી હતી એ ગણગણ કરતી કંઈક ગાતી હતી ઊંઘ તો આવતી રડી પણ એ મારા ગાલ પર ટપલીઓ મારતી ને ગીતને તાલે તાલે પોતાના પગ નચાવતી હતી

બીજી બાજુ બહાર પવન સૂ સૂ સૂસવતો હતો, રહી રહીને મોટા ઓરડાના તોતિંગ બારીબારણા ખખડી ઊઠતા હતા

થોડીક વાર ઊંઘીને તો થોડીક વાર જાગીને એમ એ રાત વિતાવી વળતે દિવસે પણ આકાશમા ઉઘાડ નહોતો થયો સવારે કાગડા બોલ્યા નહિ, મચ્છી બજારમાં માછલી આવી નહિ, પાનવાળો પાન લાવ્યો નહિ શશી હજામે આવીને ખબર આપ્યા કે શહેરની શેરીઓમા કેડ સમાણા પાણી ભરાયા છે

'ઓ દેવા મા'રાજ! આજે શુ બનાવવાના છો?' અને જવાબમા 'ભાતે ભાત ખિચુડિ' (એટલે રીંગણા બટાટા વગેરે શાકની સાથે જ રાધેલી ખીચડી) કહેતા, હાથમાં કડછી સાથે એ રસોડા બાજુ ચાલ્યા ગયા મિગરામ તે દિવસે ઑફિસ જઈ ન શકયો બૅન્કમા કામ કરનારા બાબુઓ તે દિવસે ગાડામાં બેસી, તિરપાલનુ વરસાદિયુ ઓઢી કામે ગયા સિંગીનુ તળાવ ઊભરાઇ ગયુ છે અને તેમાથી માછલા બહાર નીકળી આવ્યા છે ને શેરીના લોકો એને પકડી તળીનળીને ખાય છે, એવા ખબર હીરુ મહેતરે આપ્યા કે તરત અમારો એક નોકર બિપિન

નાનકડી હોડી હંકારતો શહેરની નાની મોટી શેરીઓમાં ફરવા નીકળી પડયો અને સાથે સાથે અમારી કાગળની હોડીઓ પણ વહેવા લાગી. બગીચાની ઘુમરીમાં થઈને એ ઝપાટાબંધ ચાલ્યા જતાં વહેણમાં પડી આગળ દરવાજાનાં લોઢાનાં સળિયા સાથે અથડાઈને ત્યાંના કાદવિયા કળણમાં ઉથલી પડતી.



લાકડીને ટેકે લંગડાતા લંગડાતા ભિશ્તિખાનામાં આવીને ઈશ્વરદાએ સાદ દીધો—"વિશ્વેશ્વર !" અને "આવ્યો જી" કહેતો વિશ્વેશ્વર હાથમાં હોકાની નળી લઈ આવતો ! 'શનિ નાત મગજે તિન આર સબ દિને દિન' બોલતા જ હોકો ગડ ગડવા લાગ્યો એ દિવસોમાં ચોમાસામાં વરસાદ સાથેસાથ આકાશને ચીરીને વા—વંટોળ સાથે તૂટી પડતો ને કાચા મકાનો ને ભીંતડાની છત ચૂવા માંડતી, ઘેર ઘેર ચૂવે ખીચડી ઓરાઈ જતી વરસાદ આવતા જ રસ્તાઓમાં પાણી ભરાઈ જતા, તળાવ ઉભરાઈ જતા અને તેમાથી માછલીઓ રમતી રમતી રસોડામાં આવી પડતી, જો એ પકડાઈ જતી તો કયાર તળાઈ જતી એના ખબર જ ન પડતી

આવે વરસાદ ને ચૂવે છત,
ઓરાય ખીચડી
તળાય માછલી,
આવે વરસાદ ને ચૂવે છત

સાત દિવસ ને સાત રાત સતત વર્ષાની રમઝટ બોલી 'વાવોળ વગાણા ખાતા જાવ, ને ચૂતી છત્રી લેતા જાવ' જ્યા જુઓ ત્યા બધે ભીના પોતિયા, ને સાડી પડદાની જેમ હવામા ઝૂલે, ને એને છાંયડે છાંયડે રમતાં દિવસ આખો ભમવાનું સાંજથી જ દેડકાઓનુ ડાઉં ડાઉંનુ સંગીત શરૂ થઈ જતુ અને રાત્રે સંભળાતો મચ્છરદાની ફરતા ગણ ગણતા મચ્છરોનો ગણગણાટ મુનિમ—મહેતાજી સહુને માથે ગોળ તાડછાની છત્રી હોય ત્યારે સોલા હૅટ, વૉટરપ્રૂફ કે રેઈન કોટ નહોતા ત્યાર નાના મોટા સૌ ભેગા બેસી ટાઢા પહોરની હાંકતા વાર્તા વિનોદ કરતા અને ગડગડતા હોકામાથી દેડકાનો અવાજ સંભળાતો ગુડુક ગુડુક

## ૨ ઈનામ

આજે જોઉં છુ કે નાના બાળકો બે હાથમા દફતર—પાટી લઈને લહેરથી હો—હા કરતા ભણવા ચાલ્યા જાય છે કેવી ચપળતા છે એમનામા ! આ રીતે ભણવા મળ્યુ હોત તો હુ પણ કદાચ થોડુક ભણી શક્યો હોત અમારે તો ઘરની પાસે જ હતી નૉર્મલ સ્કૂલ પણ એથી શું ? મારી મેળે હુ કદી યે નિશાળે નથી ગયો નિશાળથી નાસતો ભાગતો ફરતો આજે પેટમાં દુખવાનું તો કાલે માથું દુખવાનુ બહાનુ કાઢતો પરતુ કેમે ય ક્યું એમાથી છુટાતું નહિ સ્કૂલે જવા ગાડી દરવાજે આવીને ઊભી રહે અને હુ બૂમરાણ મચાવુ નહિ જાઉ કેમેય કર્યા નહિ જાઉં ' પણ નોકરા જબરદસ્તી કરી ગાડીમા બેસાડે જ રહે

મનમાં થાય કે આ ગાડીના બન્ને પૈડા મારા પર થઈને ભલે ચાલ્યા જાય પણ નિશાળે નથી જવુ પણ એ આકરી ખેચતાણમા હુ આવડોક છોકરા શે ટકી શકુ ? હુ રડુ એથી ક્યારેક ક્યારેક નાના ફૈઆને દયા આવે અને એ કહે 'એ ગુનુ[1], અબો[2] આજ નિશાળે નહિ આવે '

---

૧ ગુનુ = મોટા ભાઈ ગગનેન્દ્રનાથ ટાગોર, ૨ અબો = અવનીન્દ્રનાથ

અને રામલાલને કહેતા કે 'એને છોડી દે. આજે એ નિશાળે નહિ આવે.' આમ ક્યારેક ક્યારેક નાનાં ફૈબાના બોલથી મુક્તિ મળી જતી. પણ મોટે ભાગે તો નોકરો ટીંગાટોળી કરીને ગાડીમાં બેસાડી બારણું વાસી દેતા. અને ગાડી ચાલવા માંડતી. બીજું શું કરું? જોર કંઈ કામ ન આવતાં બંદી દશામાં બેઉ આંખનાં આંસુ લૂછી હું ગુમસુમ બેઠો રહેતો. નિશાળ મને દીઠીયે ન ગમતી. છતાં ત્યાં કંઈક ગમતું તો તે એક ઓરડામાં કાચના કબાટમાં રાખેલાં રમકડાં: એક મોટી સ્ટીમર અને થોડાક વિવિધ આકારના શંખ. ઘણુ ભાગનો વખત હું નિશાળમાં એ કબાટ સામે બેઠો બેઠો રમકડાં જોવામાં કાઢતો. મારા ચિત્રશિક્ષણનો એકડો મેં ત્યારે ઘૂંટયો. બીજી કંઈ વિદ્યા તો આ હાથે ન ચડી, પણ સુભાગ્યે એ વિદ્યા થોડીક આવડી ગઈ.



માટીનો એક કૂંજો અને એક પ્યાલો, આ બે હતાં મારા ચિત્ર-શિક્ષણનાં સૌ પહેલાં પ્રેરક સાધન. અમારી બાજુમાં જ મોટા છોકરાઓનો એક વર્ગ હતો. હું અવારનવાર એ વર્ગ તરફ પડતી બારી બાજુ જઈને બેસતો. ત્યાંના માસ્તર લાલ—વાદળી પાણીના શીશા એકબીજામાં ઠાલવતા.

લાલ પાણી ક્યારેક વાદળી બની જતું, તો ક્યારેક વાદળી પાણી લાલ બની જતું, તો ક્યારેક વળી એ બેઉનો રંગ ઉમટી જતો અને શીશામાં થોડુંક આછું ડોળું પાણી જ નજરે ચડતું! હું એ ધારીધારીને જોતો. મને એમાં બહુ મઝા પડતી. કેમિયા વિદ્યા (કેમિસ્ટ્રી)નો એ વર્ગ પૂરો થયે આવતા સાતકોટીબાબુ ડ્રૉઈંગ માસ્તર. એક મોટા કાગળ ઉપર મોટો-કરીને ચીતરેલો એક માટીનો કૂંજો અને પ્યાલો કાળા પાટિયા ઉપર ટીંગાડીને એ કહેતા: 'છોકરાઓ, હવે આ જોઈજોઈને ચીતરો જોઉં.' અને બધાં વિદ્યાર્થીઓ તે ચીતરવા માંડતા. પછી માસ્તર એક પછી એક બધાની પાસે જઈ એનું કામ જોતા. એ જ વર્ગમાં હતો અમારી પડખેની શેરીનો ભુલુ. અમે સાથે જ નિશાળે જતાઆવતા, એટલે એને પકડી પાડ્યો ને કહ્યું કે 'કઈ રીતે ઈ કૂંજો પ્યાલો ચીતરાય એ શીખવી દે મને ભાઈ!' એની પાસેથી કૂંજો ચીતરવાનું શીખીને હું ખુશખુશાલ થઈ ગયો. પછી તો વખત મળે કે તુરત કૂંજો ને પ્યાલો ચીતરતો. એમાં યે મને વધુ મઝા આવતી કૂંજાના મોંનો ગોળાકાર દોરવામાં. ત્યારે મન કૂવાના દેડકાની જેમ એકદમ કૂંજાની અંદર ઊતરી જવા—તેમાં ડૂબકી મારવા ઉતાવળું થતું. ને પેલા કાચના કબાટમાંની સ્ટીમર! એમાં સવાર થઈને સાત સમુદર અને તેર નદીઓને પેલે પાર જવા મન આતુર થઈ જતું. શું ફક્કડ હતી એ રમકડાંની સ્ટીમર? અસલ સ્ટીમરના જેવું જ તોતિંગ મોટું ભૂંગળું, બોયાં—દોરડાં વગેરે હુબહૂ સ્ટીમર જ જાણે.

ભુલુ મને લગભગ રોજ કહેતો: 'તું ભણવામાં જરા હોશિયાર બની જા તો કદાચ આ સ્ટીમર જ તને ઈનામમાં મળી જાયે; પણ ભણવામાં ચિત્ત જ ચોંટતું નહિ, પછી ઈનામ ક્યાંથી મળે? એટલે એની જરા યે આશા નહોતી; અને છતાં મનમાં થતું કે એકાદ ઈનામ મળી જાય તો કેવી મઝા? પરંતુ નૉર્મલ સ્કૂલમાં મને ક્યારેય કંઈ ઈનામ ન જ મળ્યું.

એકવાર સ્કૂલમાં ઇનામ-સમારંભ ઊજવાયો સ્કૂલનો એક વિશાળ ખંડ આખો ગૅલરીઓથી ભરપૂર હતો ત્યાં એક બાજુએ થોડીક ખુરશીઓ અને એક ટેબલ હતું રોજ વર્ગ શરૂ થતા પહેલા નાનામોટા સૌ છોકરા ત્યાં ભેગા થતા માસ્તર રજિસ્ટર ઉઘાડી એક પછી એક વિદ્યાર્થીનું નામ બોલતા અને અમે 'પ્રેઝન્ટ સર,' 'ઍબ્સન્ટ સર' એમ હાજરી-ગેરહાજરી પૂરાવતા હાજરી પૂરી થયે કસરત શરૂ થતી માસ્તર બોલ્યે જતા હતા—'જમણો હાથ ઊંચો! ડાબો ઊંચો! આગળ હલાવો! ને અમારા પાંચ ને પાંચ દસ આગળા આંબાના કૂણા પાંદડાની જેમ હવામાં હાલતા—ને પછી પગનો વારો આવતો ડાબો—જમણો, ડાબો જમણો કરતા, બહુ જ ધીમો ધબધબાટ કરતા સૌ પોત પોતાના વર્ગમાં ચાલ્યા જતા

એ જ મોટા ખંડમાં, ઇનામ સમારંભને દિવસે, ટેબલ ઉપર ગુલાબી દોરીથી બાંધેલી ઢગલેઢગલા નાની-મોટી, સોનેરી-રૂપેરી, રંગ-બેરંગી ચોપડીઓ પડી હતી ખુરશીઓની એક હાર વિશિષ્ટ શહેરીઓ માટે રાખવામાં આવી હતી અમે બધા છોકરાઓ પણ બહુ વહેલા આવીને ગૅલેરી પર ગોઠવાઈ ગયા હતા ઈનામ વહેંચાતાં પહેલા જિતેન બાડુજ્જેએ કુસ્તીના પ્રયોગો બતાવ્યા, લોઢાની સાંકળ તોડી, લોઢાના મોટા મોટા દડા ઉછાળ્યા ને ઝીલી લીધા એ એક જાણીતા પહેલવાન હતા

હવે ઈનામ વહેંચાવાનાં હતા હેડમાસ્તર ગોપાળબાબુ—ટાલિયું માથું, પાછળ ટૂંકાટૂંકા વાળ, એ આજે હું છું એવા જ હતા પણ અમનો વાન જરા વધુ ઊજળો ઠરેલ માણસ હતા એ હજામત કરાવી, ફિટફાટ થઈ, ગળામાં ચાદર ઝુલાવતા આવીને એ ખુરશીમાં બેઠા વિદ્યાર્થીઓ કોઈ કાંઈ સમજે, કે ન સમજે, પણ આવા પ્રસંગોએ તો તેઓ અંગ્રેજીમાં જ ભાષણ આપતા એમનું લાંબું લચ્ચ ભાષણ એમણે પૂરું કર્યું એટલે એક માસ્તર ઊભા અને જોરે જોરે

ઈનામ મળવાનુ હતુ તેના નામ ધીમેધીમે પણ મોટેથી વાંચવા લાગ્યા પોતપોતાનુ નામ નાભળતા જ નો ઊભા થઈને પેલા ટેબલ પાસે જઈને ઊભા રહેતા ને હેડમાસ્તર સાહેબ હળવેકથી એના હાથમા ગુલાબી દોરીએ બાધેલુ ઈનામ મૂકી દેતા આમ, એક પછી એક ઈનામ અપાતુ હતુ અને અમે બધે તેટલા જોરથી તાળીઓ પાડી ઊઠતા અને તાળીઓ પણ કેવી ' અમારી હથેળીઓ લાલચોળ થઈ ઊઠતી ને ચમચમવા લાગતી છતા અમે અટકતા નહિ એ વખતે ઘણા ઈનામ વહેંચાયા હતાં—એમાં ભુલુને પણ એક ઈનામ મળ્યુ સારી ચાલચલગત માટે એક ઈનામ સમર દા'ને પણ મળ્યુ હુ એ બધુ ચીવટથી જોતો ને વિચારતો કે હવે નક્કી મારુ નામ બોલાશે અને મને પણ સમર દા' જેવા કોઈક ગુણ માટે કઈક ઈનામ નક્કી મળશે મારુ નામ સાભળવા હુ કાન માંડીને બેઠો છે—ુ ઈનામ પણ અપાઈ ગયું છતાં મારુ કાને મારુ નામ સભળાયુ નહિ ઈનામ વહેંચવાનુ પૂરુ થયે માસ્તરો ઊભા થઈ ગયા, છોકરાઓ પણ હો—હો કરતા બહાર નીકળ્યા, અને મારી આખમાથી આસુ વહેવા લાગ્યા ભુલુ મને આશ્વાસન આપતો હતો કે 'અરે એમાં શું થઈ ગયુ ? સરખી રીતે ભણીશ તો આવતે વર્ષે તને પણ નક્કી ઈનામ મળશે ' પણ મન ઓછુ એ વાત માને ? ને માગ્યો ભાગ ન મળતાં નાનુ બાળક જેમ રડી પડે છે તેવુ મારુ પણ થયુ આખમાંથી આસુ ચાલ્યા જ જાય આખરે ભુલુએ કહ્યુ, ' તારે ઈનામ જોઈએ છે એ જ વાત છે ને ? વારુ આ લે—' અને એટલુ કહી એણે પોતાની નોટમાથી એક પાનુ ફાડી ગ્પાટાભેર કઈક લખી એ કાગળ મને આપ્યો હુ એટલાથી જ રાજી રાજી થઈ ગયો અને એ કાગળ ગડી કરીને ગજવામા મૂકી, આસુ લૂછી ઘેર આવ્યો

બાપુ, ફૂઆ વગેરે દીવાનખાનામા જ બેઠા હતા એમણે પૂછ્યુ, 'લાવો જોઈએ, કોને કોને શુ ઈનામ મળ્યું ?' સમર દા'એ એનું ગુલાબી દોરીએ બાધેલું, લેબલ ચોટાડેલું સોનેરી ચોપડીનુ ઈનામ

બનાવ્યુ એ જોઈ મે કહ્યુ, 'મને ય ઇનામ મળ્યુ છે' ફૂઆએ કહ્યુ, 'બતાવ જોઈએ?' અને મે ગભીરતાથી ગજવામા હાથ નાખી પેલો કાગળ કાઢી એમની સામે ધરી દીધો કાગગ હાથમા લઈ એને ફેરવીફેરવીને જોતા તેઓ ખડખડાટ હસી પડયા! અને ત્યારે જ મને ખબર પડી કે પેલા ભુલુએ મને બનાવ્યો હતો ને ત્યારે મને એ ભુનુ પર ગજબનો રોષ ચડયો રાત્રે ખાવાપીવાનુ પતાવી ઝટપટ ઊંઘી ગયો સવાર ઊઠીને જોયુ તો ઇનામ ન મળ્યાનુ દુ ખ મનમા જરા યે નહોતુ

# ૩ : પાર્ટિંગ

ભણવામાં દિલ ચોંટે ક્યાંથી? સ્કૂલની એ પાકી ભીંતથી ઘેરેલા બંધ ઓરડામાં મારો શ્વાસ જાણે ગૂંગળાતો હતો. શક્ય હોય ત્યાં સુધી હું વર્ગની બહાર જ આંટાફેરા કર્યા કરતો. સ્કૂલની બાજુમાં જ શ્યામ મલ્લિકનું મકાન હતું. એમને ત્યાંની એક છોકરી અમારી સ્કૂલમાં ભણવા આવતી. ચપોચપ બાંયનું પહેરણ ને ઇજાર એ પહેરતી, અને લાંબી વેણી ઝુલાવતી ઝુલાવતી સ્કૂલે આવતી. એમને ત્યાં એક પાળેલું કાળું રીંછ રોજ બગીચામાં ફરતું દેખાતું. શાળામાં ઊભો ઊભો હું એ રીંછને જોયા કરું. સ્કૂલના ઓરડા બહારનું બધુંયે ત્યારે મને ગમતું. સ્કૂલના દરવાજા પાસે થઈને એક રસ્તો જતો. ત્યાં થઈને વિવિધ જાતના લોકો પસાર થતા તેમની આવજા જોતો. પણ એ રીતે જોતાંજોતાં એક દિવસ એક ગજબની વાત બની ગઈ. રોષે ભરાયેલા કાબુલીને કદી જોયો છે? દરવાજા પાસે રોજ અંગુર, દાડમ વગેરે લઈને કેટલાયે કાબુલી ફેરીવાળા બેસતા. બપોરની રજામાં છોકરાઓ તેની પાસેથી એ ખરીદીને ખાતા. તે દિવસે એવું થયું કે

મોટા છોકરાઓમાંથી કોઈક એક કાબુલીને 'બેઈમાન' કહ્યો પણ 'બેઈમાન' કહીને પછી જાય ક્યાં? જોતજોતામાં તો મનુલી બધા રાખે ભરાઈ ઊઠ્યા દરવાને બુદ્ધિ વાપરીને લોઢાનો મોટો દરવાજો તરત બંધ કરી દીધો બહાર કાબુલી અને અંદર છોકરાઓ રસ્તા પરથી ફેંકાવા લાગ્યા ધડાધડ કાબુલી દાડમ માથા ઉપર જાણે એની સાથે અનેક પત્થર પડયા જાણે છોને, આવી મારામારીમાં હું સદાયે સૌની પાછળ જ રહુ છું શિશુબોધ ચાણક્યનો પેલો શ્લોક યાદ છે ને કે 'न गणस्याग्रतो गच्छेत्' તે બાપુ, સાચુ જ કહીશ હું એમ પાછળ રહીને તૂટેલા દાડમ વચ્ચે વચ્ચેથી વીણી વીણીને મોઢે મોમા મૂકવા એ દિવસના કજિયામાં આખરે જીત્યા તો અમે જ, પરંતુ સ્કૂલમાંથી રજા પછી ઘેર તો જવુ પડે ને? કાબુલીઓનો ડર મનમાંથી જતો જ નહોતો હું પાલખીમાં બેસી, બારણા બરાબર બંધ કરી, બીતાંબીતા ઘેર પાછો ફર્યો હતો

નૉર્મલ સ્કૂલના એકેએક પંડિતને જોયા હોય તો સમજાય કે તેઓ કેવા વિદ્વાન હતા! અમને ભણાવતા લક્ષ્મીનાથ પંડિત એમનું મો બરાબર મા દુર્ગાના અસુર જેવું હતું! બહુ મોટું એવુ માથું, કાળો સીસમ જેવો વાન અને [1]બોયાલ માછલી જેવા લાલ તગતગતી આંખો! એમની પાસે શું ભણું? એ વર્ગમાં હોય ત્યાં સુધી મારુ બાળ મન બલિદાનના બકરાની જેમ ધ્રૂજતું માંડમાંડ એમનો સમય પૂરો થાય ને ઘંટ વાગે ત્યારે હું નિરાતનો શ્વાસ મૂકતો

એ પછી આવતા અમારા બંગાળી અને સંસ્કૃતના પંડિત માધવ ભટ્ટાચાર્ય એ અતિ ભલા, ભોળા ને પ્રેમાળ માણસ હતા 'શિશુ બોધ'માં ચાણક્ય પંડિતનુ ચિત્ર છે ને, તેવા જ મોટી એવી ચોટલી એ રાખતા એ વખતે એક વાર ધોળે દિવસે તારો દેખાયો અને

---

૧. માછલીની એક જાત

સ્કૂલમા એવિતી રજા પડી વર્ગમાથી છૂટીને સૌ બહાર આવ્યા સ્કૂલમા એક 'ટેલીસ્કોપ' હતો. એના વડે તારા જોવા સૌ ઉતાવળા થવા લાગ્યા હુ એ માધવ પ ડિત પાસે पञ्च पतन्ति વગેરે ઘણી યે સુ દર વાતો ભણેલો ત્યાથી હેડમાસ્તરને હાથેપગે લાગીને માંડમાડ ઉપર ચડયો અને ગયો હરનાથ પ ડિતના વર્ગમાં. એમના બ ને જડબા ગજબના પહોળા અને સખત હતાં વાતો કરતા એમના જડબાં પહોળા થતા ત્યારે એ ક ઇંક ચાવતા હોય તેવુ લાગતુ ! થોડો વખત એમની પાસે ભણ્યો આમ કરતા કરતા ત્રણ ધોરણ ચડયો પછી વારો આવ્યો માસ્ટર મોશાય પાસે ભણવાનો એ જ વર્ગમા અમને અ ગ્રેજી ભણાવવા એક માસ્તર આવતા. એમણે એક અ ગ્રેજી રીડર લખી, છપાવી એને પાઠય પુસ્તક તરીકે મ જુર કરાવી લીધી હતી અમારે એ ચોપડી જ ભણવાની હતી એક દિવસ એવુ બન્યુ કે વર્ગમા અ ગ્રેજીના માસ્તર અમને ભણાવતા હતા કે P-u-d-d-i-n-g 'પાડિંગ ' મારા માથામા કોણ જાણે શુ ડહાપણ ભરાયુ તે હુ બોલી ઊઠયો કે 'માસ્ટર મોશાય, આનો ઉચ્ચાર 'પાડિંગ' નહિ પણ 'પુડિંગ' થાય હુ ઘેર એ રોજ ખાઉ છુ ' માસ્તરે મને ધમકાવતા કહ્યુ, 'બોલ, પાડિ ગ !' મે કહ્યુ 'ના, પુડિંગ'! એમણે ફરીફરીને 'પાડિ ગ' બોલવા કહ્યુ, પણ મે મારી વાત ન મૂકી વાહ રે ! હુ ઘેર રોજ 'પુડિ ગ' ખાઉ છુ ને અહી 'પાડિ ગ' કેમ કહુ ? માસ્તરે જિદ લીધી કે એ મારી પાસે 'પાડિ ગ' કહેવડાવ્યે જ રહેશે, અને હુ બો ૨ે જતો હતો 'પુડિ ગ—પુડિગ—પુડિગ !' બીજા છોકરાઓ તો આ પ્રસ ગ જોઈ થ ભી જ ગયા એમ કરતા કરતા આખરે નિશાળ છૂટવાનો ઘ ટ વાગ્યો માસ્તરે સજા કરી કે ચાર વાગ્યા પછી એક કલાક 'કનફાઇન' (કેદ) સ્કૂલ છૂટી ગઇ ઘેરથી ગાડી લઈને આવેલો રામલાલ મારી રાહ જોતો દરવાજે બેઠો હતો પણ 'કનફાઈન !' કલાક પૂરો થયા વિના બહાર ન જવાય સાજનો નાસ્તોપાણી પતાવી માસ્તર પાછા આવ્યા વર્ગમા આવી એમણે કહ્યુ 'હવે બોલ પાડિગ ' હુ બોલ્યો 'પુડિગ ' અને મારો આ જવાબ સાભળતા જ વર્ગના

દોરીપંખાની* દોરી વડે મારા બેઉ હાથ કસકસાવીને બાંધીને એ બોલ્યા, 'ત્યારે તું જિદ્દી એ નહિ જ બોલે કે? પણ તારે એ બોલવું જ પડશે જોઉં છું કે તું 'પાડિંગ' કેમ નથી કહેતો!' અને એ મારા વાંસા પર તડાતડ નેતરની સોટી વીંઝવા લાગ્યા નેતરના મારથી મારા વાંસો અને હાથ લાલચોળ થઈ ગયેલા અને છતાં એમના 'પાડિંગ' સામે હું પુડિંગ પુડિંગ બોલ્યે જ જતો હતો! રામલાલ વ્યગ્ર થઈને વારે વારે વર્ગના બારણામાં ડોકિયું કરીને જોતો કે વાત શી છે? ખેર આખરે ઘેર આવ્યો જતાંવેંત જ નાના ફૈઈબાએ પૂછ્યું કે વાત શી હતી? મારે બદલે રામલાલે જ જવાબ આપ્યો કે 'આપણા આ ભાઈએ આજે સખત માર ખાધો છે' અને મેં પણ ઝભ્ભો ઉતારી મારો વાંસો અને હાથ બતાવ્યા કસકસાવીને બાંધેલી દોરીના આંકા હાથ પર બેસી ગયા હતા બાપુજીએ તુરત નૉર્મલ સ્કૂલમાંથી નામ કઢાવી નાખવા હુકમ કર્યો અને કહ્યું કે કાલથી એ ઘેર ભણશે અને સ્કૂલે જવાની આફતનો અંત આવ્યો થોડીક સોટીઓ તો ખાધી, પણ સ્કૂલે જવાની બલા તો ટળી! એક 'પાડિંગ' માં જ મારું અંગ્રેજી શિક્ષણ સમાપ્ત થઈ ગયું. વળતા દિવસથી બાપુજીના માસ્તર જદુ ઘોષાલે મારા શિક્ષણનો ભાર ઉપાડી લીધો

* જૂના જમાનામાં જમીનદારોને ત્યાં તથા સ્કૂલો-અદાલતોમાં વપરાતા દોરી ખેંચવાથી ચાલતા પંખા

## ૪ એકાકી

હવે નિશાળે જવાનું બંધ થતાં આ બાતલ સિપાઈની કેવી દશા થઈ તે સાંભળો નિશાળે જવાની આફતમાંથી તો મુક્તિ મળી વિચાર્યું કે ચાલો, સરસ થયું હવે મોગરાઓની જેમ હું પણ સ્વાધીન થઈ ગયો. મનનું ધાર્યું કરી શકીશ નહાવા—ખાવા માટે કોઈ હવે મને ઉતાવળ કરાવશે કે ધમકાવશે નહિ નિયમ મુજબ રહેવાની હવે જરૂર નથી પૂજાની લાંબી રજા પડતાં કે ઉનાળાની રજાઓ મળતાં જેવો આનંદ થાય તેવા આનંદમાં દિવસો પસાર કરીશ એમ હું માનતો હતો અને આમાં તો પાછી ક્યારે નિશાળ ખુલે છે એની પણ ચિંતા નહિ આવી બધી કલ્પનામાં હું મશગુલ રહેવા લાગ્યો

પણ બે દિવસે ય પૂરા થયા ન થયા ત્યાં મેં જાણ્યું કે અરે રામ! આ તો એમ નથી જવું ઘોડાવ માસ્તર અમારા, મકાનમાં જ રહેતા એમની પાસે નમયનર ભણવા બેસવું પડતું દસ વાગ્યામાં જ નોકર ઉતાવળ કરવા માંડતો નાહી કરીને ઝટપટ જમી લેવું પડતું ખાઈપીને ફર્યાં કરતો નિશાળમાંથી મુક્તિ મેં એકલાએ જ મેળવી

હતી મોટાભાઈ, ઇન્દુભાઈ વગેરે સૌ સ્કૂલે ચાલ્યા જતા મારું મન
કે રમત ગમત અને કૂદાકૂદમાં મારો દિવસ નીકળી જાય પણ એમ
ન બન્યું રમું જ કોની સાથે? રમતના સાથી તો સૌ સ્કૂલે ચાલ્યા
ગયા હોય, અન્દર અન્દર બધાં માને ઘેર કરતું શું તે જ સમજાતું
નહિ નોકર સૌ પોતપોતાના કામમાં પરોવાયા હોય રામલાલ મને
ધમકાવતા 'ક્યાં જાઓ નહિ, ચુપચાપ બેસી રહો જરા ત્યાં ...
છોને તો વાત છે તમારી' કહી દઉં છું ગરીબ નાકે અન્દર ભૂત રહે
છે એ પકડી જશે'' આવું કહી એ ગરીબને ત્યાં આવતી એક મોટી
પાસે જ્યાં જન્તરનું ઢાકણ હતું તે તરફ આંગળી ચીંધતો. અગાઉ તો
હું ગમે ત્યારે અંદર ઘરમાં જઈ શકતો, પણ હવે તો નવા નોકર મને
બહાર લઈ આવતો, અને આખો દિવસ મને અંદર જવાની મનાઈ
હતી તેમ છતાં કોઈ ન જોતું હોય ત્યારે હું અંદર ચાલ્યો જતો બા
ત્યારે મારા નાના ભાઈની પગોજણમાં પડી હોય મારે બે નાની બહેનો
હતી સુનયની અને વિનયની એકવાર એમની સાથે રમતા રમતા
મારાથી એનું એક રમકડું ભાંગી ગયું અને એમણે રડારોળ શરૂ કરી
મૂકી કે 'અવન દા'એ અમારી પૂતળી ભાંગી નાખી રે ' અને સૌ
મારા પર તૂટી પડયા 'તું અહીં આવ્યો જ શા માટે? જા, બહાર
ચાલ્યો જા ત્યાં જઈને રમવું હોય એ રમ' અને સૌના મેણાંટોણાં
ખાઈ હું પાછો બહાર ચાલ્યો આવ્યો પરંતુ બહાર કોઈ મને પ્રેમથી
બોલાવે એવું નહોતું, બધા ધાકધમકી આપનારા જ હતા

બાપુજીએ એક ગુલાબી રંગનો કાકાકૌઆ પાળ્યો હતો વરંડામાં
ભીંતે ટાંગેલા હરણના શીંગડા પર એ બેસી રહેતો દેખાવે એ બહુ
સુન્દર હતો સવારે બા પાન બનાવતી હોય ત્યારે બા પાસે જઈને
પાનની ડાળખી ખાય, નાના ફૂંબા પાને જઈ લીલા ચણા ખાય,
અને પાછો આવીને શીંગડા પર બેસી જાય મને વિચાર આવ્યો કે
રાત હવે માણસને બદલે પંખી સાથે જ દોસ્તી બાંધું આમ વિચારી

હુ જેવો એની પાસે જઈને ઊભો કે તુરત એ કલગી ટટ્ટાર કરી, પાખ પહોળી કરી મને ચાચ મારવા આવ્યો ને દોસ્તી કરવી પડતી મૂકી હુ ત્યાથી ભાગી છૂટ્યો. એની પાખે બાપુજી પોતાને હાથે પાઉડર લગાવતા પાઉડર લગાવીને મેમસાહેબ બની એ કલગી હલાવતો બેઠો રહેતો શું અભિમાન હતુ એને! એ ઓછો મારી સાથે મૈત્રી બાધે? હુ તો બીકથી એ બાજુ ફરકતો જ નહિ

બીજી એક હતી કામિની નામે કૂતરી બાપુજી એની બહુ કાળજી રાખતા એ કામિની માટે ખાસ જુદો મહેતર રહેતો એને જ્યારે સાબુથી નવડાવી, પાઉડર છાટી, શણગારી, સેથો પાડી છોડી મૂકતા ત્યારે એ ફરફર કરતી ફર્યા કરતી જાણે ઘરની ચીબાવલી છોકરી ઘરના છોકરા તરીકે અમારુ પણ એટલુ આદર—માન નહોતુ જળવાતુ જેટલુ કામિનીનું જળવાતુ દોસ્તી બાધવાના વિચારે એ કામિની પાસે હુ ગયો, પરતુ એને તો મારી પડી જ નહાતી હુ એની બાજુ ફરકયો કે તુરત એ પૂછડી હલાવતી બાપુજીના ઓરડા તરફ ચાલી ગઈ

નાના નાના એક જોડી વાદરા પણ બાપુજીએ પાળેલા અને એને માટે એ કાળજી પણ એટલી બધી રાખતા કે ગ્રેઈટ ઈસ્ટર્ન હૉટેલમાથી એ વાદરાઓ માટે ખાસ તાજા ચીની મેળવેલા ચેરી ફળ આવતાં! બાપુજી જાતે એક એક કરીને એ ફળ એમને ખવડાવતા અને એ જોતા હુ ઈર્ષાએ બળી ઊઠતો વિચારતો કે એ ફળ મને ખાવા મળતા હોય તો કેવુ સારુ? એક હરણ પણ બાપુજીએ પાળ્યુ હતુ એનુ નામ હતુ 'ગુલાબી' એ ગુલાબી પાસે જાઉં કે એઈ! એઈ! કરતો માળી દોડી આવતો!

જોયા મારા નસીબ? પશુ પખી પણ કોઈ મને પોતાની પાસે ફરકવા દેતુ ન હતુ જો, કોઈની યે પાસે વહાલ પામતો તો તે એક નાના ફઈના પાસે વચ્ચે વચ્ચે એ મને પોતાને ઓરડે બોલાવી જતા

ત્યાં રોજ કથા કે વાર્તા ચાલતી હોય માનિક પગારથી એક નાગર કથાકારને રોકયો હતો થોડીવાર એ સાંભળતો પણ એ પણ કેટલીવાર ગમે? મહામુશીબત થઈ એકલા એકલા સમય કેમ જાય? મનના આ દુખમા હુ વિચારતો કે આ કરતાં તો સ્કૂલ સારી હતી ગાડીમાં બેસ્યા પહેલાં જે કાંઈ વીતે એ વીતે બેઠા પછી તો બધું થાળે પડી જતું ગાડી ગલીને નાકે વળીને આગળ ચાલતી પેલુ શિવમંદિર, ગંગાનો ઘાટ, લોકો, દુકાનો, મારગની બંને બાજુએ બધું જોતો જોતો હુ લહેરથી જતો બહારની થોડીક દુનિયા તો જોવા પામતો હવે તો એકદમ જાણે બંદીખાને પડ્યો! દરવાજો વટાવીને આગળ જવાનો ઉપાય જ નહિ ઉઘાડા દરવાજા પાસે ઓટલે બેઠો છે દરવાન મનોહરસિંગ, અને યાદ આવે છે સ્કૂલ સામેની પ્રતાપ પીપરમેન્ટવાળાની દુકાન નાનીનાની લાલ લીલી ને પીળી પીપરમેન્ટ હુ તેની પાસેથી માગી માગીને ખાતો હુ હાથ લાંબો કરતો કે તુરત એ મારા હાથમાં થોડીક પીપરમેન્ટ મૂકી દેતો

અને યાદ આવતા બીજા સરખે સરખા મિત્રો એમની સાથે હડિયાપાટી ને તોફાનમસ્તી કરવામા યે મઝા હતી મારા જેવા ભીરુ છોકરા પણ એક—બે હતા એકની વાત કહુ નિશાળે આવવુ એને યે જરા પણ નહોતુ ગમતુ નિશાળે જવાનો સમય થાય કે ભાઈ ભાગતા ફરવા માંડે એક વાર નિશાળનો વખત થયો ત્યારે એણે આ બાજુ શું કર્યું? એના ઘરની પાસે જ એક શિવમંદિર હતુ ભાઈસાહેબ એની અંદર ભરાઈને કપડા કાઢી અંધારામા મોટા કાળા પથ્થરના શિવને બાથ ભીડીને બેસી ગયા! એનો પોતાનો રંગ પણ સારી પેઠે શામળો હતો, એટલે શંકરના કાળા રંગમા એ ભળી જતો એના ઘરના નોકરચાકર અને મોટેરાંઓ શોધીશોધીને થાકયા પણ ભાઈસાહેબનો પત્તો લાગ્યો નહિ હો—હા મચી ગઈ આખરે કોક શિવને માથે પાણી રેડવા ગયું ત્યારે ભાઈનો પત્તો લાગ્યો એ બધા મિત્રોની વાત યાદ આવતી અને મારુ મન ઉદાસ બની જતુ

નૉર્મલ સ્કૂલનું મકાન પણ જરા રહસ્યમય હતું મોટું રાજમહેલ જેવું એ મકાન હતું એમાં અટપટી ગલીકૂચીઓ, બાકોરાં—ભેયરાં, અહીં ઓગળે તો ત્યાં ક્યાંકથી વરસે, અને મોટામોટા થાભલાઓ તડકો ત્યાં પહોંચતાં જ ચમકવા લાગતો ફરી ફરીને એ બધું જોતો ક્યાં ગઈ મારી એ નૉર્મલ સ્કૂલ? હમણાં થોડા દિવસ ઉપર ઘણે વર્ષે એક દિ મમા એ મકાન જોતાં બહુ આનંદ થયો

સવારનો વખત તો ભણવામાં જેમતેમ વીતી જતો, પણ બપોર નહોતી જતી ભાઈઓ બધા નિશાળે ચાલ્યા જાય ને બાપુજી એમની કચેરીએ ચાલ્યા જાય. મને ફારસી ભણાવવા એક મુનશી આવતા બેચાર અક્ષર—બે—પે શીખવી એ ચાલ્યા જતા એ મુનશી ભીંત પરના પોતાના પડછાયા સાથે જ ઝગડ્યા કરતા! એક દિવસ એમ ઝગડતા ઝગડતાં અતિ ગુસ્સે ભરાઈ એમણે પડછાયાને એવા તો જોરથી માથું માર્યું કે એમના કપાળમાં ફૂટ થઈ અને લોહી વહેવા લાગ્યું!

એ સમયે નોકર—ચાકર સૌ પોતપોતાની ઓરડીએ ગપ્પા મારતા હોય દીવાનખાનું પણ સૂમસામ રહેતું હું એકલો ત્યાં પડ્યો રહેતો વચ્ચે વચ્ચે ભાઈઓના એકઢાળિયા મેજ ઉઘાડી ઉઘાડીને જોતો કે એમાં શું છે? બધું ઊંચુંનીચું કરી પાછું હોય તેમ મૂકી દેતો મનમાં બીક રહેતી કે જો ખબર પડશે તો ધમકાવી નાખશે બાપુજીનું ટેબલ પણ જોતો કેટલીયે જાતની ચીજો એના પર ગોઠવેલી રહેતી પાસા ર કાચની ક્લમદાની તો એવી ચીજ હતી બરાબર જાણે સમુદ્રનું છીપનું બાપુજીએ એ જ ધોરણે બગીચામાં એક ફુવારો મૂકાવ્યો હતો આજે પણ એ ત્યાં છે હમણાં થોડા દિવસ પર જોડાસાંકો ગયો ત્યારે જોયું તો બગીચો આખો સાફ થઈ ગયો છે કદાચ એક ઝાડવું પણ રહેવા દીધું નથી છતાં પેલો ફુવારો હજુ એમ જ સ્ફટિક જેવા પાણીથી ભરપૂર છે

બાપુજીના ટેબલ પર કલમદાનીમાં કલમ પડી હોય થોડીવાર એના પર હાથફેરો કરી, ફરી એને ઠેકાણે મૂકી દેતો ને પછી સૂઈ

જતો. પણ હું ક્યાં સૂતો એ જાણો છો? હું સૂતો બિલિયર્ડના ટેબલ તળે, જ્યાં કરોળિયાનાં જાળાં અને ધૂળના ઢગલા જામ્યા હોય! ત્યાં



સૂતાં સૂતાં જોતો ત્યારે એ બધું મારે માથે જ ઝૂલતું હોય એમ લાગતું. મારી સૂવાની જગ્યાઓ એવી જ રહેતી. ફાટેલી ચટાઈ પર કે કોચ—ટેબલ તળે ભરાઈને સૂઈ રહેતો: બરાબર જાનવરની જેમ! અને મારી બુદ્ધિ પણ લગભગ એવી જ હતી. આમ છતાં એકાકીપણાનો એક ફાયદો પણ છે જ. એ દશામાં જ સાચી રીતે જોતાં ને સાંભળતાં શિખાય છે. એ રીતે એકલવાયા રહેતાં રહેતાં જ મારી આંખ સાચેસાચું જોતાં શીખી, કાન દરેક સ્વર પકડતાં શીખ્યા. ત્યારથી જ કોણ જાણે કેટકેટલીયે ચીજો, કેટલાયે શબ્દો મારા મનહરણ પાસે પહોંચવા લાગ્યાં. માણસ કે પશુપંખી કોઈ જ જ્યારે મારું સાથી ન થયું ત્યારે એ એવડું મોટું મકાન જ મારું મિત્ર બની ગયું. નવા રૂપે એ મને દેખાવા લાગ્યું. અહીંતહીં ડોકિયું કરતાં કરતાં જ એટલા મોટા એ મકાન સાથે મારી મૈત્રી જામી.

જોડાસંકોના એ મકાનને મેં બહુ ચાહ્યું છે એના બારીબારણાં, દાદર, તોતિંગ દરવાજો વગેરે લોઢા લાકડા પણ મારી સાથે વાતો કરે છે, એટલી બધી ઓળખાણ મારે એની સાથે છે અને એનો પ્રારંભ એ શૈશવથી જ થએલો

પડખે પડખે જોતો કે ઘરમા કયા પાળના ખૂણાનો પડછાયો પડે છે ને કયાં વાદા—જીવડાને પકડવા શિકારીની જેમ મો ફાડીને આખ તનતગાવની ગરોળી ઊભી છે ક્યાંક ચકચાએ માળા નાખ્યા છે, તો ક્યાક વળી શિકાર ઉપર સમળી બેઠી છે હું એ જોયા કરતો ને જોયા જ કરતો વચ્ચે વચ્ચે એ ચી ઈ કરતી એક ચક્કર ફરીને ઊડી જતી અને કયારેક વળી જોઠ રહેતો સામેની ધોળી ભીંત ઉપર પેલી બાજુ ઉત્તરમાથી ખડખડિયાની તડ વાટે દિવસનુ અજવાળુ અદર ભીંત ઉપર આવતુ બહારની બાજુ માણસ હોય તો એના પડછાયા ઘરમા ભીત પર હાલતા દેખાય એક પછી એક રંગીન ફિલ્મની જેમ તેઓ પ્રકાશને પંથે આગળ ધપતા અધકારમાં ઓગળી જતા એ જાતનાં પ્રકાશચિત્રો જોવાનુ મારું વ્યસન હજુ યે ચાલુ જ છે આજે પણ ધોળે દિવસે ઘરમાં બેઠે બેઠે ચિત્રો જોઉં છુ કાલે બપોરે કૌંચ પર બેઠે બેઠે ઝોલા ખાતો હતો બહારના તાડ વૃક્ષનો પડછાયો ઘરની ભીત પર પડતો હતો હવામાં પાંદડા હાલતા હતા પાછળ આકાશમાં શ્વેત વાદળા હતા બરાબર જાણે ચાંદનીનુ ચિત્ર ત્યારે પણ આ બધું જોતો અને આમ જોવાનું શરૂ કર્યું ત્યારથી એકાકી રહેવા સામેનો અણગમો ચાલ્યો ગયો છે

બીજી બાજુ વળી વિવિધ સ્વર—અવાજો મારે કાને આવવા લાગ્યા બપોર થતા જ ગલીને નાકેથી સાદ સંભળાતો ઠણ્, ઠણ્, ઠણ્ 'વાસણ લેવા છે .વા સ ણ ' અને એ સાદ દૂર સરી જતો ત્યા થોડી વારે સંભળાતો 'બંગડી લો . બંગડીઈ . , રમકડાં બં'...ગ ડી ! ર .મ ક . ડાં'નો નાદ, અને બા, ભાભુ, ફૈબા વગેરે લગભગ દરેક વેળા

બોલાવતા ટોપલો એક બગડી અને રમકડા લઈને એ આવતો અજબઅજબ રમકડા એ લાવતો પતરાની નાની નાની માછલીઓ અને લોહચુંબક વાળુ એક રમકડુ એ લાવતો માછલી પાણીમા નાખી લોહચુંબક અધ્ધર રાખીને એને જેમ ફરવીએ તેમ માછલી પાણીમા ફરે એ રમકડુ લેવાનુ મન મને બહુ થતુ ઘરના બીજા બધા બાળકોને એ ઘણીવાર મળતુ, મને ક્યારેક જ મળતુ જાણે કોઈને મારી પડી જ નહોતી એ પછી ઉનાળામા નમતી સાંજે આવતો કુલફી બરફ વાળો બરફ બરફ કુ લ ફી બ ર ફ' કરતો

જ્યોતિકાકાએ એક ગીત આ વિષે લખ્યુ હતુ

બર ફ બ . ર. ફ . કરતો,
બરફવાળો જાય...

સાંજ વેળા સાદ સંભળાતો બેલફૂલનો 'બેલફૂલ બે લ ફૂ લ!' બોલતો બોલતો એ શેરીમાથી પસાર થઈ જતો દાસીઓ એને બોલાવી બેલફૂલ ખરીદતી અને ઘરની વહુઓ, બહેનો, દીકરીઓ વગેરે સ્ત્રી વર્ગ એની માળા ગૂથતો

મોડી સાંજે આવતો [1]મુશ્કિલ—આસાન હાથમા ટમટમતો ચિરાગ લઈને, લંબી દાઢી હલાવતો એને હુ વરડામાથી જોતો દરવાજે આવીને સાદ પાડે મુશ્કિ લ આ સા . ન! મુશ્કિ લ આ સા ન!' અને અમારે ત્યાના ક્રમ મુજબ એને મુઠ્ઠી ચોખા યા પાઈ પૈસો આપી દેવાતા ને વળી પાછો સાદ પાડતો એ ચાલ્યો જતો

---

૧ મુશ્કિલ આસાન મૂળ ફારસીમાથી આવેલા આ શબ્દનો તત્ત્વાર્થ છે 'જે મુશ્કેલ દેખાય છે તે સહજ પણ છે' એનુ ટૂંકુ રૂપ 'મુશ્કિલ-આસાન' સાંજ વેળા હાથમા ચિરાગ લઈને 'જહા મુશ્કિલ તહા આ . સા.. ન' કરતા ભીખ માગતા મુસ્લિમ ગાયક ભિખારીનો વર્ગ.

બીજો પણ એક નાદ સભળાતો હજુ પણ કયારેક કયારેક એ કાનમા ગૂજી ઊઠે છે બપોરે જ્યારે બધુ સૂમસામ હોય, ક્યાયથી કઈ કરતા કઈયે અવાજ ન સભળાતો ન હોય ત્યારે એ સાદ સભળાતો 'કૂ યો..ર ઘટિ તોલા[1]' બરાબર કોઈ અદ્ભૂત પખી બોલી રહ્યુ હોય એમ લાગતુ રાત્રે પથારીમા સૂતે સૂતે જોતો બારી વાટે આમલીના ઝાડના કાળાઘોર માથા દાદીઓ કહેતી કે એ આંબલીના ઝાડ નીચે અમારા કટુબના સૌની ઓર દાટી છે વચ્ચે વચ્ચે અગાશીમાથી [2]ભોદડનો ટોડવાનો અવાજ સભળાતો એને પગલે પગલે મનમા એક વાર્તા સર્જાતી કે બ્રાહ્મણનુ ભૂત હાલે છે ને ટોશીને ઉધરન આવે છે એવા એક ટોશી સાચે જ હતા લાકડી ઠક ઠક કરતા એ આવતા મોર એમની આખ ટોવી ગયો હતો મારી 'ક્ષીરેર પુતુલ' વાર્તામા જે પધ્દી ડોકીને મે ચીતર્યા છે તેવા જ બરાબર એ હતા

રાત્રે દસ વાગ્યા પછી નદ ફરાસને[3] ત્યા નટ લંગડો બેહાલા[4] વગાડવા આવતો મોડી રાત સુધી એ એક જ સૂર વગાડયા કરતો એ સૂર જાણે એક, બે, ત્રણ, ચાર એક, બે, ત્રણ, ચાર, એમ બોલતો હતો પાછળથી મે એમાથી જ એક જાત્રાના[5] સૂર નક્કી કરી આપેલા

બાપુજીને ત્યાની બેઠક વિખરાયે નદફરાસને ત્યા બેઠક જામતી છિરૂ મેતર, નોટો લગડો અને બીજા ઘણા ત્યાં આવતા વહેલી સવારે ઘર સામે ઘોડા ધમારાતા ટપ્ ટપ્ ધપ ધપ્ કાગડાનુ કા કા શરૂ થતા અગાઉ એ અવાજે જ મારી ઊંઘ ઊડી જતી રોજ ઊંઘતા પહેલાં અને ઊઠયા પહેલાં આ બે અવાજ સાંભળતો બેહાલાનો 'એક—બે —ત્રણ—ચાર,' અને ઘોડા ધમારવાનો 'ટપ્ ટપ, ધપ્ ધપ'

---

૧ કૂવામા પડી ગયેલ ઘડો કઢાવવાનો સાદ પાડતો મજૂરનો અવાજ
૨ ભોદડ બિલાડીના વર્ગનુ એક પ્રાણી જે ભૂચર હોવા છતા પાણીમા ડૂબકી મારી માછલી ખૂબ હોશે ખાય છે (ઑટર Otter ?) ૩ જમીનદારોને ત્યા પથારીનુ, ઘરની સાફસૂફીનુ અને સાજે દીવાબત્તીનુ કામ કરનાર નોકર ૪ એક તારા જેવુ એક વાજિંત્ર ૫ બગાળમા પ્રચલિત નાટકનો એક પ્રકાર

એ જમાનામાં પ્રત્યેક સમયનો પોતાનો અવાજ હતો. હવે એ નથી. હવે બધા ભેગા થતાં કોલાહલ મચી જાય છે. ટૅક્સીનો ભોં ભોં, દુકાનદારના બૂમબરાડા, રસ્તાની હો-હા. વળી હમણાં તો માથા પર ગાજતાં વિમાનોનો ઘરઘરાટ, રેડિયોનો ગણગણાટ અને બીજા યે કેટલાય અવાજો વધ્યા છે. ત્રીજા માળની અગાશી પરથી જ્યોતિકાકાના પિયાનાના સૂર અને રવિકાકાનું ગીત સંભળાતાં. અને વળી સંભળાતું ભાઈજીનું મુક્ત હાસ્ય કયાં ચાલ્યું ગયું એ બધું!

એ દિવસોમાં એક બપોરે દીવાનખાનામાં બેઠાં બેઠાં મેં 'લંડન ન્યૂસ'ની ફાઈલ શોધી કાઢી. એક ખૂણામાં એ પડી હતી. એક પછી એક પાનાં ફેરવતાં અંદરનાં ચિત્રો પર મારું ધ્યાન ગયું. , કેટકેટલી વિવિધ છબિઓ હતી! માણસોની, રસ્તાઓની, નાનાંમોટાં કારખાનાંઓની ને વિવિધ કુદરની દશ્યોની. એકચિત્તે એ બધાં ચિત્રો હું જોતો. એક દિવસ એ રીતે હું ચિત્રો જોતો હતો. અને ઘોષાલ માસ્તર આવ્યા. મઝાની ફાંદવાળા હતા એ. ઉઘાડે શરીરે જ્યારે એ આવતા ત્યારે એમની તેલથી માલિશ કરેલી ફાંદ પિત્તળના અજવાળેલા હાંડાની જેમ ચકચકતી. અંદર આવતા જ 'શું જુએ છે એ?' કહેતાં એ મારા હાથમાંથી ફાઈલ લઈ તેનાં પાનાં ફેરવવા લાગ્યા. પાનાં ફેરવતાં ફેરવતાં એક પાનામાં એમણે કોઈક ફ્રેન્ચ રાણીનું ચિત્ર જોયું, અને બે હાથ જોડીને એમણે એને ત્રણ વાર પ્રણામ કર્યા. એ પછી હું જોતો કે તેઓ રોજ નાહીને ત્યાં આવી પેલી ફ્રેન્ચ રાણીનું ચિત્ર કાઢી એને ત્રણ વાર પગે લાગતા! એનું કારણ મને સમજાતું નહિ. દેવદેવીનું ચિત્ર તો એ હતું નહિ, તો પછી આમ પ્રણામ કરવાનું કારણ શું હશે? આખરે એક દિવસ મોટાભાઈને પૂછ્યું. એમણે હસતાં હસતાં કહ્યું તને ખબર નથી? ઘોષાલ મોશાયને મેં પૂછેલું. એ કહેતા હતા કે એ ફ્રેન્ચ રાણી દેખાવમાં બરાબર એમની પત્ની જેવી જ લાગતી હતી. અને એ કારણે જ તેઓ રોજ એને પ્રણામ કરતા હતા!

## ૫ : પરીની દુનિયા

તે દિવસે કોઈકે મને પૂછ્યું કે 'તમે તો બાળપણથી ગીતો અને ચિત્રોના વાતાવરણમાં જ મોટા થયા છો ને?' મેં જવાબ વાળેલો કે જરા યે નહિ.

ચિત્રો અને ગીતોનું વાતાવરણ અમારે ત્યાં હતું ખરું. બાપુજીને ચિત્રો ચીતરવાનો શોખ હતો; જ્યોતિકાકા પણ ચિત્રો ચીતરતા. પોર્ટ્રેટ ચીતરવા પ્રત્યે એમનું ખાસ વલણ હતું. પરંતુ એ ચિત્રો જોવાં તો દૂર રહ્યાં, પણ હું એમના ઓરડામાં યે કદી જવા ન પામતો.

ગીત–વાદન પણ થતાં. એ દિવસોમાં ઘણે ઠેકાણે પગારદાર ગાયક રહેતા. અમારે ત્યાં પણ કેષ્ટો અને વિષ્ણુ નામના બે ગાયક હતા. દુર્ગાપૂજા વખતે આગમની અને વિજયાનાં ગીતો ગાતાં. ઉસ્તાદી ગીતોની મેહફિલ પણ રોજ સાંજે જામતી અમારા દીવાનખાનામાં. એ જમાનામાં એ રિવાજ હતો. આડોશી–પાડોશી, મિત્રો–સ્નેહીઓ આવતા એ ગીતો સાંભળવા. નવ વાગ્યાના ડંકા પડતાં મેહફિલ પૂરી થતી ને સૌ

પોતપોતાને ઠેકાણે જતા આ બધુ યે હુ આઘેથી જોતો—જાણતો, પણ ત્યાર એમાનુ કઈ સમજાતુ નહિ

છતા હા, ઘરમા ગીતો ગવાતા બીજે માળે નવી કાકીના ઓરડામા જ્યોતિકાકા પિયાનો વગાડતા અને રવિકાકા ગાતા શુ અજબ હતુ એ ઊગતી ઉમગે રવિકાકાનુ ગાનુ ! જેવો એમનો સૂર એવા જ એમના ગીતો ચાર બાજુ સૌને મહાત કરી દેતા હુ મારા ઓરડામા બેઠાબેઠા કાન માંડીને એ સાભળતો એથી જ કહુ છુ કે બાળપણમા ગીતો તો સાભળ્યા છે, પણ ચિત્રો તો જરા યે જોયા નથી ચિત્રો જે થોડાઘણા યે જોયા હોય તો તે નાના ફઈબાને ઓરડે, રજાને દિવસે બપોરે નાના ફઈબાના બારણામા ડોકિયુ કરુ ને ફઈબાની નજરે ચડુ કે તુરત બોલાવે, 'કેમ અ ધા અવા ! આવ આવ, અદર આવ ' શુ સરસ ઓરડો હતો એમનો ! કેટકેટલીયે જાતના ચિત્રો દેશી ઢબના તૈલ ચિત્રો એક હતુ શ્રીકૃષ્ણનુ ક્ષીર—ભક્ષણ સામે નૈવેદ્ય સજાવીને આખો મીચીને મુનિ ધ્યાનમા બેઠા છે અને કૃષ્ણ મૂગા મૂગા હાથ બોળીને ખીર ખાય છે તે હૂબહૂ કથાનાર બ્રાહ્મણે કહેલી વાત જેવુ જ ચિત્ર હતુ. શકુન્તલાના ચિત્રમા ત્રણ કન્યાઓ વનમા ચાલી જાય છે ત્યારે એને શકુન્તલા તરીકે નહોતો ઓળખતો, છતા એ જોવામા મને મજા આવતી મદનભસ્મનુ ચિત્ર મહાદેવના કપાળમાથી, બાણમાથી એકી સાથે છૂટતાં અનેક તીરની જેમ, અગ્નિ વર્ષી રહે છે નરોજિની નાટકના ચિત્રો, કાદમ્બરીના ચિત્રો, તળાવને કાઠે ઝાડ સાથે ઘોડાની લગામ બાધી શિવમદિરને ઓટલે બેઠેલો રાજકુમાર. ત્યારે કોણ જાણતુ હતુ કે એ કાદમ્બરીનુ ચિત્ર છે? એવા તો કેટલાયે ચિત્રો હતા કૃષ્ણનગરના માટીના વિવિધ રમકડા પણ હતા એ બધુ ધારી ધારીને જોતો વખત લહેરથી નીકળી જતો ફઈબા ગાદી પર બેઠા બેઠા ખોળામા ઓશિકુ મૂકી પાન ખાતા હોય કે શીવણ—ગૂથણ કરતા હોય એ મકાનમા ત્રણ વાગ્યે ઘ ટ વાગતો ત્યારે તેલદાસિઓ ને ચટાઈ લઈને ગોપી

દાસી આવતી ફઈબાનુ માથુ ઓળવા અને ફઈબા ઊભા થઈ ઊંચી વ ડીથી ઘેરચી અગાશીમા જઈ માથુ ઓળાવવા બેસતા પાળેલાં કબૂતર માળામાથી બહાર આવી એમની ગરદન હલાવતા, 'બક્મ બકમ' કરતા એમનો નાચ દેખાડતા ફઈબા મારા હાથમા મૂઠી દાણા આપતા



એ હુ વેરી દેતો અને કબૂતરો ફુ ગાગુ વગીને એ ચાલના ચાગતા ઊડી ઊંચે પાળ પર હારબધ બેસી જતા નમતા તડકે એમની પાંખો ચમકતી કયાંક કયારક વળી જોઉ તો વ ટાળિયાથી લાલ ધૂળના ગોટેગોટ ઊડતા હોય બહારના દશ્યો પણ જોતો રમતગમતને અને સાંજે ઘરને ખૂણે પિત્તળના દીવાદાનમાં ફરીને દીવો પ્રગટતો અને એની પાસે ફરતી ગરોળી જિવાતનો શિકાર કરતી કયાય સુધી બેસ બેસ હુ એ પણ જોતો એ રીતે ઘરમાંનાં ને બહારનાં વિધવિધ ચિત્રો જોતો જોતો હુ મોટા થયો છુ

કોઈ પણ વસ્તુની અંદર શુ છે તે જોવાનુ કુતૂહલ મને નાન પણથી જ રહ્યુ છે બ ધ ઓરડાની અંદર, બગીચાની અંદર, હરકોઈ જગ્યાએ, તેમ જ કોઈપણ વસ્તુની 'અંદર' શુ છે એ જોવાનુ મન મને થાય ચાવીવાળા રમકડા જોતા જ મન થતુ કે અંદર શું હશે? હજુ હમણા સુધી આ બ'નુ ઉઘાડી ખોલીને મરામત કરતો બાળકોના રમકડા હાથમા લઉ કે તુરત બા બાલી ઊઠતી ક હવે એનુ આવી બન્યુ, અની અંદર શુ છે તે જોવા અવન અને તોડયે જ રહેશે' મારી આ ટવને અગે બાળપણમા એકવાર કેવુ બનેલુ તે સાભળો

ભાભુ બીજે માળે અક સરસ ઓરડામા રહેતા વિવિધ પ ખીઓ પાળવાનો અમને પણ શોખ લાલમોહન અને હીરેમોહન નામે બે પોપટ હતા લાલમોહનની ટોક સોનેરી રંગે ઝગઝગાટ કરતી અક બાજુ કબાટ ભરીને રમકડા હતા એ બધા એમના શૉખના હતા કોઈને હાથ સરખો અડાડવા ન દે બહુબહુ કહીએ તો ક્યારેક માડમાંડ એકાદ બે રમકડાં બહાર કાઢે, પણ હાથમા આપવાની વાત નહિ પોતાને હાથે જ ચાવી દઈ ચલાવે ને પાછા એને કબાટમા મૂકી દે પથ્થરના એક ગોળ દાદર પર થઈને એમને ત્યા જવાતુ દાદર પર વચ્ચે એક ઠેકાણે દોઢેક હાથ ઊંચી કૃષ્ણની એક મૂર્તિ હતી મને ઘણીવાર એ લેવા મન થતુ એક દિવસ બપોરે ભાભુને જઈને કહ્યુ, 'મને પેલી મૂર્તિ આપશો?' એટલે થોડીવાર વિચાર કરી એમણે કહ્યુ, 'તારે એ જોઈએ છે? ભલે લઈ જા, પણ ભાંગતો નહિ.' દાસીએ પાટિયા પરથી ઉતારીને મને એ મૂર્તિ આપી અને હુ એને બગલમા દાબી સપાટા બ ધ નીચે ઉતર્યો મોટાભાઈની નજર પણ એના પર હતી તો ખરી, પણ કોઈને એ નહોતી મળી. એમને તે બતાવીને મે કહ્યુ, 'જુઓ તમને ન મળી, મને મળી ગઈ! લેતા જાવ અગૂઠો!'

'હા, પણ એની અંદર શું છે તેની તને ખબર છે? આ ટેબલ પર ચડીને જોરથી એને નીચે ફેંક, એટલે એમાથી એક અજબ ચીજ

બહાર નીકળશે, જોજે !' મોટાભાઈઓએ કહ્યું એમની વાતમા મને કંઈ શંકા ન આવી અદરની અજબ ચીજ જેવા હુ તો કૂદતોકને ચડી ગયો ટેબલ પર ને માગ હાથમાના કૃષ્ણને મે પૂરા જોરથી નીચે ફગાવ્યા. કોઈ અજબ ચીજ તો એમાથી ન નીકળી, પણ મૂર્તિના ચૂરેચૂરા થઈ ગયા ને આખા ઘરમા એના ટુકડા વેરાયા હુ રડી પડયો, ને મોટાભાઈઓ ખડખડાટ હસતા, તાળીઓ પાડતા પોબારા ગણી ગયા

એ 'અદર જોવાનું કુતૂહલ' આજે પણ ઓસર્યું નથી કોઈ ચિત્ર જોઉં તો તેમા અદર શુ છે એ શોધું રસ્તાની વાટવાના પથ્થરમાં કે લાકડાની ચીજોમા પણ અદર શુ છે એ શોધવા મથુ અને એ જ રીતે મારા પોતાના અને પારકાના મનમા શુ છે એ શોધવા પણ મથ્યા કરું છું. એ રીતે 'શોધવા'માં જ મને મઝા પડે છે નાનો હતો ત્યારે મારા હાથ સરખી રીતે પેન્સિલ પણ પકડી શકતા નહિ ચીતરવુ કોને કહેવાય તેની યે ગમ નહોતી ત્યારે છતા ચિત્ર જોતા અને માણતા શીખેલો, અને તે ફૈબાના ઓરડામા બેસીને જ

બાના ઓરડામા અમે બહુ જઈ ન શકતા બાનો ઓરડો એકદમ જુદી રીતે શણગારેલો હતો બાનો સૂવાનો ખડ તૈયાર થતો હતો. કડિયાઓ કામે લાગ્યા હતા ધીરેધીરે હુ એ બાજુ જતો ઠેક ઠાક, ઠોક ઠાક કરતા મિસ્ત્રીઓ કામ કર્યે જતા, હુ દિગ થઈને જોતો ક્યારેક ક્યારેક લાદીના એકાદ બે ટુકડા માગી લાવતો જોતજોતામા એક દિવસ એ ખડ તૈયાર થઈ ગયો એની ગોઠવણી બધી બાપુજીએ જાતે જ કરેલી મઝાનુ પૉલિશ કરેલા મોઘા લાકડાનો એ બધો સરસામાન હતો કાપેલા (Cut કરેલા) કાચની વિવિધ ફૂલદાનીઓ હતી એમાં એક ફૂલદાની બરાબર ખીલેલા કમળના આકારની હતી ભીત ઉપર કિંમતી તૈલચિત્રો, ચારે બાજુ વિવિધ જાતના 'આર્કેડ' તદ્દન અનોખી રીતે જ સજાવેલો એ ખડ હતો છતા મને તો નાના ફૈબાનો ઓરડો જ વધુ ગમતો. બંકિમબાબુએ સૂર્યમુખીના ઓરડાનુ

જે વર્ણન કર્યું છે તે ફૈઈબાના ઓરડાને બરાબર લાગુ પડતું એવડા મોટા મકાનમાં મારા બાળક મનને સૌથી વધુ આકર્ષણ જો કંઈ હોય તો તે નાના ફૈઈબાના એ લગભગ આંધે આવતા ઓરડાનું જ

બીજી એક જગ્યા હતી મારી પરીની દુનિયા જુઓ, નાભગીને હનશો નહિ મારી એ પરીની દુનિયા આ દુનિયાને પેલે પાર નહોતી એ હતી પહેલા માળના દાદર નીચે આવેલી એક ઓરડીમાં એ ઓરડી દિવસ રાત બંધ રહેતી મોટું એવું એક તાળું એને બારણે ઝૂલતું એની ચાવી રહેતી નદ ફરાસ પાસે સવારે એકવાર એ આવીને ઓરડી ઉઘાડતો, એટલે હું શિકારીની જેમ સવારથી એની રાહ જોતો દાદર નીચે ઓરડીના બારણા પાસે બેસી રહેતો એ આવીને ઓરડી ઉઘાડે કે તરત હું મારી પરીની દુનિયામાં પ્રવેશ કરતો ત્યાં શું જોતો? કોને જોતો? શું કરતો? ત્યાં હું જોતો અમારો જૂનો—જમાનાજૂનો સર સામાન જમાને જમાને 'ફૅશન' બદલાતી, નવી ચીજો ઘરમાં આવતી ને જૂની ચીજો આ ઓરડીમાં—મારી પરીની દુનિયામાં આવતી કેટલાયે જમાના જૂના મોટા ફાનસો, રંગબેરંગી ચીની માટીના દીવા દાન, ફૂલદાન, ઝુમ્મર અને બીજી કેટકેટલી ચીજો ત્યાં હતી જાણે એ ગયા યુગની પરીઓ હતી એ બધી પાટિયા ઉપર હારબંધ, ચૂપચાપ શરીરે ધૂળ—બાઉઆ વગેરેથી લપેટાઈને બેઠી હતી કોઈ કોઈ કને માથે ઉપર આડીમાથી બાવા જાળા ઝૂલતા

ઓરડીમાં માત્ર ધૂંધળું અજવાળું રહેતું કાચવાળા એક ગોખલા માંથી જરા જેટલો પીળો પ્રકાશ અંદર આવતો એ પ્રકાશ પેલા જાળા પર પડતા એમાં મેઘધનુષ્યના સાત રંગો દેખાતા આંગળીઓ વડે જરાક સ્પર્શ કરતા જ ટણ્ ટણ્ અવાજે ઓરડી ગૂંજી ઊઠતી મનમાં થતું, જાણે એ સપ્તરંગી પરીઓના પગના સપ્તરંગી ઘૂઘરા વાગે છે અને હું એ રંગબેરંગી પરીની દુનિયામાં ખાખાખોળા કરતો એક ચીજ જોતો, ને બીજીને સ્પર્શતો, ને ત્રીજીને વળી હાથમાં લઈને ઉથલાવી

ઉશ્કેરાવીને તપાસતો અને ત્યા તો ન દ ફરાગ એનું દીવાનખાનાનું ગામ પનાવી ગાદ પાડતો કે ચાલો, ચાલો, બહાર નીકળો હવે વધુ નહિ અને એમ એ દિવસની રાત માગ મારી પરીની દુનિયાને તાળા દેવાઈ જતા

આથી જ જ્યારે મુકુલની[1] સ્કૂલમા[2] રવિકાકાના ચિત્રોનુ પ્રદર્શન જોવા જતા અમીયે[3] કહ્યુ કે ગુરુદેવના ચિત્રો વિષે અમને જરા સમજણ આપો, ત્યારે મે કહ્યુ કે 'જો બાપુ અમારી મકાભત્રીજાની આ વાત બહાર ન પાડતો અને પછી એને એક પછી એક ચિત્રો બતાવવા લાગ્યો એમા એક ચિત્ર જોયુ નાનુ એવુ સ્વમથી દોરેલુ ચિત્ર એક છોકરો અને એની પછીતે ઘણી બધી લીટીઓ છોકરા એ જાણે— જગલમા થભીને ઊભા છે મે અમીયને કહ્યુ 'જો આ ચિત્રને ઓછા નો સમજવાના છે?' મારી પરીની દુનિયામા પ્રવેશતાં મારી સ્થિતિ પણ બગભગ એવી જ થતી આજે જ્યારે નાના બાળકો આવીને મારા પૂતળાવાળા ઓરડામા કાચના કબાટ સામે ઊભા રહે છે ત્યારે યાદ આવે છે કે એ દિવસ હુ પણ એમની જ ઉંમરના હતો અને મારી પરીની દુનિયાને દરવાજે એમની જેમ જ ઊભા રહેતા અગ એ અભિજિત! એમ રગની રમત રમવા દે ભાઈ, એમા આનદ છે આ રગની રમતને કારણે મારા બાળપણમા શી વાત બની હતી તે જાણો છો?

અમારા મકાનના પહેલા માળના વચલા ઓરડામા પાણીથી ભરેલા એક મોટા ટબમા કેટલીક લાલ માછલીઓ રહેતી બાપુજીને આવી બધી ચીજોનો ભારે શોખ હતો રોજ આવીને ભિસ્તિ એમા તાજુ પાણી ભરી જાય ને વાસી પાણી કાઢી નાખે એક બપોરે એમાની લાલ માછલીઓ જોતાજોતા વિચાર આવ્યો કે આ માછલીઓ લાલ છે તો તેમા પાણી પણ લાલ હોવુ જોઈએ અને એ મનમા આવ્યુ કે તુરત કયાકથી મૅજેન્ટા કે એવો જ કોઈ રગ લાવી, ઘોળીને નાખી દીધો માછલી

---

૧ મુકુલ દે ૨ આર્ટ સ્કૂલ ઑફ કલકત્તા ૩ અમીય ચક્રવતી

વાળા ટબમા જોતજોતામા મારી મુરાદ બર આવી લાલ માછલીઓ લાલ પાણીમા ફલબલ કરવા લાગી, અને હુ તો પાછો બીજી રમતે ચડી ગયો પણ નાહે માળીને ચીનાચીન પાડતો સાભળ્યો કે 'આ ટબના પાણીમા લાલ રગ કોણે નાખ્યો છે? માછલીઓ બધી મરી પરવારી!' બાપુજીએ ફૂવાને પૂછ્યુ કે આ કોનુ કામ હશે? ને તુરત ફૂવાએ કહ્યુ કે 'આ કામ બીજા કોઈનુ નહિ, પેલા બૉમ્બૅટનુ જ કામ' ફૂવા ચીન ગએલા ત્યાથી એ શબ્દ શીખી લાવેલા ચીનનો એ ખિતાબ મને પહેલવહેલો ત્યારે જ મળેલો અને પછી તો એ નામે જ વિખ્યાત થયો!

અરે, હવે વળી ક્યા મારી રમકડા બનાવવાની રઢ—હથોડી લઈને ખચાખચ કરવા લાગ્યો? ઊભો રહે, એક બીજી સરસ વાત સભળાવુ તારા જેવડો નાનો હતો ત્યારે એકવાર મે સુતાર થવા ખૂબ પ્રયત્ન કર્યો! બાપુજીના પાળેલા પખીઓ માટે સુતાર ઘેર બેઠોબેઠો પીંજરા બનાવતો હતો પીંજરૂ તો કહેવાનુ જ, બાકી તો મદિર જ જોઈ લો! એ પીંજરુ ઘરનો આખો વરડો રોકતુ અદર જાતજાતના ઝાડ, પખીઓને ઊડવા માટે મોકળી જગ્યા, પાણી પીવા માટે સરસ ગોઠવણ,—બધુ હતુ એમા ચીની સુતારો એ બનાવતા એ પાંજરા પર ભાતભાતનુ કોતરકામ થતુ દિવસ આખો ઠક્ક હથોડી અને ફરસી હલાવી, બપોરે થોડી વાર તેઓ 'ટિફિન' માટે ઘેરે જાતા, ને વળી પાછા કામમા મડી પડતા હમેશની જેમ એક દિવસ તેઓ 'ટિફિન' માટે બહાર ગયા અને એ દરમિયાન મે જઈને ફરસી—હથોડી હાથમા લીધા. કામ કરવા માટે જેવી હથોડી ફરસી પર મારી, એવી જ ફરસી—લાકડા પરથી છટકીને મારા ડાબા હાથના અગૂઠામા ઊડે સુધી ઘુસી ગઈ! અને એવો જ હુ અગૂઠો મોમા ચૂસતો ચૂસતો ત્યાથી ભાગી છૂટ્યો સુતારોએ આવી કામ કરવા બેસતા ત્યા લોહીના ડાઘા જોયા અને પૂછ્યુ કે શુ થયુ? કોણે હાથ પા મુક્યો? આ બૉમ્બેટ

સિવાય બીજા કોનો કામો એ હોય ? બાપુજીએ તુરત મને બોલાવ્યો ને પૂછ્યુ, 'જોઉ તારો હાથ ?' હુ તો બીકથી, કાપો તો લોહી ન નીકળે એવો બની ગયો કે કોણ જાણે આજે નસીબમા શુ યે માંડ્યુ હશે ?

નાનો હતો ત્યારે કેટલી યે અવળચડાઈ પણ સૂઝતી એક મોટુ પાંજરુ ભરીને બાપુજીનાં પાળેલા કૅનેરી પખી હતા મનમાં થયુ કે એને છોડી મૂક્યા હોય તો કેવુ ? એ કેમ ઊડે છે તે જોવાની મજા આવશે શ્રીરામપુરથી ટુની કરીને એક પરદેશી છોકરો ઘણીવાર બાપુજીને મળવા આવતો પખીઓનો એ પણ શોખીન હતો અવારનવાર એમદ—એ કીમતી પખીઓ પણ એ લઈ જતો એક વાર એ આવ્યો કે તુરત મે એને કહ્યુ કે 'પેલા કૅનેરીનુ પાંજરુ જરા ખોલી નાખોને, મઝાથી ઊડશે બિચારા પખી જાળ તો છે જ; ફરી પકડી લેવાશે ' બહુબહુ કહ્યુ એટલે એણે તો પાંજરુ ઉઘાડી નાખ્યુ, ને ફર. ફર. કરતા પખીઓ તો મહાઆનદે બહાર નીકળી પડ્યાં હવે એને પાછાં પકડવ ના હતા ટુની સાહેબે વારવાર જાળ નાખી, પણ કેમે કર્યુ એકે પખી ન પકડાય આખરે જાળ એમ ને એમ રહેવા દઈ એ ભાઈ તો પોબારા ગણી ગયા પકડાયો હુ ! આવુ આવુ મન થતુ બાળપણમા મનમા થયુ કે ખિસકોલી કેમ ચાલે છે એ જોવુ છે, સસલાનો કૂદકો જોવો છે, કે તુ ત જઈને એનુ પાંજરુ ઉઘાડી નાખતો મન થયુ પછી શુ કરુ ? કેમ, શુ કહે છે અભિજિત ?

અરે વાહ રે દોસ્ત ! તમે તો અત્યારથી જ સ્વેટર ચડાવી દીધું ને શુ ? અમે નાના હતા ત્યારે કારતક પહલા તો ગરમ કપડાંની પેટી ઊઘડતી જ નહિ ટાઢિયો તાવ હોય તો યે સાદી સીધી રીતે મોટો થયો છુ એ જમાનામા આવા ગરમ ફ્રૉક, શર્ટ કે ગંજી—મોજા પહેરીને ખાભાની ઢીગલી પેઠે રૂપાળા થઈને ફરવાનો ચાલ નહોતો બહુ ઠડી પડે ત્યારે એક ઝભ્ભા પર બીજો ઝભ્ભો અને એના ઉપર બહુ બહુ તો બનાતની બંડી બસ થયુ ચીનાઓએ બનાવેલા પગરખા કયારેક જ

ઘરમા આવતા, અને એ કનાટમા કયે ખૂણે પડયા રહેતા એની ખબરે ન પડતી મારી રમતમા મશગુલ રહેતો

રાત્રે સૂતાં પહેલા દાસીઓ અમને થોડુ દૂધ પીવડાવી, મચ્છર દાનીમા ધકકેલી થાબડભાણા કરી સુવડાવીને ચાલી જતી એ બધી દાસીઓની એક મડળી હતી રાત્રે એ બધી ભેગી મળતી વરડામા લાબી એવી એક લીંડાળાખાટ હતી, તેના પર બેસી સૌ ગામગપાટા મારતી, ટાગપ્પા કરતી એમા એક આન્દી ડોશી આવતી શુ એનો ચહેરો હતો! આખુ કપાળ સિન્દુરના લેપથી તગતગ કરતુ મોટુ એવુ મહોરા જેવુ ગોળ મો બરાબર જાણે કોઈ હનમુખા પૂતળાને કોઈએ શાડી ચોપડીને છૂટુ મેલી દીધું છે! રાત વેળાએ એને જોઈ લોત તો ખબર પડત! એ ડોશી દખ્ખિણેશ્વરથી આવતી બા, કાકી વગેરેને શ્યામા સગીત સભળાવવા અને પૈસા માગવા કઈ અજબ હતુ એનુ ગળુ એ જ્યારે ચાદનીમાં વરડાની લીંડાળાખાટ ઉપર બેસી વાળ મોકળા મેલીને બીજી દાસીઓ સાથે વાતો કરતી ત્યારે મચ્છરદાનીમાથી જોતા એ બધા ઘુસપુસ કરતા પ્રેત હોય એવુ લાગતું દાસીઓની વાતચીતનો ગુસપુસ ગુસપુસ અવાજ સભળાતો વચ્ચેવચ્ચે હુ કોણ? કોણ? કરતે ઊઠી જતો ને પદ્મદાની દોડતી આવી, મચ્છરદાની ઊંચી કરી ગોળ કોપરાનો, નાનો લાડવો મારા મોમા મૂકી દેતી ને કહેતી કે 'સૂઈ જા!' હુ એ લાડુ ચાવતો નહિ પણ ચૂસતો ને પદ્મદાની ગળપણ કરતી ગાતીગાતી માથે વાંસો થાબડતી એમ કરતા હુ ઊંઘી જતો અને એક ઊંઘે સવાર પડતુ તમને તો અવાગમા મારો ભૂત દેખાય છે, પણ અમારી પદ્મદાની કે આન્દી ડોશીને જોઈ હોત તો તો તમારુ શુ નુ શુ યે થઈ જાત! જેડનો ચહેરો લગભગ સરખો હતો આન્દી ડોશી હતી કાળા રગના હનમુખા પૂતળા જેવી ને પદ્મદાની હતી ચ્યાઈ ગયેલા કમળફૂલ જેવી!

પણ મને એ જેડ ગમતી એથી જ તો એનો ચહેરો અને એની

વાતો આજે પણ બરાબર યાદ છે. મને મોટો કરનારી એ પચ્ચદાસીનું છેવટે શું થયું એ સાંભળો, એક સવારે બીજા માળના દાદરનો કઠેડો ઝાલી હું ઊભો હતો. આપમેળે દાદર ઉતરતાં હજુ નહોતું આવડતું. ઊભો ઊભો હું ચારે બાજુ જોતો હતો—જોયા જ કરતો હતો. મોટા એવા એ દાદરના પગથિયાં ગોળ ફરતાં ફરતાં અંધારામાં જાણે પાતાળે પહોંચતા હતા એવે સમયે મેં નીચે દાદરના ચોકમાં મારી પચ્ચદાસી અને બાની રસદાસીને ઝગડતી ને મારામારી પર આવેલી સાંભળી. જોતજોતા'માં જોયું તો રસદાસીએ મારી પચ્ચદાસીને ચોટલેથી ઝાલી એનું માથું ભીંતમાં અફાળ્યું. ફટ્...કરતોકને એક અવાજ સંભળાયો, જોયું તો પચ્ચદાસીના માથામાંથી લોહી વહ્યું જાય છે, એ જોતાં જ મારાથી ચીસ પડાઈ ગઈ કે 'મારી નાંખી રે મારી નાંખી, મારી પચ્ચદાસીને મારી નાંખી.' મારી ચીસ સાંભળી પચ્ચે ઉપર મારી સામે જોયું. વિખરાયેલા વાળ અને લોહિયાળ ચહેરો, આંખો બેઉ કોડી જેવી ધોળી એ પછી શું થયું તેની ખબર નથી, પણ થોડીવારે માથે પાટો બાંધીને એ ઉપર આવી, મને ખોળામાં બેસાડી દૂધ પાઈને ચાલી ગઈ. બસ, એ ગઈ તે ગઈ જ, ફરી પાછી ન આવી. સાંભળેલું કે એ દેશમાં ગઈ છે.

## ૬ કોન-નગર

હું નાનો હતો ત્યારે ઉનાળો અમે લગભગ ગંગાકિનારે અમારા વાડીવાળા મકાનમાં જ ગાળતા. કોનનગરના વાડીવાળા મકાને જવાનું નક્કી થયું. બા, ફઈબા, સૌ આવવાના હતા, અને સાથે જવાના હતા હું અને સમરદા (બીજા ભાઈ સમરેન્દ્રનાથ) મોટાભાઈ (ગગનેન્દ્રનાથ) ઘેર રહેવાના હતા. મોટા થયા છે, નિશાળે જાય છે, ત્યાં આવે તો ભણતર બગડે ને? અમારા આનંદની કોને ખબર હતી? કાલ સવારે જ જવાનું છે એ જાણ્યા પછી આ રાત પણ જતી નથી. રાત આખી રાહ જ જોઉં કે સવાર ક્યારે પડે!

બાપુજી રોજ સવારે ચાર વાગ્યે ઊઠતા. ઊઠીને હાથમોં ધોઈ કરીને દાદર ઉપરના ઘડિયાળવાળા ઘરમાં બેસી કાલીસિંહ કૃત 'મહાભારત' વાંચે. એમની સાથે હોય ઈશ્વરબાબુ. એ એક જ વખતે અમે બાપુજી પાસે જઈ શકતા. પ્રભાત પડે ન પડે ત્યાં ચાકરો અમને ઊઠાડે, હાથ-મોં ધોઈ બાપુજી પાસે મૂકી જાય. બાપુજી વાંચે અને અમે

સાંભળીએ. એ વાર્તાઓ દ્વારા જ અમારા શિક્ષણનો પ્રારંભ થયો. કોઈક કોઈક વાર્તા બહુ ગમતી, તો કયારેક વળી ઊંઘથી આંખો બિડાઈ જતી. વચ્ચેવચ્ચે બાપુજી સમરદા પાસે વંચાવે. સમરદા એ જબ્બર મહાભારત હાથમાં લઈ કડકડાટ વાંચી જતા, પણ બાપુજી મને કદી એ વાંચવાનું ન કહેતા. કહ્યું હોત તો કેવી ભારે થાત !

હં, હવે કોનનગર તો જવાનું જ હતું. એ દિવસે પ્રભાત કેટલું મોડું પડયું હતું ! ચાકર રામલાલે આવીને જેવો સાદ પાડયો કે 'ઊઠો' કે તરત જ કૂદકો મારતોકને ઊઠીને હાથ-મોં ધોઈ કપડાં બદલીને તૈયાર થઈ ગયો. નોકર–ચાકર તો અગાઉથી જ ચાલ્યા ગયા હતા હવે અમારે જવાનું હતું. બે ધોળા ઘોડાવાળી મોટી ઉઘાડી ગાડી પાંચ વાગ્યે દરવાજે આવી ને એમે એમાં બેઠા.



અમને આગળની બેઠક પર બેસાડી પાછલી બેઠક પર બાપુજી બેઠા. અમારી બેઉ બાજુ બીજા બે માણસ. પાછા અમે પડી જઈએ તો ? એ જમાનામાં ગાડી બેઉ બાજુથી ઉઘાડી રહેતી એટલે નાનાં બાળકોનો પડી જવાનો બહુ ભય રહેતો. બા, ફૂઈબા વગેરે અમારી પહેલાં ઑફિસની બંધ ગાડીમાં રવાના થઈ ગયાં હતાં. અમારી ગાડીની પાછળ બે સાઈસ ઊભા ઊભા 'એક બાજુ ! એઈ, એક બાજુ, ગાડી આતા હૈ !' બોલતા હતા. ઘોડાના દાબડા તબડક્ તબડક્ બોલતા હતા. જોડાસાઁકોની ગલી વટાવી ગાડી શિવમંદિર વટાવીને આગળ ચાલી. ધોરી માર્ગો પરના સુધરાઈના તેલિયા દીવા ત્યારે હજુ જલતા હતા. ચારે બાજુ ધૂંધળું અંધારું હતું.

ઊંઘતા ગામની વચ્ચે થઇને ગાડી આગળ વધતી હાવરા પૂલ પાસે પહોચી દૂરથી જોતા પૂલ ઉપર જાણે બે ઊંચા ને જબ્બર લોખ ડી ચક્કર હોય એમ લાગતુ, અને એનો અડધો ભાગ બહાર દેખાતો હાવરાનો પૂલ ત્યારે પહેલ વહેલો દીઠો, ને હુ તો બી જ ગયો એ બ ને પૈડા પર થઈને ગાડી જશે કે શુ ? ગાડી ઢોળાવમા પડીને નીચે ગ ગાજીમા પડી જશે તો ? ગાડી જેમજેમ આગળ વધતી હતી તેમતેમ મારી બીક પણ વધતી હતી અને હુ બે હાથે ગાડીની ગાદીને મજબૂત રીતે પકડી એકદમ ચોટી જવા મથતો આખરે મે જોયુ કે ગાડી એ બેઉ ચક્કર વચ્ચે થઈને આગળ ચાલી ગઈ છે બેઉ ચક્કરની વચ્ચે ગાડી જઈ શકે એટલો પહોળો મારગ હશે એ તો ત્યારે કલ્પનામા પણ નહોતુ આવતુ પૂલ વટાવી જકાત બારી પાર કરી ગાડી આગળ જતી હતી, મોટા મોટા વૃક્ષો નીચે થઈને, ગામમા થઈને એ ગામ હજુ ત્યારે પણ બરાબર જાગ્યુ નહોતુ કરોળિયાના જાળાની જેમ ધુમાડા વચ્ચેથી ધ્ ધળુ દેખાતું હતું એની વચ્ચે થઈને અમારી ગાડી ચાલી જતી હતી વચ્ચે કયારેક થોડી વાર ગ ગા નદી દેખાતી ત્યારે મને થતું કે હવે આપણો મુકામ આવી ગયો, પણ ગાડી જરા વળાક ફરે કે તુરત વૃક્ષોની પાછળ ગ ગાજી અલોપ થઈ જતી

સાલકિયા લગભગ જતા ભીની માટીની કઇ અજબ સુ દર સુગધ આવી એ એવી તો મીઠી લાગી હતી કે આજે પણ એની સ્મૃતિ નજર સામે તરવરે છે થોડા સમય પહેલા એ મારગે થઈને જ ચાલી ગયો હતો, પણ એ ગામ જતા માણેલી પેલી અજબ સુગ ધ ફરીને માણવા ન મળી એ સાલકિયાને હુ ઓળખી જ ન શકયો શહેરે જાણે ગામડાં ભાંગી રહ્યાં છે આજુબાજુ ગલી—કૂચી ને ગટરો ભરી છે

અધ—રસ્તે ઘોડા બદલાવી, ઠીક ઠીક સમય સુધી એની લગામ ઝાલી, ચાલતા ચાલતા આખરે કોનનગર પહોચ્યા એ જમાનામા મોટરો નહોતી કે કલાકમા શહેરમાંથી વાડીએ પહોચાડી દે. અને એ સારુ જ

હતુ  ધીરધીરે ઘણુ યે જોતાજોતા જવાતુ  ગામની સ્ત્રીઓ તળાવકાંઠે હાથ ધોવા ઊતરી હતી નાનાનાના બાળકો લાલ ધૂળિયા મારગે નિશાળે જતા હતા વચ્ચેવચ્ચે એકાદ ગાડી અમારી ગાડીથી તરીને શહેર બાજુ ચાલી જતી ઘરના ઓટલા ઉપર ઉભડક પગે બે ત્રણ કોઈક બુઢ્ઢાબાપા હોકો ગગડાવતા હતા  દાતાવાળો દુકાન ઉઘાડી ઝાડુ ઝપટ્ટુ કરે છે, વૃક્ષોની પાછળથી સવારનો સૂરજ ઝળાંઝળાં કરતો ડોકિયુ કરે છે, એક બે મોટા કાગડા  કા  કરે છે, રથ તળાવનો રથ ઊભો છે, એવા તો નેટકેટલાં યે સુંદર દૃશ્યો! એવામા ઓવિના ધાનના વિશાળ ને હરિયાળા ખેતરો દેખાયા, અને એની પાછળ જ કોનનગરના ઈંટના ભઠ્ઠા દેખાયા  ત્યા પહાડની જેમ ઈંટો ખડકીને આગ પેટાવવામા આવી છે, એનો ધુમાડો ધીધીરે આકાશે જઈ રહ્યો છે એની પછી જ અમારુ કોનનગરનુ વાડીવાળુ મકાન હતુ નાનકડુ એવુ એ ધોળુ મકાન એક ઢોળાવવાળી જગ્યાએ આવ્યુ હતુ એની ઉપર મોટી છત્રી જેવુ ને નીચુ એવુ એક ફણસનુ ઝાડ હતુ  વાડીવાળા મકાનની સામે જ ઊભા હતા અમારા ચાટુજ્જે મોશાય ધોતી ને લાંબી દાઢી ને માથે જટા બાંધેલી, અને હાથમા વાંસની એક લાઠી ઋષિમુનિઓ જેવો ઉજળો દેહ  અમને ગાડીમાથી તેડીને એમણે નીચે ઉતાર્યાં

ગંગાને પછમાટે કાંઠે અમારી કોનનગરની વાડી હતી અને પેલેપાર હતી અમારી પાનીહાટિની વાડી જ્યોતિકાકા ત્યા રહે  ક્યારેક આ બાજુથી બાપુજીનુ નાનુ નાવડુ એ બાજુ જાય, તો ક્યારેક જ્યોતિકાકાની નાનકડી નાવ આ બાજુ આવે બંદૂકનો ભડાકો કરી તેઓ સિગ્નલથી વાતો યે કરતા  એક વાર મને ટટ્ટાર ઊભો રાખી, મારે ખભે બંદૂક રાખી બાપુજીએ જ્યોતિકાકા રહેતા એ ઘરનુ નિશાન લીધુ અને જ્યોતિકાકાએ સામે પારથી ભડાકો કરી જવાબ આપ્યો કાન લગોલગ બંદૂકનો 'ગુડુમ ગુડુમ' અવાજ થયો અને ગોળી કાન પાસે થઈને ચાલી ગઈ! આંખ મીંચી સખત થઈને હુ ઊભો રહ્યો

બાપુજીની બીકે એ ભાગ સરખો ય ન કર્યાં મુદ્દ મને સાહસિક બનાવવાનો જ એમનો હેતુ હતો પણ એમનો એ હેતુ બર ન આવ્યો !

બાપુજીને તરવાનો પણ બહુ શોખ હતો તરીને એ ગંગા પાર કરી જતા મને પણ તરતા શીખવવાની એમની ઇચ્છા, અટલે નોકરને હુકમ કર્યો નોકર મારી કમ્મર એ ગૂછો બાંધી મને તળાવમા છૂટ્ટો મૂકી દે અને પોતે મારાથી જરાક દૂર ઊભા રહે હુ ભયથી વ્યાકુળ થઈ જાઉં તરુ કે નહિ ! પણ ગમે તેમ, હાથપગ પછાડતો પછાડતો આખર કાંઠે પહોંચી જાઉં

અમારે એક બહુ ગરસ નાનકડી ટટ્ટુગાડી હતી એ હતી તે વેંગાના ગવર્નરની મેમસાહેબની બાપુજીએ લિલામમાંથી એ ખરીદેલી પણ એ ઓછી અમારે માટે હતી ? એ તો હતી સુનયની અને વિનયની—બે દીકરીઓ માટે પણ અમારે માટે એ ગાડી કોનનગર આવી હતી એ નાનકડા ટટ્ટુઓવાળી નાની ગાડીમા બેસી અમે રોજ સવારે ફરવા જતા અમારી વાડીની બહાર કુંભારવાડો હતો ચાકડો ફરતો ફર્યા કરે અને સાથોસાથ નવા નવા ઘાટ ઊતરતા જાય એ જોવામાં બહુ મઝા પડતી મનમા થતુ કે હુ યે એની જેમ ચાકડો ફેરવી પ્યાલાકૂંજા ઉતારુ ! વચ્ચે વચ્ચે મોટી બે ઘોડાની ગાડી લઈને આવતા ઉત્તરપાડાના રાજા અમારી ગાડીનો નાનો ટટ્ટુ ત્યારે આખ મીચી મારગની એક બાજુએ તરીને ઊભો રહેતો ગાડીમા બેઠા બેઠા એ વૃદ્ધ પૂછતા કે પેલી કોની ગાડી છે ? કોના છોકરા છે એ બધા ? આંખે એમને બરાબર સૂઝતુ નહિ એમની સાથેનો માણસ એમને અમારી ઓળખ આપતો ને બધુ સાભળીને એ કહેતા 'સારુ, સારુ, અહી આવી ગયા એ સારુ થયુ ! એમને કહી દો કે એક વાર આવીશ હુ ' અને એમની મોટી ગાડી તબડક તબડક કરતી પવનવેગે આગળ ચાલી જતી અમારો નાનો ટટ્ટુ એની પાસે વામણો લાગતો એને જોઈને ગામના લોકો હસતા કે જેવા નાના નવાર એવો જ નાની

ઘોડાનાડી, અને એવો જ નાનો એનો ઘોડો મોટો હતો એક ગાડી હાકનાર ને બીજો અમારો જૂનો નોકર રામલાલ

કાનનગરમા ખૂબ મઝા કરતા બોરડી પરથી બોર પાડીને ખાતા વધે એ ખિસ્સામા ભરતા રેશમ જેવા એ બોર રમવા માટે પણ એક સરસ ચીજ હતી ' પતગિયાને દોરે બાધી એને પતગની જેમ ઉડાડતો ! નાજો બાપુજી, બા વગેરે ઢોળાવ ઉપર એક ચબૂતરા પર બેસતા અમે વચ્ચેના દાદરને પગથિયે બેસીને ગગા નદી જેયા કરતા સામે જ વહી જતી હતી ગગા સામે પાર એક પાસે ઘાટ હતો અને એના ઉપર ત્રણ લાલ દરવાજાવાળુ એક મોટુ મકાન હતુ. આખ સામે આજે પણ બરાબર તરવરે છે એવુ જ ચીતરીને બતાવી શકુ એ ઘાટ બાજુ હુ જેયા જ કરતો લોકો નહાવા આવતા, ક્યારેક— ક્યારેક વળી એકાદ બે છોકરીઓ બારણુ ઉઘાડી ડોકિયુ કરી પાછી દૂર સરી જઈ બારણુ બધ કરી દે અને જેતો કલકલ કરતી વહી જતી ગગાને એક પછી એક હોડી સરી જાય છે કોઈકે સઢ ખેચ્યો છે કોઈક ધીરેધીરે ચાલી જાય છે, તો કોઈક વળી હડેડાટ કરતી વહી જાય છે જ્યારે ગગા ઉપરના આકાશમા વાદળા ઘેરાતા ત્યારે જેતજેતામા અર્ધી ગગા કાલિન્દી બની જતી ને અર્ધી ગગા ઝગઝગાટ કરતી ઊજળી બની જતી એ પણ શુ અજબ દશ્ય હતુ ! માછીમારો બધા હોડકાંમા ઝટપટ ઘાટે આવી લાવ ટોળ ઊઠવાના લક્ષણ જેતા ગગા હોડી—હોડકા વિનાની સાફ બની જતી જાણે એક બહુ મોટી એવી શ્યામ બિછાત બિછાવી ન હોય એવુ લાગતુ. ગગાનુ એ દશ્ય અજબ લાગતું અને એવુ જ બીજુ દશ્ય બનતુ સ્નાનયાત્રાના દિવસનુ ટોળેટોળા 'વજરા'* આવતા એમા કેટલા યે લોકો ગીતો ગાતાગાતા શોરબકોર મચાવતા હાલ્યા આવે છે અદર ફાનસ ટમટમે છે ને એનો પ્રકાશ રાતના કાળા પાણી ઉપર પડે છે રાતોની રાતો જાગતો ખડખડિયા વાટે એ જેતો બેસતો બરાબર જાણે એક ચલચિત્ર

*વજરા = મોટી પહોળી હોડી.

આ રીતે મારુ આ જોવાનુ કામકાજ દિવસ આખો ચાલ્યા કરતુ રાત્રે પથારીમા પડતો ત્યારે પણ મારુ કલ્પના કરવાનુ તો ચાલ્યા જ કરતુ, મન વિવિધ કલ્પનાઓમા ચાલ્યુ રહેતુ બધુ જાણે બરાબર આખ સામે જ હોય એમ લાગતુ ખડખડિયાની સામે જ ફણસનુ એક ઝાડ હતુ રાત્રે ચન્દ્રના અજવાળામા એની નીચે ઘોર અધારુ થયુ દિવસે ચાટુજ્જે મોશાયે કહેલુ કે રાત્રે એની નીચે ખિસકોલીના લગન થવાના છે રાત્રે જાગતા બેસીને જોયુ તો સાચે જ ફણસના ઝાડ નીચે ખિસકોલીના લગન થાય છે ઝીણીઝીણી મશાલ લઈને વરપક્ષની જાન આવી છે વાજા, નગારા, હો હા ને દોડાદોડી થઇ રહી છે એ બધુ કલ્પનાની નજર જોતો હતો ફણસ નીચે આગિયા ભમતા હતા એનુ ત્યારે ભાન નહોતુ

એ દિવસોમા હુ પહેલવહેલુ ઝૂપડુ ચીતરતા શીખ્યો ત્યારે પેન્સિલ જેમ તેમ ચલાવતા શીખ્યો હતો જેની તેની નકલ કરતો અમારા એ કોનનગરના ઘરમાં કેટલીક ઝૂપડીઓ દેખાતી ઝૂપડીનુ છાપરુ ગોળાકારે હોય છે એ ત્યારે જ ખ્યાલમા આવ્યુ એ અગાઉ હુ વિલાયતી ઢબની ઝૂપડી ચીતરતો ડ્રોઈંગ બુકમા હોય છે તે જાતની ભાઈઓ પાસે એક બે શીખ્યો હતો પરતુ બગાળના ઝૂપડા કેવાં હોય છે એ તો કોનનગરમા જાણ્યુ ને હજુ યે નથી ભૂલ્યો

કોનનગરમા ભાતભાતના લોકો આવતા એક વાગદી આવતો મારે માટે એ પાળેલી ખિસકોલીનુ બચ્ચુ લઈ આવતો, સુઘરીના ખાલી માળા લઈ આવતો, કયારેક કયારેક બહુરૂપીને વેશે આવી તેનો ખેલ બતાવી જતો બહુ મઝા આવતી થોડુ થોડુ ભણતો પણ ખરો, ફક્ત રમતો જ એમ નહિ ગોકુલદાદા મને ભણાવતા. બગાળનો ઈતિહાસ મોઢે કરાવતા ટેબલ પર કાચના પ્યાલામા અફીણની ગોળી પાણીમા ભિજાય છે, એનુ પાણી લાલ થઈ ગયુ છે, પેલી બાજુ બા વરડા બહાર નાની એવી છાપરી નીચે રસોઈ કરે છે, બાપુજી

નામે ફલનના ઝાડ નીચે પાટ પર બેસી બેસી મિત્રો સાથે વાતોએ વળ્યા છે, અને હુ મિરાજુદૌલાનો ઇતિહાસ મોઢે કરુ છુ એક દિવસ નિયમ મુજબ બાપુજી પાસે માર પરીક્ષા આપવી પડી એના પરિણામમાં હુ સમરદાને અનુગ બતાવી પહેલુ ઈનામ જીતી ગયેલો ચાલાકીથી નહિ પણ રીતસર ભણીને ઈનામમા મને મોટુ એવુ એક વિલાયતી 'ઑર્ગન' વાજુ મળેલુ જે આજે પણ મારી પાસે છે વાડજો માસ્તર પાસે થાડુક ગાતા પણ શીખ્યો હતો

> હાય રે સાહેબ બેલાકર,
> આમિ ગાઇ ઢેબો, તુઇ બાહુર ધર,
> ઓટિ શિષ્ટ બાછુર, ગુંતોય નાકો
> કાન ટાગ ઓર મુચડે ધર,
> હાય રે ગાહેબ બેલાકર.

[હાય રે સાહેબ બેલાકર, હુ દોડ ગાય તુ વાછડે ઝાલ, ડાહ્યો છે એ ધક્કો નહિ માર, કાન આમળીને ઝાલજે એને, હાય રે સાહેબ બેલાકર.]

એ હુ પહેલુ ગીત શીખ્યો બ્લૅકાર નામનો એક ગોરા ઘોડે ચઢી રોજ ફરવા નીકળતો, ને પાછો ફરતા દૂધવાળાને ત્યાથી પાશેર દૂધ પીતો જતો શેરીના લોકોએ એને જોઈને આ જોડકણ જોડ્યુ

## ૭ જોડા-સાંકો

આ ત્યારે તો જોડાસાંકોમા બે જુદા જુદા મકાન દેખાય છે ને ? પણ હવે તમને એના મૂળ મકાનની વાત કહુ મારા બાળપણ વેળાનુ જોડાસાંકોનુ મૂળ મકાન હવે નથી રહ્યુ બે મકાનોમાનુ એક આજે અલોપ થઈ ગયુ છે અને એક રહ્યુ છે અગાઉ એ બન્ને મળીને એક જ મોટુ મકાન હતુ એક બગીચો, એક તળાવ, ચોફરતી એક જ વાડી, અદર આવવા માટે પ્રવેશદ્વાર પણ એક જ અને બહાર જવા માટેનો દરવાજો પણ એક જ આ ઉત્તરાયણને જેમ મુખ્ય દરવાજો એક જ છે અને અદર ઉદયન, કોણાર્ક, શ્યામલી પુનશ્ચ, ઉદીચી બધુ મળીને એક જ 'ઉત્તરાયણ' થાય છે, એવુ જ અમારુ જોડાસાંકોનુ મકાન હતુ એક જ માલિક દ્વારકાનાથ ઠાકુર તેમના પછી દેવેન્દ્રનાથ ને તે પછી રવીન્દ્રનાથ ઉત્તરોત્તર ત્રણ પેઢી

કેટલાયે વિભાગો, અનેક ઓરડાઓ અને મોટા એવા બગીચા વાળુ, બે મકાનો મળીને એક થનુ અમારુ એ મકાન હુ નાનો હતો ત્યારે 'જોડાસાંકોના ઠાકુર ઘર' તરીકે ઓળખાતુ વાતચિતમા 'આ

મકાન' ને 'પેલુ મકાન' એમ કહેતા હોવા છતા નાના—મોટા, બાળક—બુઢ્ઢા, નોકર—ચાકર સૌ જાણતા કે હકીકતમા એ બન્ને મકાનો એક જ છે, કારણ એ એક જ માલિકના છે એનો નબર પણ એક જ છ (૬), દ્વારકાનાથ ટાગોર લેન અને એનો આવ—જા માટેનો મુખ્ય દરવાજો પણ એક જ છે,—હતો

દરવાજાની એક બાજુ જમાના જૂનો એક લીમડો હતો, જેની બખોલોમા બપૈયા, મેના વગેરે પખીઓના માળા હતા, અને બીજી બાજુ હતુ એક માત્ર ગોલક ચપાનુ વૃક્ષ ફૂલોથી એ લચી પડતુ એ મુખ્ય દ્વાર ઉપર માથોન્નત ટાલે શ્યામ મિસ્ત્રી લોઢાનો મુગટ મૂક્તો અને એમા પ્રકાશ થતા વચાતુ **एकमेवाद्वितीयम** અમારા મકાનનુ નામ હતુ 'જોડા સાઁકો' અર્થાત બે સેતુ, અને હકીકતમા મકાન પણ બે હતા, છતા ઉપર કહ્યુ તેમ એ એક જ હતુ એ બન્ને સેતુ નીચે થઈને એક જ નદીનુ વહેણ વહેતુ પણ આજે એ દિવસો રહ્યા નથી અને એ મકાન પણ રહ્યુ નથી

પેલા મકાનમા સવારે છ વાગે ઘટ વાગતો, ને એ સાભળીને આ મકાનના નોકર—ચાકર, દાસ—દાસી, છોકરા—છોકરી, નાના—મોટા સૌ ઊઠી જતા, અને સાત વાગ્યાનો ઘટ વાગે ન વાગે ત્યા તો સૌ પોતપોતાને કામે પણ લાગી જતા એ જ રીતે નવ, દસ ને સાડાદસ વાગતા કચેરી ઉઘડતી અમે બાળકો ખાઈ—પી કરીને શાળાએ જતા એ પછી ફરી બપોરે ત્રણ વાગે ઘટ વાગતો શાળાએથી ગાડી અમને લઈને પાછી વળતો સાજનો હલવો નાસ્તો પતાવી ફરવા જવા ગાડી જોડાતી અમે બગીચામા સાતતાળી રમતા રાત્રે નવ સુધી એમ ચાલતુ એ એક ઘટનો નાદ બન્ને મકાનના રહેનારા સૌને જાણે નિયમિત રાખતો રાત્રે નવનો ઘટ થતા સૂવાટાણુ થયુ સમજાતુ ત્યારે એ જ નિયમ હતો અમારુ ઠાકુર ઘર એ ઓછુ કોઈ સામાન્ય મકાન હતુ? અદર ફરતા ફરતા ખોવાઈ જવાનો ભય રહેતો! એ

જમાનામાં મકાનને જુદાજુદા વિભાગોમાં વહેંચીને રહેવાની પ્રથા હતી. મુખ્ય બે વિભાગ: 'અંદર—મહલ' (અંત:પુર) અને 'બાર—મહલ' (બહારનું ઘર) તરીકે તે ઓળખાતા. તેમાં પાછા પેટા વિભાગો રહેતા. જેમકે રસોડું, કોઠાર, પૂજા ઘર, ગૌશાળા, ઘોડાર વગેરે. ને તેમાં પણ પાછા નાના પેટા વિભાગો: ભિસ્તીખાનું, ભંડારિયું, બબરચીખાનું, નોબતખાનું; દફતરખાનું, કચેરીઘર, ગાડીખાનું, નિશાળ-ઘર, નાચ—ઘર વરંડો, દોઢી...જાણે અનેકવિધ વિભાગવાળું કોઈ જબ્બર ખાનું જ ન હોય!

બીજે માળે અંદરમહલ, પહેલે માળે વરંડો અને નીચે ભોંયતળિયે દક્ષિણ—પશ્ચિમે દફતરખાનું, દક્ષિણ—પૂર્વે નાના ફૂવાની નાની ઑફિસ. ફૂવા એક લાંબી ચોપડીમાં ડાયરી લખ્યે જતા. હું પાસે જઈને ઊભો રહું એટલે થોડી વાર મારી સામે જોઈ રહે ને વળી પાછા લખવામાં પરોવાઈ જાય. કહે 'કેમ, શું આવ્યો છે? ઠીકઠીક.' અને મૂઠ્ઠી ભરીને પાતળી ને લાંબી પીપર જેવી વેફર હાથમાં આપીને વિદાય આપતાં કહે કે 'જોજે હો, ખાઈ ન જતો!'

વચ્ચેનો મોટો ઓરડો એ જ ભંડારિયું. નોકર—ચાકરો માટે એ ચોરા જેવું સ્થળ હતું. બાપુજીનો ખાસ નોકર ગોવિંદ આ ભંડારિયાનો સરદાર હતો. બીજા બધા નોકરો એનાથી ડરીને ચાલતા. મોટા ભાઈનો નોકર ગદાધર પણ એવો બદમાશ હતો કે અમે સૌ પણ એનાથી બીતા. અમને એ બહુ મારતો. એનું મોં પણ એવું જ—નૉર્મલ સ્કૂલના લક્ષ્મીનારાયણ પંડિત જેવું—બિહામણું હતું. અમારા કુટુંબનો એ બહુ જૂનો નોકર હતો. એક વાર દેશમાં ગયા પછી એ પાછો ન ફર્યો. એ 'ગદા'ને શું થયું હશે? એ કેમ પાછો ન આવ્યો? સૌ એને 'ગદા' કહીને જ બોલાવતા. પછી ખબર પડી કે એ મૃત્યુ પામ્યો હતો. એની અવસ્થા થઈ હતી. ખેતરમાં જ મરેલો પડ્યો હતો. શિયાળવાં એને ખાઈને સાફ કરી ગયાં હતાં. અમારા બાળમાનસ પર

એનો ભય સદા ઝઝૂમ્યા કરતો, એટલે મનમા ને મનમા એમ કહેતુ કે 'સારુ થયુ, આપણને કવો મારતો ! પાપ ગયુ !'

સમરદા'નો નોકર દુર્ગાદાન અને અમારા રામલાલ બને સારા માણસ હતા પચ્ચદાસી ચાલી ગઈ તે પછી મારુ કામ રામલાલને સોપાયુ અગાઉ એ રામનાથ ટાગોરનો ખાસ નોકર હતો તેઓ નોકર રાખતા પોચો હાથ જોઈને, કદાચ શરીરે માલિશ કરાવતા હશે શરીર ઉપર જરાક સખત હાથ ફરતા જ એ ધમકાવતા કે 'જા જા, શરીરે જાણે ખરેરો ફેરવે છે !' પણ રામલાલનો હાથ તો પોચો હતો એમણે એને કેમ રજા આપી હશે એની ખબર નથી પણ દેશમાથી પાછા વળતા કદાચ મોડુ થયુ હશે જે હોય તે હુ એના 'ચાર્જ' નીચે આવ્યો દરેક છોકરા માટે એક એક નોકર રહેતો એ જ જાણે અમારો માસ્તર અમારી સર સભાળ રાખવી, અમને સારી ટેવો પાડવી અને અમારા ઉપર નજર રાખવી એ એનુ કામ છોકરાઓ કઈ દોષ કરે તો તેની જવાબદારી તેના નોકરની જ ગણાતી નોકરોની જવાબદારી નીચે અમારા સૌને માટે એક એક કબાટ રહેતો એની ચાવી પણ એમની પાસે જ રહેતી કબાટમાં સૌના પોતાનાં કપડા, થાળી વાટકો વગેરે ઉપયોગની ચીજો રહેતી જરૂર મુજબ નોકર જ એ કાઢી દેતો ને ફરી ધોઈ-લૂછીને તેમા મૂકી દેતો દૂધ પીવાનો વાટકો પણ અદર દાસી પાસે રહેતો

ભડારિયુ માત્ર ઘરના જ નોકરોને રહેવા માટે હતુ પગથાળા બીજે રહેતા તેમા ડાબી જમણી બેઉ બાજુએ હારબધ કબાટ હતા જેમા કપડા, વાસણ વગેર રહેતુ પૂર્વ-પશ્ચિમ બાજુ કેટલીક મોટી મોટી પાટ બિછાવેલી હતી એ પાટમા વચ્ચે એક એક પેટી બેસાડેલી હતી એનુ ઢાકણુ ઉઘાડીને જોઉ તો તેમા એ લોકોની રમતનાં સોગઠા, શેતરજ, ચોપાટ, ગજીપો, બગીચો, દાંનિયા વગે ઘણી ચીજ ભરેલી પડી રહેતી એ પાટ ઉપર જ ચગાઈ-ઓઢીકુ

પાથરીને તેઓ સૂતા વળી ક્યારેક ક્યારેક જોતા કે બાપુજીની બેઠક પૂરી થયા પછી તેઓ ફિટફાટ બાનુ બનીને રૂપાની ટ્રેમા સોડા, લેમન ને ચા પી રહ્યા છે મોટરાઓની બેઠક પૂરી થયા પછી તેમની બેઠક શરૂ થતી

એ ઉમર નોકરોના ઓરડિયામાં હુ ગમે ત્યારે જતો આવતો. ત્યા જવાનું મને 'ફ્રી—લાઇસન્સ' હતુ કોઈ અટકાવતુ નહિ રામચાન કહેતો, 'આવ્યા? મારુ મારુ અહી જ રહેજો હો' ને હુ એ લોકોના જ તેલથી ચકચકતા આશીકા ઉપર માથુ મૂકી લહેરથી આડા પડતો રામલાલ બેગમનમ બાપુજીના ધોતિયાને ઘડી કરી કરચલી પાડતો, અને પછી જ્યારે તે એ ધોતિયાને ઝાપટ મારતો ત્યારે તેનો આકાર ફૂલ જેવો બની રહેતો

ઓરડિયાની ઉત્તરે ભિસ્તીખાનુ હતુ ત્યા થઈને જ નહાવાની ઓરડીમા જઈ શકાતુ મોટો થયો, સાત ચોપડી ભણ્યો, એટલે હવે વરંડામા બેનીને હાથ—મો ધોઉં તે ચાલે ખરુ ! નોકર મને એ બાજુ શીખવતો સવારે ઊઠીને નહાવાની ઓરડીએ જઈ હાથ—મો ધોવાની ટેવ પાડવી પડેલી પણ નીચે નહાવાની ઓરડી એક જ હતી મોટા ભાઈઓ હાથ—મો ધોવાનુ પતાવી ન લે ત્યા સુધી હુ ત્યા પહોચી જ કેમ શકુ ? એટલે હુ ભિસ્તીખાનામાં, મારો વારો આવે તેની રાહ જોતો બેસુ અમારે બહુ વહેલા ઊઠવુ પડતુ એટલે પછી હુ બેગમજેને બધુ જોયા કરતો

રોકાવાજો વિશ્વેશ્વર તો રાત થોડી બાકી હોય ત્યારે જ જાગી જતો બાપુજીનો નોકર બુધ્ધુ અને વિશ્વેશ્વર, એ બે જણ અમારે ત્યાં સૌથી વહેલા ઊઠ બાપુજીને બહુ વહેલા ઊઠવાની ટેવ હતી એ કેટલા વહેલા ઊઠી હાથ—મોં ધોઈ રામાયણ વાચવા બેસી જતા એ તો મે તમને કહ્યું છે ને? બુધ્ધુ ઊઠીને બાપુજીને મેનવાલો ઓરડો ઉઘાડો,

વિશ્વેશ્વર હોકો ભરી કરીને મૂકી જતો, આ બધું હું ભિસ્તીખાનામાં બેઠો બેઠો જોતો. ત્યાં એક બાજુ દ્વારકાનાથ ઠાકુરના જમાનાનું એક ટેબલ ને કેટલીક ખુરશી પડી રહેતી. ટેબલ ઉપર 'વિસૂવિયસ' જ્વાળામુખીનું એક ચિત્ર હતું. ધગધગતો લાવા એમાંથી નીકળી રહ્યો છે એવું એમાં દેખાતું. તમાકુ ભરવાનું એ સ્થળ હતું, એટલે ત્યાં તો આવું અગ્નિનું ચિત્ર જ હોય ને? જૂના જમાનાનું એ એક સારું ચિત્ર હતું. પણ એવું સરસ તૈલચિત્ર આમ અસ્થાને પડ્યું રહ્યું હતું. કેમકે તે સમયે એની ખરી કિંમત સમજાઈ નહોતી. વિશ્વેશ્વર એ ટેબલ ઉપર, ધોઈ સાફ કરીને ઝગઝગતા બનાવીને હારબંધ હોકા ગોઠવતો. દિવસ–રાત એ ભિસ્તીઘરમાં જ રહેતો. સમયસર આવી તમાકુ બદલાવી જાય. એનું કામ જ એ રહેતું.

હોકો પીતાં મને એ વિશ્વેશ્વરે જ શીખવ્યું. હું મોટો થયો એટલે એ બા પાસેથી રજા માગી આવ્યો. બાને એણે કહ્યું કે શેઠ હવે મોટા થયા છે, એ હોકો નહિ પીએ તો કેમ ચાલશે? બાએ જવાબ આપેલો કે એને પીવો હોય તો ભલે પીએ. ઘરનાં માણસો હોકો ન પીએ તો એની નોકરી જાય ને? એટલે વિવિધ રીતે કરીને અંતે એણે મને હોકાની ટેવ પાડી. પહેલે દિવસે તો પહેલી ફૂંક લેતાં જ ખાંસી ખાંસીને મારો દમ નીકળી ગયો. એણે મને ફરી શીખવ્યું કે એમ નહિ, આમ ધીરેધીરે કરીને ફૂંક લો; એકીશ્વાસે ખેંચશો તો ખાંસી આવશે જ.

એ ભિસ્તીખાનું જ એક વિધિસરની ચોરાની જગ્યા હતી. મણિકાકા, નિરૂદા, ઇશ્વરબાબુ વગેરે જેઓ તાજા જ તમાકુના રસિયા થયા હતા તે ઘરના બધા મોટા છોકરાઓ ફરીફરીને ત્યાં આવતા. ઈશ્વરબાબુ રોજ સવારે બાપુજી પાસે બેસી રામાયણ સંભળાવતા રામાયણ-વાચન પૂરું થયે એ ડોસા હાથમાંની લાકડી ઠક ઠક કરતા દાદર ઊતરી ભિસ્તીખાનામાં આવતા. અંદર આવતાં જ એક ખખડધજ ખુરશી ઉપર બેસે ને કહે, 'વિશ્વેશ્વર!' અને વિશ્વેશ્વરનું કામ બધું તૈયા-

જ હોય 'આવ્યો બાબુ!' કહેતાક ને એ એક હોકો ઈશ્વરબાબુના હાથમા નળી આપીને આગળ ધરી દેતો ઈશ્વરબાબુ ફક ફક કરતા હોકો થોડોક ગગડાવી થોડા ધુમાડા કાઢી પાછો આપતા ને ખિસ્સામાથી રૂમાલ કાઢી તેમાંથી એક પૈસો વિશ્વેશ્વરના હાથમા મૂકી કહેતા 'આ લે' વિશ્વેશ્વર જાળવીને એ ખિસ્સામા મૂકતો ને ઈશ્વરબાબુ ખોડગાતા ખોડ ગાતા બહાર બજારમા ચા'યા જતા ફરી સાજે જ્યારે તેઓ ભિસ્તીખાનામા થઈને ઉપર આવતા ત્યારે વિશ્વેશ્વર પેલો પૈસો એમને પાછો આપતો ને ઈશ્વરબાબુ એને કાળજીપૂર્વક રૂમાલે બાધી લેતા! હુ એ રાજ જોતો વિશ્વેશ્વર—ઈશ્વરની આ એક પૈસાની લેણદેણનો અર્થ તો ત્યારે હુ શું જાણુ?

સવારે ઈશ્વરબાબુના ગયા પછી આવતા મણિકાકા 'કાં ભાઈ વિશ્વેશ્વર! છે કાઈ?' જી, હા, હા, લો, લોને! હજુ મૈં આટલો બાકી છે' કહી વિશ્વેશ્વર એમને હોકો ધરતો એ પણ થોડીક વાર હોકો ગગડાવી ધુમાડાના ગોટા કાઢતા

એ મણિકાકા અને વિશ્વેશ્વરને એક દિવસ કેવી જામી પડી હતી તે સાભળો પૂજાના દિવસો નજીક હતા બાપુજી પાસેથી પરબનુ કહીને પૈસા માગીને મણિકાકા બજારમાથી એક જોડી કાળા ઝગઝગાટ કરતા વાર્નિશ કરેલા જોડા શૌખથી ખરીદી લાવેલા. એ પહેરીને તે પૂજા જોવા જવાના હતા જૂના છાપામા વીટાળેલા એ જોડા લાવીને એમણે ભિસ્તી ખાનાના એક ખૂણામા જાળવીને કાઈની નજરે ન પડે તેમ મૂકી દીધા કોઈ નોકરચાકર એ ક્યાક આડાઅવળા ન કરે એ ગણતરીએ વિશ્વેશ્વર ત્યારે તેના કામસર ત્યા જ હતો એણે જોયુ કે બાબુએ કઈક લાવીને ખૂણામાં મૂકયુ છે 'મણિકાકા તો તે પછી હાકો પી કરીને પોતાના બીજા કામે ચાલ્યા ગયા વિશ્વેશ્વરે મળેલી તકનો લાભ લઈ જોડાનુ બડલ પેલા ખૂણામાંથી ઉપાડી બીજા ખૂણામા છુપાવીને મૂકી દીધુ થોડી વારે મણિકાકા પાછા ફરીને જોડા શોધે, પણ મળે નહિ ચારે બાજુ

નજર કરે, પણ જોડાનો પત્તો નહિ. આખરે એમણે વિશ્વેશ્વરને પૂછ્યું તો એણે જવાબ વાળ્યો કે 'કોણ જાણે બાબુ, મેં તો કંઈ જોયું નથી. હું તો મારા કામમાં જ પરોવાએલો હોઉં છું. પણ છતાં જેણે આગ ખાધી હશે એણે કોયલા ઓકવા જ પડશે. જોડા જાશે ક્યાં?' મલ્લિકાકા કહે કે 'એ તો સમજ્યો, પણ કોણે લીધા એ જોડા? પૂજા વખતે એ પહેરીશ વિચારીને કેવા શોખથી લાવ્યો હતો? ને આમ થયું!' પણ વિશ્વેશ્વરે એ બધી વાતોને કાન જ ન દીધો. મલ્લિકાકા એની સામે તાકી જ રહ્યા.

વળતી સવારે વિશ્વેશ્વર નિત્યની જેમ બાપુજી માટે તમાકુ—હોકો તૈયાર કરતો હતો. મલ્લિકાકા ત્યાં દૂર ખૂણામાં હાથમાં હોકો ઝાલીને બેઠા હતા. કોણ જાણે કેમ, પણ કંઈક કારણસર વિશ્વેશ્વર થોડી વાર માટે એ ઓરડામાંથી બહાર ગયો. ટેબલ ઉપર હોકાનાં રૂપાનાં મોઢિયાં હારબંધ પડયાં હતાં. એમાંથી બાપુજીના હોકાનું મોઢિયું મલ્લિકાકાએ સેરવી લીધું. વિશ્વેશ્વર પાછો ફર્યો. મલ્લિકાકા એમની જગ્યાએ જ બેઠાબેઠા હોકો ગગડાવતા ધુમાડા કાઢે છે અને આડી નજરે વિશ્વેશ્વર બાજુ જોઈ રહ્યા છે. વિશ્વેશ્વર તમાકુ બરાબર કરી, હોકામાં ગુલાબજળ ભરી, લાકડીવતી હોકાને અંદરથી ઘસીઘસી સાફ કરીને મોઢિયું પહેરાવવા જાય, ત્યાં મોઢિયું મળે નહિ! હવે શું કરવું? અધીર થઈને એ ચારે બાજુ શોધાશોધ કરવા લાગ્યો. બીજી તરફ બાપુજીનો હોકો પીવાનો સમય થવા આવ્યો છે. સમયસર હોકો ન પહોંચાડી શકે તો મહામુસીબત થાય. મલ્લિકાકાને પૂછતાં એમણે કહ્યું કે 'ભાઈ, મેં તો કંઈ દીઠું નથી. હું તો બેઠોબેઠો હોકો ગગડાવું છું છતાં કોણ જાણે, જેણે આગ ખાધી હશે એણે કોયલા ઓકવા જ પડશે. નાહક ચિંતા કર્યે શું વળશે? જોને હજુ ગઈ કાલે જ મારા નવેનવા જોડા કઈ રીતે અલોપ થઈ ગયા? તું જરા શોધ તો કદાચ મળી જશે ક્યાંક. ને જવાબમાં 'હા, હા, હું જરા એ શોધું છું. તમારા જોડા તે વળી ક્યાં જવાના હતા?' કહી વિશ્વેશ્વરે

ઓરડાના ચારે ખૂણામા શોધતાશોધતા કાગળમા વીંટાગેનુ જોડાનુ બ ડલ શોધી કાઢ્યુ ને કહ્યુ કે 'લો બાનુ, તમારા જોડા મળી ગયા ' જવાબમા મણિકાકાએ કહ્યુ કે જો પ છે, પેલા ખૂણામા પેલુ ઝગઝગે તારુ મોઢિયુ ! અને મોઢિયુ હોકા ઉપર ચડાવી વિશ્વેશ્વર નિરાતનો શ્વાસ લીધો !

દેવડી ઉપર દરવાનોનો ચોગે જામતો મનોહરસિહ સૌથી બુઢ્ઢો દરવાન લાગ્યો, કદાવર ને ઊજળે વાન એની ધોળી દાઢી ઝગારા મારતી સવારે એ લૂ ગી પહેરી ઉઘાડે શરીરે એક બાજુ બેસતો ને દહીંથી દાઢીને માલિશ કરતો ચારે બાજુ બીજા દરવાનો કુસ્તી કરતા અને ડમ્બેલ્સથી કસરત કરતા તો એક બાજુ વળી એક દરવાન મોટા એવા એક થાળમા લોટનો ઢગલો કરી, તેમા વચ્ચે ખાડો કરી, થોડુ ક ઘી નાખી તેને મસળતો હોય અમારી દેવડી ઉપર રોજ સવારનો આ એક કાર્યક્રમ રહેતો બીજી બાજુ મનોહરસિહ બેએરેએ દહીં વડે દાઢીને માલિશ કરતો હોય કલાક વારના દાઢી—માલિશ પછી મનોહરસિહ ડાબે હાથે પતરાથી મઢેલી નાની આરસી કાઢી મો સામે ધરતો અને પોતાના વાળમા છુપાવેલી લાકડાની કાસકી કાઢી તે વડે દાઢી બરાબર ઓળતો પછી કપડા પહેરી, કમરે પટ્ટો બાધી, બાજુમા પડેલી લાકડાની જબ્બર પેટીને અઢેલીને જ્યારે એ ગોઠણ વાળી જા ઘ ઉપર હાથ રાખીને બેસતો ત્યાર ઢાલ તલવારથી સજ્જ પ જાબ કેસરી જેવો લાગતો એનો શુભ્રશ્વેત પહેરવેશ ગળામા મોટામોટા પારાની સોનાની ક ઠી, હાથમા લોઢાનુ પાતળુ કડુ, કમર ઉપર ઝૂલતી વ કી કિરપાણ, એવો મનોહરસિ હ અમારી દેવડીની શોભા હતો એની રેશમ જેવી ચમકતી શ્વેત દાઢી બહુ ઓપતી એક વાર બાળકબુદ્ધિમા મને કોણ જાણે શુ યે સૂઝ્યુ કે એ દાઢી હાથમા પકડીને જોવાનુ મન થયુ ! અને જેવુ મન થયુ કે તુરત જઈને જોરથી એમની દાઢી પકડી મે દાઢી પકડી તો ખરી, પણ તુરત એમણે ગરજીને કમર પરની કિરપાણ ઉપર હાથ નાખ્યો અને આપણા રામે પોબારા ગણી દોટ દીધી તે સીધા પહેલે

માળે ! બીક એટલી કે નીચ ઊતરુ જ નહિ ! હૈયામા ફફડાટ ઊપડયો હતો કે કોણ જાણે શુ યે થશે ! હવે તો દરવાનજી મારા કટકે કટકા કરી નાખશે કે શુ ? ઉપરથી જરાક ડોકિયુ કરુ ને મને જોતા જ મનોહરસિંહ ગરજી ઊઠે ! બીકથી મારા જીવ તાળવે ચોટી જાય પછી રામલાલે મને સમજાવ્યુ કે તમે દરવાનજીની દાઢી ઉપર હાથ નાખ્યા એ બહુ ખોટુ કામ કર્યું છે હવે જઈને હાથ જોડીને એમની માફી માગી આવો આખર એક દિવસ દેવડીએ જઈ બેઉ હાથ જોડી અચકાતા અચકાતા ત્રુટક રીતે મે કહ્યુ, 'ઓ દરવાનજી, માફ કરો, મારી ભૂલ થઈ ગઈ હવે કદી યે એવુ નહિ કરુ ' ને દરવાનજીએ જરા હસીને કહ્યુ, 'હવે ફરી એવુ નહિ કર ને ? ઠીક, જા, જા, લહેર કર ' એમની માફી મેળવ્યા પછી મારા મન ઉપરનો ભયનો ભાર હળવો થયો ને હુ નચિંતપણે નીચે હરવાફરવા લાગ્યો

અમારી એ દેવડી ઉપર અવારનવાર મજાના બનાવો બનતા એક વાર કોઈકે શરત મારીને કહ્યુ કે પોતે એક મણ રસગુલ્લાં ખાઈ શકે છે ખાવાની વાતમા અમારો ત્યાનો ઘોષાલ પણ ઉસ્તાદ હતો એટલે એ વાત સાભળતાં જ એ પણ બોલી ઊઠયો કે એ તો હુ યે ખાઈ શકુ છુ હારે એણે જીતનારને દસ રૂપિયા આપવાનુ નક્કી થયુ આ મકાનના ને પેલા મકાનના બધા દરવાનો દેવડી પર ભેગા થયા અમે છોકરા છોકરીઓ પણ નીચે ગાડી રાખવાની જગ્યાએ હારબધ ગાડીઓ ઊભી હતી ત્યા જઈ કોક ગાડીની અદર ચડીને તો કોક તેની પગથી ઉપર ચડીને શુ થાય છે તે જોવા લાગ્યા.

પેલા બેઉ હરીફો મનોહરસિહની સામે રસગુલ્લા આરોગવા બેસી ગયા એક તરફ એક જબ્બર કઢાઈમાં રસગુલ્લાનો રસ પાકવા લાગ્યો ને સુખડિયો આવીને ગરમાગરમ રસગુલ્લાં ઉતારવા લાગ્યો અને બીજી તરફ એક જણ પેલા બેઉને તે પીરસવા લાગ્યો, ને ત્રીજો એક જણ એની ગણતરી કરવા માડયો ઘોષાલ એક પછી એક રસગુ લાં ઉડાવ્યે

જ જતો હતો જેટલા રસગુલ્લાં એને પીરસ્યાં હોય તેટલા બીજી જ પળે એના ઉદરના ઓરડામા ઠલવાયા જ છે! ખાતાખાતાં જ્યારે ૬૪ રસગુલ્લા ખવાઇ ગયાં ત્યારે ઘોપાવ હે. ફ્હે ક કરતો હેડકી ખાવા લાગ્યો દીવાનજી યોગેશદાદાએ કહ્યુ કે હવે રહેવા દે ઘોપાલ, તે હેડકી ખાધી એટલે હવે હાર તારી જ ગણાય ઘોપાવે મૂગેમૂગે હાર સ્વીકારી લીધી ને દસ રૂપિયા ગણી આપી ઊઠી ગયો એનો હરીફ પોતાની શરત મુજબનુ પ્રમાણ પૂરુ કરી, ઉપરથી અરધી કડાઇ જેટલો રસ પી, રૂપિયા કેડે ખોસીને પોતાને પથે પડયો!

# ૮ : હોળી

હોળી વખતે અમારી દેવડીનું વાતાવરણ ગરમાગરમ રહેતું. તે દિવસે મનોહરસિંહનાં કપડાં ને પોગી દાઢી સુદ્ધાં લાલ કસુંબલ બની રહેતાં. વરસમાં એ એક જ દિવસે એની દાઢીને અબિલ–ગુલાલ લગાડવા પૂરતું સ્પર્શી શકાતું. તે દિવસે એ રોષે ન ભરાતા. એક તરફ ભાંગ ઘુંટાઈ રહી હોય. મોટા એવા વાસણમાં કેટલાક જણ ભાંગ ગળતા હોય—ગળ્યે જતા હોય, ઢોલત્રાંસાં વાગતાં હોય ને વચ્ચેવચ્ચે 'હોલી હય' 'હોલી હય'ના નાદ સાથે અબિલ ઊડતો હોય. આઠે દિવસે ભીંતે ઝૂલતો ઢોલ હોળી આડે ચાર પાંચ દિવસ્ હોય ત્યારે ઉતારવામાં આવે. બાપુજીનો એક ખાસ ઢોલ હતો: લીલા મખમલે મઢેલો ને લાલ દોરે બાંધેલો. એને અગાઉથી જ ઘણું બધુ કંઈક ચોપડી કરીને તૈયાર કરવામાં આવતો એ ઢોલ દીવાનખાનામાં રખાતો ને દરવાનોનો ઢોલ દેવડીએ રહેતો. હોળીની સવારથી એ ઢોલ ઘોર ગંભીર ઘોષ કરતો રહેતો. વચ્ચે વચ્ચે કેટલાંક ગીતો પણ ગવાતાં, પરંતુ અવારનવાર પેલો 'હોલી હય'નો નાદ વાતાવરણમાં ગુંજી

ઊઠતો. પટાવાળાઓ વગેરે પણ તે દિવસે ઢોલ વગાડતા ને 'ખચમચ ખચમચ' કરતા ગીતો ગાતા,—જાણે ચકલીવૃંદ ચીંવી ચીંવી ન કરતું હોય! અને દરવાનોનો ત્યારનો કંઠ તો જાણે મેઘગર્જન. એમના શબ્દો બરાબર ન સમજાતા, પણ તેમાં રાજપૂતી—પહાડી ગૌરવનો રણકો છે એટલું તો લાગતું જ. દેવડી ઉપર નાચ પણ થતો. એ લોકો ક્યાંકની કોઈ રજપૂતાણીને લઈ આવતા. એ સારો ઠસ્સાભર્યો નાચ કરતી. અમે પણ એ જોવા પામતા. અમારા પાલખી વાહક બેરાઓ પણ નાચ કરતા. તેમાં પુરુષો સ્ત્રીવેશ પહેરી નાચતા. એ એક અદ્ભુત પણ બીભત્સ પ્રકારનો નાચ હતો: બે હાથ ઊંચા કરી અંગૂઠાના ચાળાનો થેઈ થેઈ થતો નાચ અને પેલો એક જ અવાજ 'ખચમચ ખચમચ.' તે દિવસે અમારે ત્યાંના ઉડિયાઓ પણ દખણાદા બગીચામાં લાઠીના દાવપેચ રમતા રમતા નાચતા, જે જોવા અમે સીધાં એ બાજુ દોટ દેતાં.

ઉપર પહેલે માળે બાપુજીના દીવાનખાનામાં પણ હોળી ઊજવાતી. ત્યાં જવાની અમને રજા નહોતી, એટલે અમે વચ્ચેવચ્ચે ત્યાં ડોકિયું કરી આવતાં. ત્યાં અર્ધો હાથ ઊંચો ગુલાલનો થર જામેલો છે. એના ઉપર એકદમ ઝીણી એક ચાદર બિછાવવામાં આવી છે, જેની તળેથી ગુલાબી આભા દેખા દે છે. સગાં, સ્નેહીઓ ઘણાં આવ્યાં છે. અક્ષયબાબુ હાથમાં તાનપૂરો લઈને બેઠા છે. શ્યામસુંદર પણ છે. અંદર ચારે બાજુ ફૂલ વેરાએલાં પડ્યાં છે. બાપુજીની પાસે ગુલાબજળ ભરેલી પિચકારી પડી છે. હોકાના બિલોરી કાચના જળપાત્રમાં ગુલાબજળ સાથે ગુલાબની પાંખડીઓ પણ છે, જે હોકો ગગડાવતાં ઊંચીનીચી થાય છે. તે વખતે એક નાચણિયો આવેલો. ઓરડાની વચ્ચોવચ્ચ અમારા સામનદે આવીને એક મોટો એવો ગોળ 'દીવા—ગોળો'[૧] મૂકી દીધો. નાચણિયો એની ચોતરફ ફરતોફરતો નાચવા લાગ્યો. નાચ પૂરો થતાં જોયું તો એના પગની પાની ઉપર રંગોળીના રૂપમાં સુંદર કમળફૂલ અંકાઈ ગયું છે!

---

૧ મોટો કાચનો ગોળો, જેની અંદર મીણબત્તી મૂકી શકાય છે.

નાચને તાલે તાલે પગની કરામતથી આછી ચાદર નીચેથી સપ્રમાણ ગુલાલ નીકળતો ને એનાં પગની પાની ઉપર રંગોળી પૂર્યે જતો. અજબ કહેવાય ને ?!

બાપુજીના દીવાનખાનામાં અને દેવડી ઉપર, બંને જગ્યાએ હોળી ઊજવાતી, પણ મને તો રાજપૂત દરવાનોની દેવડીએ ઊજવાતી હોળીમાં જ મઝા આવતી. દીવાનખાનામાં જો કે ઊજવાતી તો ઠાકમાઠથી, અને એ પણ ઘણા ઉમદા ઠાઠથી : ચારે બાજુ ગુલાબી પડદા, ચાદર, અત્તર, ગુલાબજળ, નાચગાન ને પ્રકાશ ને પુષ્પોની છોળ ઊડતી, છતાં હોળીની સાચી ઊજવણી તો દરવાનો જ કરતા. એ એક ઉદ્દામ ઉત્સવ ઊજવાતો. ચારે બાજુ બધું લાલમલાલ ! કોઈને ઓળખી શકો એ વાતમાં માલ નહિ. ભાંગ પીને આંખો સુદ્ધાં સૌ લાલમલાલ કરી મૂકતાં. જોતાં જ જાણી જઈએ કે અહીં હોળી રમાઈ છે. જાણે એ શોખની રમત નથી. જેઓ રુધિરની હોળી રમી જાણે છે એ લોકો જ એવી હોળી રમી શકે છે. જોયો નહિ તે દિવસે સાંતાલોનો ઉત્સવ? એમાં કૃત્રિમતા પ્રવેશી જ શકતી નથી. અંતરના આનંદનો જ એ ઉત્સવ હોય છે, આનંદે નાચે—ગાય છે. એમાં એ મસ્ત થઈ જાય છે. દીવાનખાનાના ઉત્સવમાં ભારોભાર કૃત્રિમતા—બનાવટ હતાં તેથી જ મને એ ગમતો નહિ.

દેવડી અને બેઠકખાનામાં જ્યારે હોળી આ રીતે ઊજવાતી ત્યારે અમારે—બાળકો માટે પતરાની પિચકારીઓ આવતી. અમને એટલેથી યે આનંદ હતો. બાલદી ભરીને લાલ રંગ હોય, પાસે પિચકારી હોય. *આવતાંજતાં જે કોઈ નજરે પડે એની ઉપર રંગ છાંટીએ અને હોહા* કરીએ. શું અમારો એ તરવરાટ હતો ! ઘરમાં—અંદર તે દિવસે શું થતું એની તો કંઈ ખબર નથી, છતાં હોળીને દિવસે ગુલાલનો મૂઠો ભરી આ મકાનમાંથી પેલા મકાનમાં અંદર જઈ મોટેરાંઓને પગે ગુલાલ લગાડી આવતા, ને નાનેરાંઓને માથે તે ભભરાવી આવતા. મોટેરાંઓને

માથે રંગ અડાડવાની મનાઈ હતી એટલે એમને પગે રંગ લગાડીને જ અટકતાં.

હોળીની વાત તો થઈ, હવે બીજી એક વાત કહું: બાપુજીના શમશેર કોચવાનની. તબેલાની ઉપર નોબત ખાનામાં એ રહે. ત્રણનો ટકોરો થતાં જ એ બહાર આવી, તબેલાની અગાશીમાં ખાટલો ઢાળી, હાથમાં હોકો લઈને બેસે. એનો હોકો બરાબર ફૂલદાનીના આકારનો હતો. આકકેલ સાઈસ તમાકુ ભરી કરીને હોકો લાવીને એના હાથમાં મૂકે. સાઈસ બધા એના ચાકર કહેવાય, એટલે એ પોતે જાતે કંઈ જ ન કરતો. હું આઘો રહ્યોરહ્યો જોતો. શમશેર એકદમ આરામથી ખાટલા



ઉપર પડો પડયો હોકો ગગડાવતો હોય અને આકકેલ સાઇસ એના વાળ ઓળતો હોય કલાકેક સુધી વાળ ઓળ્યા પછી એ શમશેર સામે અરીસો ધરે. શમશેર બાદશાહી અદાથી ડાબા હાથે અરીસો ઝાલી, મોં ફેરવી કરી મૂછે વળ દઈ અરીસો પાછો આપે, પછી ઘરમાં જઈ સુરવાળ અને જરિયાની જાકિટ પહેરી આવે ને પગ આગળ ધરે એટલે એક બીજો સાઇસ એને સૂઢાળા (ઓખાઈ) જોડા પહેરાવી દે અને ત્રીજો સાઇસ માથે મૂકવાની શિખર કાઢેલી પાઘડી એની સામે ધરે, જેને શમશેર માથા ઉપર મૂકી જરા દબાવતો ને હાથીછાપ પિત્તળનો બિલ્લો આગળ આવે તેમ ગોઠવતો આમ કોચવાન શમશેર તૈયાર થઈ જતા એક સાઇસ હાથમાં લાબા ચાબુક સાથે એની સેવામાં હાજર થતો અને શમશેર હાથમાં ચાબુક લઇ પહેલે માળેથી નીચે ઊતરતો નીચે દૂધ જેવા સફેદ ઘોડાની જોડીને બીજા સાઇસોએ તૈયાર જ રાખી હોય, પણ એ ઘોડાઓને ગાડીમા જોડયા પહેલાં ઘોડાક તગડીને ઠીક કરવામા આવતા જ્યા રવિકાકાનું લાલ મકાન હતુ ત્યાં ચારે બાજુ વડી હતી ને એક બાજુ નાનો એવો દરવાજો હતો બન્ને ઘોડાને અદર દાખલ કરી સાઇસો બારણું બંધ કરી દે શમશેર વડી ઉપર ઊભો થઈને લાંબો ચાબુક હવામાં વીંઝે અને એ હુકમ સાથે જ બેઉ ઘોડા ગોળ ગોળ ચક્કર લેવાં માડે ઘોડા એક ચક્કર પુરુ કરે ને ફરી ચાબુક હવામાં વીંઝાય, એમ ચાલે જાણે સરકસનો ખેલ ચાલ્યો આમ અરધો કલાક ઘોડાને દોડાવી શમશેર ચાબુક આકકેલ સાઇસને ભળાવે ને પોતે નીચે ઊતરે સાઇસ ગાડી બહાર કાઢે ને એના ઘોડા માટેના પિત્તળનાં સાજ—સાકળ ઝગઝગ કરતા ચળકી રહે ગાડીએ ઘોડા જોડાયા પછી શમશેર કૅાચ—બૅાકને ચડી તૈયાર થઈને હાથ આગળ કરે કે તુરત સાઇસ લગામ એના હાથમા મૂકે સમશેર લગામ પણ અનોખી અદાથી ઝાલતો દસ આંગળામાં પકડેલી એ લ ગા મ એકવાર ખેંચતા જ બ ને ઘોડા તબડાક્ તબડાક્ કરતા ‘ગાડી

દરવાજામાં આવીને ઊભા રહેતા. ગાડી ત્યાં આવતાં જ ત્યાં જડેલા તોતિંગ લાકડાં ઉપર ધડામ્ કરતોક ને અવાજ થતો જે જણાવતો કે ગાડી હાજર છે. બાપુજી ફરવા માટે તૈયાર થઈ ગાડીમાં બેસે ને ગાડી આગળ વધે. શમશેર ત્યાં સુધી હાથમાં લગામ ઝાલી કૉચ-બૉક્સ ઉપર ઊભો રહે. નીચેનાં તોતિંગ લાકડાં ઉપર ગાડીના ચારે પૈડાં ફરી જતાં ફરીથી બે વાર ધડામ ધડામ અવાજ થાય ને તરત શમશેર કૉચ બૉક્સ ઉપર એવી અદાથી બેસી જાય, જાણે લખનૌનાં સિંહાસને કોઈ નવો નવાબ ન બેસતો હોય!

અમારા કોચવાનનું નામ રામુ હતું. એ હિંદુ હોવા છતાં લૂંગી પહેરતો. કૉચવાન થાય એટલે લૂંગી પહેરવી જ જોઈએ એમ એ માનતો. નાની એવી ફેટન ગાડી. એમાં બેસીને અમે સાંજે ફરવા જતાં ને હવા ખાવાનું પણ એમાં પતી જતું. તેમ છતાં નાની ગાડીનો વધુ ઉપયોગ તો સુનયની અને વિનયની જ કરતી.

તબેલો ય જોવા જેવો હતો. આ બાજુનાં અને તે બાજુનાં એમ ઘણાયનાં ગાડી-ઘોડા ત્યાં રહેતાં. બેહાલાથી દર બુધવારે બેચારામબાબુ મારા ભાઈઓને બ્રાહ્મોધર્મનું શિક્ષણ આપવા આવતા. એમની ગાડી એના ઘોડા જેવી જ ટચુકડી હતી. અમે ગમ્મતમાં કહેતાં કે 'આટલીક ગાડીમાં બેચારામબાબુ પેસતા કેમ હશે?' અમારે માટે એ એક કોયડો હતો. તે દિવસોમાં જ્યોતિકાકા ક્યાંકથી એક જરીપુરાણું બૉઈલર ખરીદી લાવેલા. સરોજિની સ્ટીમરમાં એ બેસાડવાનું હતું. એ બૉઈલર પેલા ગોળચક્કરમાં પડ્યું રહેતું. એક દિવસ ભાઈઓને ભણાવી બેચારામબાબુ ઘેર પાછા જવા નીકળ્યા, પણ જુએ તો ઘોડાનો પત્તો જ ન મળે 'ઘોડો ક્યાં જાય? જો, જો. તપાસ કર. ઘોડો ખોવાઈ ગયો!' બિચારા હતાશ થઈ ગયા. બહુ તપાસ પછી જોયું તો ઘોડો પેલા બૉઈલરમાં ફસાઈ ગયો હતો. ઘાસ ખાતા ખાતા ક્યારે એ તેમાં ઘૂસી ગયો તેની કોઈને ખબર નહોતી. સાઈસે માંડ માંડ એને એમાંથી બહાર કાઢ્યો.

નોબનખાનાની નીચે દરવાજાની બાજુમા નંદ ફરામ રહેતો ઘર સામે જ કૂવો એની પડખે જ શાક પાનની મોટી વાડી એની પછમા ! ભાગવત માળી અને પાલખીવાહકો તથા પટ્ટાવાળાના ઘરો, ઉત્તરે ગૌશાળા, ને ગૌશાળાથી ઉગમણે મોટો અવો ગાડી—તબેલો. ત્યાથી જરાક દૂર, મકાનને ઈશાન ખૂણે મોટુ એવુ એક આમલીનુ ઝાડ હતુ કોણ જાણે કેટલુ ય જૂનુ હશે એની જાડી જાડી નોતિંગ ડાળીઓ કોઈ રાક્ષસી હાથો જેવી જણાતી હતી અમારા જેટલા સૌ કોના મકાનમા જેનો જેનો જન્મ થયો છે તે સૌની નાળ એના મૂળ પાસે દાટવામાં આવી છે એ આમલી નીચે છિટ્ઠ મહેતર રહેતો એની ત્રણ પેઢી અમારી સાથે જ ત્યા રહી છે

એના ઘરની પાછળ અમારા મકાનની ઓતરાદી વાડી પડે એને અડીને ત્રણ મોટા મોટા બદામ—વૃક્ષો હતા. જાણે શહેરના બીજા બધા મકાનોને ટપી જઈને અમારા ઉત્તરના દરવાજે પહેરા ભરતા હતા નોકરો ત્યાથી અમારે માટે બદામ વીણી લાવતા ઉત્તર—પશ્ચિમ બાજુ દર્શાવવા માળીવાડો, ગોવાળવાડ, ભાગીવાડો એમ કહેવુ પડે તબેલાનો રાજા જેમ શમશેર, તેમ પહેલે માળે નંદ, માળીવાડામા રાધામાસી, ગોવાળવાડમા રામગોવાળો અને ભાગીવાડામા છિટ્ટુ મહેતર હતો એ દરેકની વાત કરુ તો બહુ કહેવુ પડે થોડીક જ વાત કરુ

નંદફરામની વાત તો કહી જ ગયો છુ કોચમેન શમશેરની વાત પણ થઈ ગઈ દરવાનો અને પાલખી વાહકો, પટ્ટાવાળાઓની વાત પણ થઈ ચૂકી હવે છિટ્ટુ મહેતરની વાત કહીશ

## ૯ ઝોડા-મોંકાની સૃષ્ટિ

છિરૂ મહેતરનું ઘર એટલે ગાર-માટી ને ખપેડાથી છાએલાં ભીંતડાં એ ખૂણો દિવસ આખો આમલીની છાયામાં જ હોય મે ત્યાં કદી યે તડકો દીઠો નથી ભૂખભૂખ જેવા કૂતરા ને કુરકુરિયાંઓનો અવાજ એ દિશામાંથી કાને પડતો જ હોય કૂતરાનાં ઘુરકાટથી ભયત્રસ્ત કૂકડાં કૂકડી રહી રહીને 'ક્યાંક' 'ક્યાક'ની કિકિયારી કરી રહ્યા હોય એ છાયાના અંધારા વચ્ચેથી છિરૂ મહેતરનું ઘર દેખાતું, એનું આગણું વર્તાતું એક બાજુ પાણીનું મોટું માટલું અ પણ અર્ધે સુધી માટી લીંપેલું હતું છિરૂ કામકાજથી પરવારીને એ ઠંડા માટલાના પાણીથી નહાતો વાને શામળો હોવા છતાં છિરૂનો ચહેરો સોહામણો હતો ગુચ્છા વાંકડિયા ને મુખાકૃતિ પણ ઘાટીલી વિલાયતી દારૂ પીવાની એને આદત હતી,—દેશી દારૂને તો એ અડકતો પણ નહિ! વિલાયતી દારૂ પીધા પછી એના મોમાંથી ફટાફટ ગરમાગરમ અંગ્રેજી ગાળો નીકળવા માંડતી 'ડૅમ યૂ રાસ્કલ' વગેરે અંગ્રેજી વાણી એના મોમાંથી સાંભળતાં જ સમજી શકાતું કે આજે ભાઈએ ઢીંચ્યો

છે અ દર અને બહારના માર્ગ સાફસૂફ રાખવાનો ભાર એના ઉપર હતો સામેનો રસ્તો વાળીને એ જાય ત્યારે ધૂળમા જાણે રંગોળી પૂરી હોય તેવી લહેરીયા ભાત તેમા દેખાતી ઝાડુ કાઢવાની ને પાણી છાંટવાની એની કરામત હતી એને કલાકાર ઝાડુવાળો કહી શકાય

એક દિવસ થયુ એવુ કે ઘરમાથી જ કોઈકે એને બોલાવ્યો દરવાન બોલાવવા ગયો એણે ત્યારે પીધો હતો, એટલે ઘેનમા હતો હુકમ સાભળનાર છિરૂ ત્યારે એ ન હતો ત્યારે એની અ દર અ ગ્રેજી ભાષામાં ફાવે તેમ બબડનાર કોઈ 'સાહેબ' માલમ ભરાયો હતો દરવાને જેવો નજદીક જઈને એને સાદ પાડ્યો એવી જ એણે અ ગ્રેજી ગાળો વરસાવવી શરૂ કરી દીધી કેમે કર્યો એને વારી નહોતો શકાતો અને ત્યારે દરવાને પણ હિન્દીમા તેરી—મેરી કરી જેવી લાઠી ઉપાડી કે બસ પેલા 'સાહેબ' અલોપ અને એની અ દરનો ડરપોક બ ગાળી એકદમ પ્રગટયો ને દરવાનના પગ પકડવા લાગ્યો માફ કરો દરવાનજી, ભૂલ થઈ ગઈ' 'અરે છુઓ મત, છુઓ મત' કહેતા દરવાન જેટલો પાછળ જાય એટલો છિરૂ આગળ વધે છેવટે જોરથી તાડુકી દરવાન ધરમ જવાના ડરે ત્યાથી ભાગી છૂટયો છિરૂની ચાલાકી જોઈ અમે અવાક થઈ ગયા દરવાન અને મહેતરનુ આ નાટક અમે લગભગ રાજ જોતા અને હસતા છિરૂ વિષે હસવા જેવી એક વાત નાના ફુવા કહેતા મને કહે 'જાણો છો, મલિક ઘરે લગ્નની મિજલસમા ગયો હતો જોઉ તો સરસ ધોતી—ચાદર અને મોજા જાતા પહેરી ફિટબાબુ થઈ છિરૂ હોકો ગગડાવે છે, મને જોતા જ ત્યાથી પોબારા ગણી ગયો '

અમારા જોડાસાંકોના મકાનમાં વસનારા સૌ—રસોયા, ખાનસામા મુલ્લા—બાદશાહી ઢબ—છબથી ટેવાએલા હતા કોઈ સદગૃહસ્થ ઘેર આવે તો તેને આગતાસ્વાગતા કરી બેસાડવા કરવાનુ વગેરે તેઓ જાણતા આજે એવા નોકરો મળવા દુર્લભ છે નવા નોકરો જૂના નોકરો પાસેથી કામકાજની રીતભાત કઈ રીતે શીખતા તે જોવા જેવુ છે બાપુજીનો

એક નોકર મદ્રાસી હતો નવોનવો આવેલો એ એક દિવસ તે છાનો છાનો બાપુજીના ખાન ખ્યાલામાં બરફનુ ઠડુ પાણી પીતો જૂના નોકર બુધ્ધુની નજર પડી શેઠના પ્યાલામા પાણી પીધુ? બેસાડ્યુ પચાયત, ને કરો દડ! બિચારો રડી રડીને રાક બની ગયા પચાયત બેઠી, મોડી રાત સુધી વાગ્ધાટ ચાલી, આખરે મૂઢી નીચી કરી એક વખત સૌને જમાડવાનો ખર્ચ આપીને ચોટલી રાખવાની સજા સ્વીકાર્યા પછી તેનો ઉગાર થયો! આવા રીતસરના દડના પૈસા ક્યાથી આવતા એ કહી શકશો? બાપુજી પાસે જઈને એણે પોતાનો ગુનો કબૂલી લીધો અને કાલાવાલા કરીને આ દડના પૈસા માગી લાવેલો! નોકરની બાનુશાહી રીતભાત અને સજાનો ખર્ચ પણ આ રીતે બાનુઓએ જ વહેવો પડતો

અમારો બુધ્ધુ બેરા (બેરર) બાપુજીની ચીજ વસ્તુઓ વિષે અતિશય ખબરદાર હતો જો રૂમાલમા લવડરની ગધ જુએ એ રૂમાલ લઈને બાપુજીના કબાટમા મૂકી દે એક દિવસ આ રીતે એણે મણિકાકાનો રૂમાલ બાપુજીના કબાટમા મૂકી દીધો કહે કે આમા બાપુજીની ખુશ્બૂ છે ને? મણિકાકા કહે કે તારી વાત ખરી, પણ એ તો માગીને મારા રૂમાલમા નાખેલુ, રૂમાલ તો મારા જ છે એના ઉપર ધોબીનુ નિશાન જો અને ત્યારે જ બુધ્ધુએ તે રૂમાલ મણિકાકાને પરત કર્યો! બહુ ભરોસાપાત્ર માણસ હતો આજકાલ એવા માણસો બહુ ઓછા મળશે બાપુજીની એક પણ ચીજ કદીયે એ આડીઅવળી થવા ન દેતો એ કેટલો ભોળો ને ગભરુ માણસ હતો તે સાભળો એક વખત બાપુજી કોઈ અગ્રેજી નાટક જોવા ગએલા હાથમા હીરાની વીટી પહેરેલી હીરો પણ કીમતી હતો અને હાથમા હતી એક લાકડી એને માથે કટ ગ્લાસની એક લાબી એસેન્સની શીશી બેસાડેલી હતી ખાસ શોખથી બનાવેલી એ લાકડી હતી બાપુજી પાછા ફરીને એ લાકડી ને વીટી બુધ્ધુના હાથમા સોંપી સૂઈ ગયા હતા કેટલાક દિવસ પછી વીટી ક્યેરીમા મોકલવાની વેળા આવી ત્યારે જોયુ તો હીરો ન મળે! ન મળ્યો તે ન જ મળ્યો

ઘણા દિ' સુધી શોધખોળ કરવા છતાં તેનો પત્તો ન મળ્યો એટલામાં ઉનાળો આવી પહોંચ્યો ઉનાળાની શરૂઆતમાં દર વરસે બાપુજી જાતે પોતાનો કબાટ ખાલી કરતા તે રીતે એ વખતે પણ ખાલી કરવા લાગ્યા એમના હાથમા ઝભ્ભા, ધોતિયાં વગેરે જે કઈ આવતુ તે કાઢી કાઢીને એ બહાર નીચે ફેંકતા, ને ત્યા ઊભેલાંમા જેને ભાગે જે આવે તે લઈને ચાલ્યા જતા આમ કબાટ ખાલી કરતા કરતા છેવટે બાકી રહ્યા કેટલાક સાદાં ધોતિયા ને ઝભ્ભા એની નીચેથી પેલો ગુમ થએલો હીરો મળી આવ્યો બાપુજીએ એ હાથમા લઈને કહ્યુ, 'બુધ્ધુ, આ તો પેલો હીરો! તે અહીં મૂકી દીધેલો ને એ માટે તો કેટલી ખોળાખોળ થઈ!' બુધુએ કહ્યુ, 'તે હુ શુ જાણુ કે આ હીરા છે સવારમાં ઘરમાથી મળી આવેલો મે તો ધર્યું કે ઝુમ્મરનો કાચ હશે, એટલે અહીં રાખી મૂકેલો!'



હવે રસોડાની વાત કહુ ગલીમા નાનકડી ઓરડી ત્યા બેઠીબેઠી અમૃત દાસી ઘટીમા મગની દાળ ભરડતી હોય કે સીલ–પત્થર ઉપર કંઈક વાટતી હોય બાળપણમા ત્યા જઈને ઊભોઊભો ચૂપચાપ વિરા

દઈને એને ઘટી ફેરવતી જોતો મોનાવગણી મગની દાળ ઘટીની ચારે બાજુ ઝરણાની જેમ ઝરઝર કરતી ઝરતી ક્યારેક ક્યારેક દાની મુઠ્ઠીએક દાળ મારા હાથમા આપીને પૂછતી કે 'ખાઈશ, બાબા ? લે, ખા !' હુ થોડીથોડી કરીને એ દાળ મોમા મૂકી ચાવતો મઝાની લાગતી અમૃત દાનીનુ આખુ જીવન એની પાછળ જ વીત્યુ છે એનુ ન ગીત હતુ ઘટીનો ઘર્ઘર નાદ સોનાવરણી દાળ અને સીસ—પત્થર પરની હગદરનુ પાણી વહ્યુ જતુ હોય, વસ્ત્રો પર પણ પડતુ હોય હજુ યે એ યાદ આવે છે અને એક દુખીયારી વૃદ્ધા નજર સામે તરવરે છે બપોરે વાસણ અજવાળવા મમવાળી આવે, વાસણ અજવાળી સોના જેવા ઝગઝગતા રી જેના હોય તેને તેને ત્યા મૂકી ચાલી જાય દૂધ ગરમ કરનાર દાસી દૂધ ગરમ કરતી હોય એમા વારે વારે ઉફાળા આવ્યે જ જાય ઠીક ઠીક વારે દૂધ નીચે ઉતારી નૌને માટે જુદા જુદા વાટકામા મઢી ઢાકી કરીને એ જાય તે પછી હાથમા કડછી, સાણસી સાથે રેવા મહારાજ રસોઈમા પરાવાય પણ એ બાજુ હુ ઝાઝુ ન જતો

રસોડાની ઉપર જ અમારુ મન્દિરઘર હતુ ત્યા નાના ફઈબા બેસતા કથાકાર મહિમ કથા કહેતો સિંહાસન ઉપર ભગવાનની મૂર્તિને શણગારી કરીને પધરાવવામા આવતી ભગવાનને માથે રૂપાનો મુગટ પણ હોય જ આજે એ બધુ યે છે માત્ર નાના ફઈબા નથી, ને કથાકાર મહિમ નથી ત્યા પુરાણની વાર્તાઓ કહેવાની ત્યાથી નીચે આવી નાના ફઈબાના ઘરમા ચિત્રો જોતો થોડી વાર પહેલા જે વાતો ઉપર સાભળી હોય તેના જ ચિત્રો ત્યા નજરોનજર જોતો એવી પુરાણની થોડીક પોથી આજે પણ મારી પાસે પડી છે, છોકરાઓએ થોડા દિવસ પહેલા જ—કો'ક ખૂણેથી એ શોધી કાઢી હતી જોતા જ જાણી ગયો કે એ તો પેલા મહિમ કથાકારની પોથી છે ! મહિમ એક એક પાનુ વાચી જતો અને નજર સામે એક એક ચિત્ર ઉપસી આવતુ લાલ બનાતની ચાર વીટીને એ પોથી વાંચવા બેસે હાથમા રૂપાની વીટી હોય,



હાથવતી અભિનય કરતો કરતો એ કથા કરતો ને એની રૂપાની વીંટી ઝબકારા કરતી. એ ઝબકારો આજે યે જોઈ શકું છું. ચીતરતાં શીખ્યા પછી એક ચિત્ર એનું પણ ચીતરેલું.

બાપુજીની સવારની બેઠક જામતી પહેલા માળના દખણાદા વરંડામાં. દખણાદા બગીચામાં ભાગવત માળી કામ કરતો હોય. ભાગવત બાપુજીનો ખાસ માળી હતો. એમણે જાતે એને ભણાવીગણાવીને એ દિશામાં પાવરધો કર્યો હતો. ક્યાંકથી પણ કોઈ દુષ્પ્રાપ્ય છોડ મળી જાય તો બાપુજી એને પોતાના આ બગીચામાં વાવતા જ. બાગાયત વિષે વિવિધ જાતના અનેક પુસ્તકો વાંચીને એમણે બગીચા વિષયક જ્ઞાન મેળવેલું. બાગાયત એ એમનો મુખ્ય શોખ હતો. શું સુંદર રચનાવાળો હતો અમારો એ બગીચો? વૃક્ષનું પાંદડે પાંદડું ઝગઝગારા કરતું. હૉર્ટિકલ્ચરના એક સાહેબ અમારે ત્યાં આવેલા. વાતવાતમાં એણે કહ્યું કે અહીં હિંદમાં 'ટુલિપ' ફૂલ ઊગતાં નથી. એને માટે ઘણી મહેનત કરી જોઈ છે. બાપુજી કહે, ભલે, પણ હું એ ઉગાડીશ. ને પછી તો વિલાયતથી એનો છોડ મંગાવાયો, વિવિધ જાતનું ખાતર એના ક્યારામાં પુરાણું ને ઉપરથી એને કાચનું કે કશુંક એવું ઢાંકણ પણ કરવામાં

આવ્યુ વનસ્પતિશાસ્ત્ર વિષેની બાપુજીની ઘણી ચોપડીઓ મોટા મોટા ગ્રથો ભિયનજિયે કબાટોમા ઠાસેલા પડ્યા છે દેશપરદેશથી મ ગાવી મ ગાવીને કેટલા યે પુસ્તકો એમણે વાચ્યા હતા વૃક્ષા વિષે જે ચોપડી એ સર્વદા વાચતા તે લીલા ચામડાના પાકા પૂઠ મઢેલી ને સોનેરી અક્ષરે નામ લખેલી કવિતાની કોઈ અતિ મહામૂલી ચોપડી જેવી હતી મોટા થઈને મે જોયુ તો એ ઈંગ્લે ડની હાર્પર કંપનીનુ વિવિધ ફળ ફૂલના છોડના બી વગેરેનુ સચિત્ર સૂચિપત્ર હતુ પેલો ટુલિપનો છોડ વાવેલો તેમા રોજ શુ શુ કેમ કરવુ તે બાપુજીએ ભાગવતને બતાવી આપેલુ બાપુજી પોતે પણ દિવસમા એક બે વાર એ છોડનુ નિરીક્ષણ કરી જતા આખરે એક દિવસ એમા ફૂલ ઊગ્યુ—એક જ ફૂલ 'ફૂલ ઊગ્યુ, ફૂલ ઊગ્યુ '—ચારે બાજુ એ ફૂલ વિષે કલશોર મચી ગયો સૌ એ જોવા આવતા અહી આ દેશમા જે ફૂલ ઊગી શકતુ જ નથી તે આખરે ઊગ્યુ તેથી બાપુજીને ખૂબ જ આનદ થયો ફૂલ ઉગાડવાનુ મન હતુ અને આખરે એ ઊગ્યુ પેલા સાહેબને ખબર પડતાવેત એ આવ્યા એ તો દ ગ જ થઈ ગયા ! કેટલી યે મથામણ કર્યા છતા એ ફાવ્યા નહોતા એમણે કહ્યુ કે આને તો પ્રદર્શનમાં મૂકવુ જોઈએ તુરતમા જ એક 'હૉર્ટિક-ચર એકઝિબિશન' ભરવાનુ હતુ ભાગવત ધોએલા કપડા પહેરી, રગીન ચાદર ઓઢી તૈયાર થઈને આવ્યો એની સાથે જ પેલુ ફૂલ મોકલાવાયુ પ્રદર્શન તરફથી એ ફૂલ માટે બાપુજીને એક સુવર્ણચદ્રક મળેલો ! એ સુવર્ણચદ્રક ને કલમ કાપવાની એક સરસ કાતર બાપુજીએ ભાગવતને બક્ષિસ આપ્યા ને કહ્યું કે લે આ ચાદ, ભલે તારા ગળામા જ શોભતો એ ચાદ ગળાવીને એણે કંઈક ઘરેણું બનાવેલુ, પણ કાતર એણે ક્યારેય અળગી નહોતી કરી. તે ઘણી વાર મને કહેતો કે 'આ તો બાપુજીએ આપેલી કાતર છે '

પેલે દિવસે ભારે ગમ્મત થઈ જૈગનૉ ોના મકાનના વરડામાં બેઓ હતો ભાગવત માળી તો ઘણા વરસ પહેલા મરી ગયો છે હવે

એનો દીકરો જ માળી છે બગીચાના એક ખૂણામા કરેણનુ ઝાડ છે તે એ ભાઈ, બાપની પેઠી કાતર વડે એ કરેણની ડાળીઓ બરાબર કરવા મથે પણ કેમે કર્યા એમાં ફાવે નહિ. ઉપલી ડાળ સુધી હાથ જ ન પહોચે ઝાડના ડાળ—પાદડા હવામા લહેરાતા એને બેઉ બાજુથી ઝકડી રહ્યા હતા હાથમા કાતર સાથે એ એમા અટવાયો હતો—બેગ બેગ હુ એ જોયા કરુ ને હસુ મોહનલાલ ને શોભનલાલ એ બાજુ થઈને જતા હતા એમને બોલાવીને કહ્યુ, પણે જો, કેવી ગમ્મત થાય છે, ભાગવતનો દીકરો એના બાપે વાવેલા ઝાડ સાથે કેવો રમે છે! જાણે તોફાની છોકરાના વાળ કાપવા હજામ આવ્યો છે, છોકરા વારે વારે માથુ હલાવી એને પજવે છે "જા, કહે એને કે એ કરેણના ડાળ—પાદડા નગ્ખા કરવાની જરૂર નથી, ભલે એ ઝાડ એમ જ રહ્યુ " પિતાએ ઉગાડેલા વૃક્ષ સાથે પુત્રને રમતો જોઈ બહુ આનદ થયો હતો

બાળપણમા બાપુજીના શોખના બગીચામા મને કોઈ પગ જ મૂકવા ન દે ભાગવત માળીની બીક એવી હતી અમે કેટલાક છોકરા ઓએ મળીને બીજી બાજુ અમારો જુદો બગીચો બનાવ્યો હતો નાનો એવો બગીચો બાપુજીની દેખાદેખીએ એક સ્થળે ઈટ—પથ્થરનો ઢગલો કરીને અને આજુબાજુ ઘાસનો ઢગ કરી પહાડનુ અનુકરણ કરતા, વચ્ચે માટી ખોદી ત્યા એક મોટુ માટીનુ ગોળ કૂડુ મૂકી તેમા પાણી ભરી પતરાના હસ—માછલા નાખી ચુબક વડે તેને હલાવતા—એને અમે અમારુ ગોળ—તળાવ કહેતા. સાજે સ્કૂલેથી પાછા ફરી અમે બધા ભેગા મળી ત્યા રમતા આખો દિવસ એકાકી રહ્યા પછી મારો એટલો સમય બહુ આનદમા વીતતો

સાજ થતા જ બગીચામા બાપુજી માટે ખુરશી—સોફો ગોઠવાઈ જતાં ભાગવત ફુવારો ખોલી દેતો ને હોજમાં માયેમાના જીવતા હસ—માછલા તરતાં ફરતા. બાપુજીને નીચે ઊતરી બગીચામા આવીને બેસતા જોઈ પાછેથી કાકાચાંદ બાબુ,—માથે બુચબુચ જેવા થોડાક વાળ

લઈ, છાતી ઉપર એક ફૂલ ખોસી, ગ ળામા કરચલી પાડેલી ચાદર ઝુલાવી, પૉલિશ કરેલા જૂતા પહેરી ચપચપ કરતા સોટી ફેરવતા ચાલતા ચાલતા આવ ને બગીચાની મજલિસમા બેસે દર શનિવાર ઑફિસ છૂટ્યા પછી મોતીલાલકાકાનુ બાપુજી પાસે આવના માછલી પકડવાનો અમને બહુ શૉખ અને જેના જ બાપુજી કહેતા કે 'આ આવી પહોચ્યા લાલ મોતી મઝામા છો ને?' એને લાલ મોતી કહીને જ બોલાવતા પેલી બાજુના મોટા તળાવ ઉપર એ માછલા પકડતા કયારેક કયારેક બાપુજી પણ અમને સાથ પુરાવતા એ પેલુ જ જૂનુ તળાવ, જેની પેલી બાજુ જબ્બરદસ્ત વડ છે તે—રવિકાકાએ 'જીવન—સ્મૃતિ'મા જેના વિષે ઉલ્લેખ કર્યો છે તે નાનો હતો ત્યારે એ વડથી હુ ખૂબ બીતો દાસી વાત કરતી કે જટાળી ડોશી ને બ્રહ્મદૈત્ય વગેરે કેટકેટલુ યે ત્યા છે

ખેર ત્યારે, એ સાજ વેળાએ, બગીચામા એક બાજુ બાપુજી વગેરેની મડળી જામતી ને બીજી બાજુ અમે બાળકો નિશાળ—નિશાળ રમતા આ મકાન ને પેલા મકાનની વચ્ચેની કચેરીઘર સામેની શેરીવાળી જગ્યા અમારુ રમતનુ સ્થળ હતુ કયાકથી એક ભાગેલો બાકડો લાવી તેના ઉપર ધક્કામુક્કી કરીને અમે કેટલાક છોકરાઓ બેસતા દીપુદા' અમારા માસ્તર થતા શેરીને છેડેથી એ જ વખતે ફેરીવાળા સાદ દેતા આવતા દેખાતા ચિના બદામ, ગુ લાબી રેવ ડી મસાલેદાર ચણા ખાટી મીઠી પિપરમેન્ટ, લેમન્જુસ વગેરે જેમ ખાધાપીધા પછી યે પખીની આખ વન ભણી જ મડાએલી રહે છે તેમ બધુ પતાવી કરીને બાંકડે બેઠા હોવા છતા અમારી નજર તો ફેરીવાળા તરફ જ રહેતી કે કયારે ગુલાબી રેવડીવાળો આવીને દેવડીએ ઊભો રહે! એ આવે કે તરત અમે નિશાળ—નિશાળ રમવાનુ પડતુ મેલી ત્યા દોડી જતા દીપુદા' એક ભાગેલી ખુરશી પર બેસી ગભીર થઈને કહે 'સૌ પોતપોતાના પાઠ કરો' પણ પછી વળી પાઠ શેના? એટલામા શેરી આખી સહુ

વિના બદામ ખાઈએ દીપુદા'ના હાથમાં પણ કાગળની થેલી હોય, અને એ પણ ખાતા હોય એમ થતી અમારી નિશાળ—નિશાળની રમત એક દિવસ વળી ઇનામનો સમારભ કર્યો ! ઇનામ કોને હાથે અપાવવા? ઉપર વરડામા રવિકાકા આટા મારતા હતા એ અમારી સાથે ખાસ બહુ ભળતા નહિ એમના જેવડા બીજા છોકરાઓ અમારી સાથે રમતા, પણ રવિકાકા ત્યારથી જ એક રીતે એમની રહેતા એકલા આટા મારતા, ને ક્યારેક ક્યારેક ત્યાથી જ અમારી રમત જોતા જઈને પકડયા એમને 'અમારી શાળાનો ઇનામ સમારભ કરવાનો છે, તમારે આવવુ પડશે' જરા હસીને રવિકાકા નીચે આવ્યા ઇનામો વહેચાયા ઇનામમાં હતા ગુલાબી રવડી—વિના બદામ વગેરે ઇનામ વહેચ્યા પછી એમણે ઊભા થઈને અત્યત શુદ્ધ ભાષામા એક ભાષણ આપ્યુ હતુ આજે એ યાદ નથી નહિ તો તમને ખૂબ મઝા પડત

કાળે કાળે એ જોડા સાંકોનુ મકાન કેટલુક પલટાતુ અમારે વખતે જે ભડારિયુ હતુ તે પછી નાટકશાળા બની ગએલુ ભિસ્તી ખાનામા પછી ભોજનગૃહ થએલુ દફતર—ઘર ગ્રીન રૂમમા પલટાએલો દેવડી તો નીકળી જ ગઈ ત્યા બધુ તોડીફોડીને એક લાબો ઓરડો ઊભો કરવામા આવ્યો ટાઢા પહોરના ગપ્પાં હાકવાના શોખીનો ત્યા ભેગા મળતા એક વાર ઘરના બળકોએ મળીને 'વૈકુઠનો ચોપડો' નાટક ભજવેલુ પોર્ચમા જ્યા દરવાનો હોળી ઊજવતા ત્યા જ મોટુ એવુ સ્ટેજ ઊભુ કરેલુ ને તેમાં ઘોડા સાથેની ગાડી અમે સ્ટેજ પર લાવેલા! ટન ટન કરતા ઑફિસેથી પાછા ફરતા અવિનાશભાઈ તેમાથી ઊતર્યા આ બધુ જોઈને પ્રેક્ષકો દગ થઈ ગએલા

કેટલી યે રમતો રમી, કેટલા યે નાટકો કરી, સુખદુઃખના કેટલા યે દિવસો ત્યા વિતાવી આખરે જોડાસાંકોનુ એ મકાન એક મારવાડી શ્રીમતને વેચીસાટીને જે દિવસે મારે મારા કુટુબના નાનામોટા સૌને લઈને એ મકાનમાંથી નીકળવુ પડ્યુ ત્યારે આમચી તળેના મહેતરના

પૌત્ર—પૌત્રી ને પુત્રવધુઓ—માત્ર તેઓ જ—અમને ઘેરીને ક્રંદન કરવા લાગ્યા એમનો જન્મ ત્યા જ થએલો અને એમાના કેટલાકનુ મૃત્યુ પણ ત્યા જ નીપજેલુ દેશમા ઘર જેવુ કઈ તેમને હતુ નહિ કહે 'હવે અમારુ શુ થશે બાબુ? અમને અહીંથી કાઢશો તો અમે ક્યા જશુ?' મે કહ્યુ હતુ કે 'ચાલો અમારી સાથે બારાનગર, ત્યા તમને ઘર બાધી દઈશુ ત્યાં રહેજો ને અહી કરતા હતા તેમ ત્યા કામ કરજો' પણ એ જમાનાજૂના આમલી—તળની માયા તેઓ મૂકી શક્યાં નહિ તેઓ આજે પણ ત્યા છે કે નહિ તે તો કોણ જાણે

કેવા સુખનુ એ સ્થળ હતુ! કેવી સુખી હવા અમારા એ જોડાસાઁકોના મકાનમા વા'તી હતી! ત્યાંની માયા ફક્ત મને જ લાગી હતી તેમ નહોતુ નોકર—ચાકર, દાસ—દાસી, નાના—મોટા સૌને લાગેલી. એક પ્રસગ કહુ છુ તેના પરથી એ સમજાશે મનોરજન બાબુ જેસોરના અમારા કુટુબી હતા કચેરીમા કામ કરતા વાને અગે એક પગે પાગળા હતા આમલી તળે અમારા કામદારોના નિવાસમા એક નાની ઓરડીમા એ રહેતા થોડા વખતમાં જ એમનો પેન્શનનો સમય થવાનો હતો એવામા ડોસા દારુણ માદગીમા પટકાયા મને ખબર



પડી કે તુરત તેમને જોવા ગયો. નાનું ઘર, ને જાળીવાળું એક જ બારણું. ભીંતમાં ક્યાંય બારીબાકોરું પણ નહિ કે બહારની હવા ત્યાં પ્રવેશી શકે. મને લાગ્યું કે ડોસાના દિવસો હવે ત્યાં જ પૂરા થશે.

'કેમ છે? કો'ક બીજા સારા હવાઉજાસવાળા ઓરડામાં પથારી ફેરવોને.' મેં કહ્યું.

'જી, અહીં મઝાનું છે. એકાદ બે દિવસમાં સાજો થઈને કામે ચડી જઈશ.' એણે જવાબ આપ્યો.

'આવ્યો છું ત્યારે જરાક અહીં નજર તો કરતો જાઉં.' કહી હું ચોમેર જોવા લાગ્યો. જોતાંજોતાં નજર પડી: કબૂતરના માળા જેવી એક જ ખખડી ગએલી ભીંત પર, જાળિયાવાળા બારણાંની ઉપરની બાજુએ એમણે લખ્યું હતું—સુંદર મરોડદાર અક્ષરોમાં: 'મનોરંજન કારાગાર!' હું ઘેર પાછો ફર્યો. વળતે દિવસે સાંભળ્યું કે મનોરંજન બાબુનો 'મનોરંજન કારાગાર'—વાસ પૂરો થયો છે!

હવે જોડા સાંકોનું અમારું મકાન કેવું, શું હતું તે વિચારી જુઓ, કારાગાર હોવા છતાં યે મનોરંજન! જોડા સાંકોને પેલે પાર હશે મનોરંજન—કારાગાર?

# ૧૦ · પટનાનું ઘર

પટનાનુ બગીચાવાળુ ઘર યાદ આવતા દુઃખ પણ થાય છે અને આનદ પણ થાય છે એ વેળા મારી તો ઉંમર પણ શુ? છતા બધું બરાબર યાદ છે ઓચિતાનુ એક દિવસ બધુ બધ થઈ ગયુ આરડબોરડે તાળા દેવાઈ ગયા મોટા ફૂઆ અને નાના ફૂઆ સાથે અમે સૌ બોટમા રવાના થયા મારગમા ભયકર વાવંટોળ સાથે તુફાન ઊપડ્યુ બોટ ઘડીક આ બાજુ ઝૂકતી તો ઘડીક વળી પેલી બાજુ નમતી જાણે હમણા જ ડૂબી જશે એમ લાગ્યુ બન્ને ફઈબા અમને સૌ બાળકોને હૈયા સરસા ચાપીને ભગવાનનુ નામ લેવા મડી પડ્યા, અને એમ અમે ફરી જોડાસાંકોને ઘેર પહોચ્યા ત્યા પહેલા માળના નૃત્યખડમા મોટા બાપુજી (ગગનેન્દ્રનાથ ઠાકુર)નુ એક મોટુ તૈલચિત્ર હતુ એ ચિત્રમા મોટાબાપુજી સામેની બાજુએ એકીટશે કઈક નિહાળી રહ્યા હોય તેવુ લાગ્યુ એ ચિત્રની પાસે આવતા જ બન્ને ફઈબા જાણે એકાએક ફસકાઈ પડીને ચીસ પાડી ઊઠ્યા કે 'ભાઈ,— મોટાભાઈ આ આપણુ શુ થઈ ગયુ રે!'

અજબ વાત હતી જાણે ચાલતા ચાલતા એકાએક આખ સામે એક ભીત આવી ઊભી બધે બધુ જ જાણે અટકી થભી ગયુ અમારુ મોટુ ભીત ઘડિયાળ સુદ્ધા! મોટો થઈને જ્યારે ફરી પ તા ગયો ત્યારે જોયુ કે બાપુજીનો એ શયનખ ડ હજુ યે એવો ને એવો જ—એ જ પૂર્વવત સ્થિતિમા છે તેમાં જરા યે હેરફેર નથી ભીત ઉપરની ઘડિયાળના કાટા પણ બાપુજીના મૃત્યુ સમયને જકડીને થભી ગયા છે એ આખા યે ખ ડની ભૂમિને ઢાંકી દેતો મોટો એવો એક સાદો ગાલીચો ને એના ઉપર, પાકા બાધેલા આગણામા હવાના જોરે ખરી પડેલાં ફૂલ પાદડા જેવી ભાત હતી ભીત ઉપર બિલોરી કાચની ર ગીન ફૂલવેલ, શમાદાનો, આછા ગુલાબી સ્ફટિકના ઝુમ્મર, ભીત બત્તી, પરદા, બધા જ ત્યારે પણ જાણે કોઈ મહોત્સવ એકદમ ઓચિ તાનો થભી ગયો હોય એ રીતે ઉદાસીનતાનું વાતાવરણ રજૂ કરતા હતા બા ત્યાની કોઈ પણ ચીજવસ્તુની ફેરવણી કરવા ના પાડતી તેમ છતા પેલુ ઘડિયાળ હુ એ વખતે ત્યાથી લેતો આવેલો આજે પણ એ અમારા બેલઘરિયાના ઘરમાં પડ્યુ છે પણ એ એક અદભુત ઘડિયાળ છે આવા પ્રસ ગે એ આપ મેળે બ ધ પડી જાય છે! અલકની માના અવસાનકાળે પણ એ તેના મૃત્યુ સમયને નોધતી આપમેળે અટકી ગઈ હતી! અલક વગેરેએ ચાવી દીધા છતા એ ફરી નહોતી ચાલતી મે અલકને કહ્યુ કે 'તમે કોઈ એ ઘડિયાળને ન અડકો તમાર હાથે એ બગડી જશે એની સાથે મારી જૂની દોસ્તી છે એના હાદને હુ જાણુ છુ જરા મારી પાસે લાવ એને!' અલકે ભીત ઉપરથી ઉતારી એને મારી પાસે મૂકી અને મારા હાથનો સ્પર્શ થતાવાર જ એ ફરીથી નવેસર ચાલવા લાગી! બહુ જૂનુ રાચ છે ધણાની મૃત્યુ—ઘડી એણે નિજ હૈયે નોધી રાખી છે 'માણી' વાર્તામા એની વાત વાચી નથી? મે એ વાતને વાર્તામા પરોવી દીધી છે હવે મારુ પણ એ જ થયુ છે મારા વીતેલા જીવનને અને એની વાતોને વાર્તામાં વણીને પરોવીને જાળવી રાખુ છુ

મારો એક ભાઈ હતો અમારામા સૌથી નાનો જોવામા સાવ સળેકડી જેવો પણ એનુ મો અતિ માયાળુ હતુ એની સરખામણીમા અમે બધા પહેલવાન હતા જરાક જોરથી બોલીએ તો યે એ બિચારો રડી પડે બાપુજીને એ બહુ વહાલો હતો બાપુજી એને વહાલથી 'રૅટ' સ બોધને બોલાવતા એને માટે ચૅાકલેટ, પિપરમેન્ટ, લૅાઝેન્જિસ ખાસ જુદી જ આવતી બાપુજી જાતે જ એને એ ખવડાવતા બા ક્યારેક ક્યારેક કહેતી કે આ આટઆટલી લૅાઝેન્જિસ ખાધા કર પછી માંદો મટે જ શી રીતે? પણ બાપુજી માટે 'રૅટ' એમના ગુલાબી હરણ જેવો જ હતો અને માટે એમને એટલુ બધુ વહાલ હતુ એની આંખો હરણ જેવી સુ દર હતી

એટલે એ ભાઈના મૃત્યુના આઘાતે બાપુજી ભાગી પડ્યા એ કહે કે હવે આ જોડાસાંકોના ઘરમા નથી રહેવુ. પોતાનુ ઘર ત્યારે તાજુ જ ખરીદેલુ જોડાસાંકો મૂકી સૌને સાથે લઈને ત્યા ગયા ત્યારે તો પોતાની જગ્યામા ચારે બાજુ જાળાઝાંખરા અને વચ્ચે એક મોટુ પણ ભાગી પડેલુ મકાન હતુ ઉપરથી ચૂનો પાણી ભીત ઉપર થઈને વહેતુ, એટલે ભીત ઉપર સેવાળ જામી ગએલુ મોટા ફઈબા કહે, 'ઓ ગુણ, અમને અહી ક્યા ઉપાડી આવ્યો? અહી રહેવુ ક્યા?'

બાપુજીએ જવાબ આપેલો કે 'તુ જો તો ખરી બહેન, આ થોડા દિવસમા બધુ ઠીક કરી દઉ છુ' વચ્ચે બે મોટા ખ ડ હતા અને તેની આજુબાજુ બીજા નાના મોટા ઓરડા–ઓરડી હતા તેમાથી જે રહેવા જેવા લાગ્યા તેમા ફઈબાએ બધુ ગોઠવવા–કરવાનુ કર્યુ બીજી તરફ ચારે તરફ સપાટાબ ધ મરામત શરૂ થઈ ગઈ અક્ષય સાહા બાપુજીના ખાસ ઈજનેર હતા બાપુજી પોતાને હાથે જ નકશાઓ તૈયાર કરી એમને આપે અક્ષયબાબુ બરાબર જોઈ કરીને એ મુજબ જ બધુ તૈયાર કરાવતા એમની એ નકશાપોથી મે સાચવી રાખી છે

જોતજોતામા તે આખા યે બગીચાનો દીદાર ફેરવાઈ ગયો ફુવારાઓ બેસાડવાના આવ્યા, દરવાજે મૂકાયો અહીતહી લાલ રસ્તાઓ ને કેડી–કેડીઓ તૈયાર થયા, અને વન હતુ તે ઉપવન બની ગયુ જૂનુ મકાન હતુ તેનુ દીવાનખાનુ બની ગયુ ત્યાથી પચાસેક હાથ દૂર અ ત પુર રચાયુ દીવાનખાનામાથી બહાર નીકળતા જ ચારબાજુએ તારની વાડ વાળુ 'વૃક્ષ ઘર' આવે ત્યા વિવિધ જાતના વૃક્ષો ઑર્કિડ ફૂલ અને તેની વચ્ચે નાનાવિધ પ્રકારના પ ખીઓ ઝૂલે ત્યાથી લાલ રસ્તો શરૂ થાય જરા આગળ ચાલો એટલે વચ્ચે જ એક ફુવારો આવે એને જોઈને આગળ ચાલો અગ્રે અ મારગ સીધો અ દર તરફ ચાલ્યો જતો બાપુજી કદીક કદીક નાજ વળા આવી ફુવારાને આરે બેસતા એ ફુવારાની વચ્ચે, એક નાનુ બાળક હાથ ઊંચા કરીને આભ સામે જોતુ ઊભુ હોય તેનુ એક ધાતુનુ પૂતળુ હતુ તેમાથી પાણી ઊંચુ ઊડી વર્ષાના વારિની જેમ ચાર બાજુ ઝરમર વરસતુ, આજુબાજુ પ ખીઓ કિલકિલાટ કરતાં ગાના કરતા, હવામા પુષ્પનો પમરાટ ફોરી રહેતો, અને એ બધાની વચ્ચે બાપુજી બેસતા તેની એક તરફ મોટુ એવુ એક તળાવ ખોદાયુ જ્યાર એ ખોદાતુ ત્યારે અવારનવાર જેનો તો માટીના ઢગલેઢગલા પડ્યા હોય અને સામગ સો સો માણસ તળાવ ખોદી રહ્યા હોય સૂડલે સૂડલે ભરીભરીને માટી એક બાજુ ઠલવાતી જતી હોય, આખ એક દિવસ એ તળાવ નવા નીરથી છલકાઈ ઊઠ્યુ એમા ટાગોળા હ સ ફરતા કરે છે તેની એક તરફ મોટુ એવુ વડનુ એક ઝાડ છે એની છાયામા સારસ–સારસની મયુર–મયૂરી અને સોનેરી તથા રૂપેરી હ સોના વૃ દેવૃ દ ખેલી રહ્યાં છે તળાવની બીજી તરફ હરણ વાડી છે ત્યા ટોળાબ ધ હરણા એક બાજુથી અન્ય બાજુએ દોડાદોડ કરી રહ્યા છે અને એક બીજી બાજુએ આખુ મેદાન રોકતા ગાયર ટોળા છે એની પછી ગાય–બળદ, પાડા ને ભેસ ઘોડા અને તે, પછી શાકભાજીની વાડી ને નાના ખેતરો છે, તો બીજી તરફ ફૂલવાડી છે એમા સુદર

મગના પિંજરા છે અને છતા એ મંદિર જેવા દેખાય છે ૨ગ અનો સોનેરી છે ને એમા દશવિદેશથી આણેલા જાતજાતના ૨ગબેરગી ૫ખીઓ બાપુજીનો શોખ જાળવવા સગ્રહાયા છે બગીચા પછી રમતગમતનુ મેદાન અને પછી આબા, ફણસ, લીંબુ ને જામફળીની વાડી, આ અને બીજાયે ઘણાઘણુ બધુ તો યાદે ય નથી એ અમારો બગીચો ઓછો કંઈ માત્ર બગીચો જ હતો? આતો એક પ્રદેશ હતુ ફ્રેન્ચ હદથી માંડી બૈધનાટિની મિલના ઘાટ સુધી અમારા આ બગીચાની સરહદ હતી

એ વિશાળ પ્રદેશ બે મહિનામા બાપુજીએ એવો તો બનાવી દીધો કે બસ વાત જ ન પૂછો એને માટે અનેક પૂતળાઓનો ઑર્ડર વિલાયત મોકલાયો બાપુજીએ પોતાની ઈચ્છા મુજબ દોરેલો પિત્તળનો એક ફુવારો બનાવવા ખાસ ફરમાશ મોકલી તળાવને કાંઠે એ બેસાડવાનુ મન હતુ એ ફુવારો ધાનના ગુચ્છ જેવો હતો એવો જ લીલો ૨ગ દૂરથી જોતા સાચનાયુ ઘાસ જ છે એમ લાગે એ દિવસોમા 'ઇન્ડિયન આર્ટ' જેવુ તો કંઈ હતુ જ નહિ સર્વત્ર વિલાયતી આર્ટનો જ આદર થતો પછી અમે ટી ટૉમનનની દુકાને વિલાયતથી તૈયાર થઈને આવેલો એ ફુવારો અને પૂરા માનવ કદની બે દાસીઓના ધાતુના પૂતળાં—બાપુજીની ફરમાશની વસ્તુઓ જોએલી ઇન્ટરનૅશનલ એક્ઝિબિશન ભરાએલુ તેમા બહાર મૂકવામા આવેલી ઘાનના પ્રત્યેક તણખાને મુખેથી છૂટતો ફુવારો તાડ જેટલો ઊંચો ઊડતો હતો એ ફુવારાની જ કિંમત છ હજાર રૂપિયા પડેલી ! એ ફુવારા તે પ્રદર્શનમાથી જ કો'ક રાજવી ખરીદી ગએલા સુદર સુદર ફૂલદાની, કાચના ઝુમ્મર વગેરે જોતા જ દગ થઈ જઈએ

મોટા બાપુજી પત્તા આવેલા બાપુજી ફેરવીફેરવીને એમને બધુ બતાવવા લાગ્યા બધુ જોતાજોતા બાપુજીના ખંડમા પ્રવેશ્યા ત્યા અંદર પગ મૂકતા જ મોટા બાપુજી બોલી ઊઠયા કે 'વાહ ગુણુ, તારા માળી તો કંઈ અજબ ગજબ બનાવે છે ભાઈ ! હુ જાઉ ત્યારે મને આવો

એક ગજરા બનાવી આપે એમ એને કહી દેજે !' બાપુજીએ જવાબ આપ્યો કે 'મોટા ભાઈ, આ તો કાચના ફૂલ છે, તમે ગૂંથી ન શકાય?' અને મોટા બાપુજી 'હા હા' કરતા હસી પડ્યા ને બોલ્યા 'હા ભાઈ, હુ તો આભાક બની ગયો. જરા જેટલી ય શંકા ન આવી '

બાપુજી લગભગ રાજ ફરવા જતા અને અનેકવિધ ચીજવસ્તુ લઈ આવતા એક વખત એ ઘણાં બધા હંસના બચ્ચાં લઈ આવ્યા બરાબર ચિનાઈ માટીના રમકડા જેવા ને રમકડા જેવડા જ મુઠ્ઠીમાં સમાવી શકાય તેવાં ને સફેદ દૂધ જેવા એ હતા એ હંસને તળાવમા મૂક્યા એ વિચારે કે એ ત્યાજ રમ્યા કરશે પોતાનુ રહેઠાણ બનાવશે ને બચ્ચાં તળાવ કાંઠા પરના ઘાસના ઝુંડમાં રહેશે, વગતી પ્રભાતે હંસલાઓને ચારો નાખવા જતા જોયુ તો એક પણ હંસ જીવત નહિ ! તળાવના પાણી ઉપર ઢગલો બધા ધોળાં પીછા કમળની પાખડીઓ જેમ તરતા હતાં ! નાના દૃષ્ટાએ કહ્યુ 'કેવુ કર્યું છે તે આવલા નાના હંસને તે એમ તળાવમા મુકાતા હશે? રાતોરાત જ શિયાળવાં બધાને ભરખી ગયા!'

બીજુ એક દશ્ય યાદ આવ છે બાપુજી ફવારાના આર બેઠા છે અંદરના મકાનની સામે મોટી મોટી પેટીઓ ઊતરી છે હથોડી—છીણી લઈ નોકરો એ ખોલી રહ્યા છે અવારનવાર જુદેજુદ ઠકાણેથી એવી પેટીઓ બાપુજીની ફરમાયશી ચીજોથી ભરાઈને આવતી બાપુજી પોતે પાસે ઊભા રહીને નોકરો પાસે એ પેટીઓ ખોલાવતા અ દરથી શુ નીકળે છે એ જોવામા મને ખૂબ મજા પડતી દાસદાસીઓના પ જામાથી છટકી કદીક કદીક ત્યા પહોચી જતો તે દિવસે પેટીમાથી કાચની બે ફૂલદાની નીકળી એક ગુલાબી ઝાખળી ઉપર ટુલિપ ફૂલ, તેના પર ઝાકળ બિન્દુઓની ઝીણી ઝરમર ને બે બાજુએ થોડી થોડી સોનેરી પાદડીઓ વેરાએલી બા માટે માથુ ઓળવા એક અરીસો પણ હતો પછી બાએ તે અલકની બાને આપી દીધો હતો અ જીવતી ત્યા સુધી એ અરીસામા જોઈને જ માથુ ઓળતી પરંતુ હવે

એ અરીસાની કમનખ્ની થઇ છે મારા ઓરડામાં રાખ્યો, પણ એની સામે જઈને વાળ ઓળવા જાઉં છું ત્યારે મનમાં કંઇનું કંઈ થઈ જાય છે કહું છું, 'હવે શા માટે? લઈ જા એને આ ઓરડામાંથી!' એ અરીસાની સામે રહતી ટલિપ ફૂલની ફૂલદાની આંખો નિત્ય એ જોવા ટેવાઈ ગઈ હતી વચ્ચે એક વાર એક નોકર અને વેચી ખાવા બજારમા ઊપાડી ગએલો, પણ બીજા નોકરને ખબર પડતા જ એ દોડતો જઈને એની પાછળ પડી તે પાછી લઈ આવ્યો. તે વેળા મેં કહ્યું કે 'એ પાછું, આને જરા જાળવીને ક્યાંક મૂકી દે. આ શી ચીજ છે એ તમને નહિ સમજાય. બા એમા જોઈને માથું ઓળતી ત્યારે ટ્યુલિપ ફૂલની છાયા અને બાના મોઢાની છાયા આ અરીસામા પડતી' હુ આજે પણ એ દૃશ્ય આ અરીસામાં જોઈ શકુ છું સોનેરી પાંદડા આજે ય એવા ને એવા જ ચળકયા કરે છે મારા બાળપણના સંભારણામા એ ટ્યુલિપ ફૂલ અને આ અરીસાની વાત વધુ સ્પષ્ટપણે લખેલી છે. બીજી એક ફૂલદાની હતી ક્રેમ્ટિ ચીની માટીની, લીલા રંગની એના ઉપર મેં આનસાની—પીળા પંખી અને વેલપાંદડા વગેરે હાથે ચીતરેલું હતું એ અતિ સુંદર ફૂલદાની બાપુજીના ડ્રેસિંગ ટેબલ ઉપર રહેતી આખરે એ બાઉબજાર ગએલી કોણ જાણે એનું શુ થયું તે!

બાપુજી આ રીતે ઘર અને બગીચા શણગારી રહ્યા હતા ત્યારે અમે નાના હતા અમને ખાસ કંઈ ગમ નહોતી અંદરના ઘરમા રહેતા વચ્ચેવચ્ચે ઈશ્વરબાબુ આવતા અને સાંજ ટાણે ગંગાકિનારે ફરવા લઈ જતા ત્યારે રસ્તા ને ઘાટ સરખા બંધાયા નહોતા જ્યાંત્યાં મુડદાના માથાની ખોપરીઓ રઝળતી પડેલી દેખાતી ચાલતા ચાલતા અટકી જતા ઈશ્વરબાબુ કહે કે એને અડશો મા ભાઈ, એને અડશો મા પણ અમે કોંક ડાળખી, લાકડી કે વળી લઈ એને ધકકેલતા ધકકેલતા ગંગાના નીરમા હડસેલી દેતા ને કહેતા કે જા તારો ઉદ્ધાર થઈ ગયો એ હતી અમારી એક રમત નવાર નાનક પણપાણ જ ફરવા જતા

અમે પ તા હતા ત્યાર એક વાર નક્કી થયુ કે મોટાભાઈ વિલાયત જશે એ માટે કલકત્તાના એક ગોરા દરજીને ત્યા કપડા માટેની ફરમાશ ગઈ બાપુજી કહ, વચેટ ભાઈ વિલાયત છે જ ને ગગન પણ ભને ત્યા જતો સતીશ જર્મની છે અને ગમર પણ ત્યા જ જશે ને પછી મારા તરફ આગળી ચી ધીને એમણે મોટા ફઈબાને કહ્યુ એ ભલે અહીં રહ્યો મારી સાથે આખુ હિન્દુસ્તાન ફરશે, જોશે ને જાણશે ત્યારથી સૌએ મારી બુધ્ધિ અને ભણતરની આશા મૂ ી દીધેલી બધા સમજી ગએલા ક આ બધું મારાથી નથી થવાનુ વિદેશ જવાનુ તો ન જ થયુ, પણ આપણા દેશમા યે બાપુજીની સાથે ફરવાનુ ન થયુ અને તેમ છતા બાપુજીએ જે કહ્યુ ક 'આખો હિંદુસ્તાન ફરશ જોશે ને જાણશે' તે ખરુ પડ્યુ છે આપણા દેશ ભારતવર્ષને મ જે રીતે જોયો—જાણ્યો છે તે જોઈને તેઓ ખુશ થયા હોત

પ તાના ઘરમા છએક મહિના વીત્યા છે ઘર અને બગીચાની મરામત બરાબર થઈ ગઈ છે વિનાદિનીના વિવાહની વાતો ચાલે છે આ 'જમાઈ છઠ'ને દિવસે મુરતિયો જોવાનુ થશે બાપુજીની ઇચ્છા હતી કે સગાસ્નેહીઓને બોલાવી એક મોટી પાર્ટી આપવી એ માટેની તૈયારીઓ શરૂ થઈ જ્યા જ્યા જે કોઇ સગાસ્નેહી કે સાહેબસુબા હતા તેમાથી કોઈ જ આમ ત્રણમાથી બાકાત ન રહ્યુ આવી ન શકયા મા ત્ર એક જણ, અને તે બાપુજીના સહાધ્યાયી બલાઈસિંહ તેમની આખરાવસ્થા સુધી જ્યારે જ્યારે મળતા ત્યાર વસવસો કરતા કે હુ કેમ ન આવ્યો છેલ્લીવાર મેળાપ થઈ ન શકયો પાર્ટીની મોટી તૈયારીઓ થઈ માણસો તો એટલા બધા આવે! તે વળી બેતાળ દિવસ રોશન. બગીચામા ચામેર એ માટે ત બૂ તણાયા, સવડીઓ ન ખાઈ, કેક, મિષ્ટાન્ન, ફળફૂલ, અત્તર, ગુલાબજળ વગેરેથી ચાર બાજુ ભરચક્ક થઈ ગઈ નાચ-ગાનની મહફિલની ગોઠવણ પણ થઈ હતી અમે અ દરના મકાનમા દોડાદોડ કરતા હતા બજરચી ને ખાનસામા ટેબલો ઉપર વારે

જે

બાજુ સૅન્ડવિચ, આઇસક્રીમ વગેરે ગોઠવેલા સારું સારું ખાવાનું જોઈને અમે બાળકો એની લાલચ ખાળી શકતા નહિ ઘડી-ઘડીને વળી તે બાજુએ જઈએ, નવીન અમરચી ટોક નહિ ને ઠોક હાથમાં પકડાવી દે અને કહે કે જાવ જાવ અહીંથી, આઘા જાવ હવે ને અમે શરમાતા જતા વળી પાછા થોડી વાર ફરી ત્યાં જઈને ઊભા રહેતા એ રીતે અમારો વખત વીતતો જતો હતો બીજી બાજુ દીવાનખાનામાં પાર્ટી શરૂ થઈ ગઈ હતી ને નાચ ગાન ચાલી રહ્યા હતા ગવનિકા, મોના બાપુજી વગેરે પણ હતા રવિન્દ્રનાથ ગીતો ગાયા હતા પહેલે દિવસે દેશી ધોરણ મુજબની પાર્ટી હતી

બીજે દિવસે સાહેબ–સુબાઓ માટે અંગ્રેજી ધોરણની ડિનર પાર્ટી હતી અમારા નીલમાધવ ઠાકરના દીકરા વિલાયતથી બૅરિસ્ટર થઈને આવેલા એ નંદ ઠાકર સાહેબે ટોસ્ટના ઠરાવ પછી પીણાંનો ગ્લાસ પૂરો કરી વિલાયતની ઢબે પાછલી બાજુએ ફૂલો ફેંક્યો અને એમની નાથોનાથ બીજા બધાએ પણ ગ્લાસ પાછલી બાજુએ ફેંકવા માંડી દીધા' એકીસપાટે આખો ગ્લાસ ખાલી કરી તે પાછલી બાજુ ફેંકતા ને દર વખતે ઝણણણ નાદ ગુંજી ઊઠતો થાય છે, ખાનસામાઓ જ્યારે કાચના પ્યાલાઓ આયદાર અતિ મોંઘા ગ્લાસ ટેબલ ઉપર હારબંધ ગોઠવતા હતા તે, અને તે પછી વળી નવાગે જ્યારે સામૂહી શરૂ થઈ ત્યારે પ્યાલાઓની પ્યાલાની પાદડીઓ સાથે પ્યાલાઓ કાચના ટુકડા ભૂકાભાગે ગોઠવાઈ વાસીદામાં બહાર ચાલ્યા ગયા તે બેત્રણ દિવસે જ્યારે પાર્ટી પૂરી થઈ ત્યારે બાપુજીએ જાતે ઊભા રહી સૌની સારસંભાળ લીધી અને સૌને માટે જવા–આવવાની બધી ગોઠવણ કરી અતિથિ–અભ્યાગત, સગાં–સ્નેહી, દોસ્ત–મિત્રો સહુને હસતે મોંએ વિદાય આપી અંદરના ઘરમાં બા અને ફઈબા 'જમાઈછક'ની પહેરામણી મોકલવામાં પરોવાયા હતા.

એવે વખતે એકાએક બાપુજીને વસમું લાગ્યું આટલી ધામધૂમ ને ધમાલમાંથી એન્ટમ એક અતિ ભયંકર આફતના ઓળા સૌના મો

ઉપર પડયા ફૂઆ દવા ને દાક્તર માટે દોડયા નીલમાધવ બાનુ આવ્યા કહે કે જલદી બરફ લાવો દાસદાસીઓ વીલે મોએ અ દરઅ દર ગુસપુસ કરવા લાગ્યા જેઠ મહિનો હતો તોફાનના વાદળા કાળા ઘોર બની ઘેરાયા હતા હુ—હૂ કરતો પવન ફૂ કાતો હતો વળતી સવારે દાસીઓએ અમને આગળ ધકેલતા કહ્યુ, 'જાવ, છે લ્લી વાર જોઈ આવો ' ને અમને અ દર બાપુજીના ઓરડામા લઈ જવામા આવ્યા બાપુજી પથારીમાં તરફડતા હતા બાજુમાથી કો'ક બોલ્યુ, 'બાળકોને જોવા હતા ને ? જાઓ, બાળક આવ્યા છે ' એ સાભળી બાપુજીએ જરા ખભા ઊંચા કરી એક વાર અમારી તરફ મીટ માડી અને પછી મો ફેરવી લીધુ ને એમનુ માથુ ઓશીકા ઉપર ઢળી પડયુ મોટા ફઈમા ને નાના ફઈબા ચીસ પાડી ઊઠયા 'આ શુ થયુ ? ઓ રે ! આ શુ થઈ ગયુ ? ! કાળ જેઠ આવ્યો, આ તો કાળ જેઠ આવ્યો '

અને તે દિવસથી મારુ બાળપણ જાણે કે પૂરુ થઈ ગયુ છે.

## ૧૧ · છોટાબાપુ

બાપુજીના અવસાન પછી ઠીકઠીક સમય વીત્યો એક દિવસ મારા લગ્ન પણ થઈ ગયા ને સાથોસાથ જીવનધોરણ, પહેરવેશ અને રીતભાત બધું જ બદલાઈ ગયુ હવે ઊંધો ઝભ્ભો પહેરી ઉઘાડે પગે દોડાદોડ કરવાનો સમય મારે માટે પૂરો થયો હતો નોકરચાકરો મને 'છોટાબાપુ'નુ સંબોધન કરતા થયા દરવાનો પણ 'છોટા હજૂર' કહી સલામ કરતા થયા સવારસાંજ કપડા બદલવાની ટેવ પાડવી પડી મોંઘા ભાવના ધોતિયા—જમીનદારી ઢબે છેડે કરચલી પાડેલા—પહેરવાનુ ને ઠાઠથી ગાડીમા બેસી ફરવા જવાનુ, જરાતરા અત્તાર—લવંડર કે ગુલાબજળ વાપરવાનુ ને તકિયે અઢેલીને બેસવાનુ, હોકો ગડગડાવવો, ડ્રેસ—સૂટ બૂટ ચડાવી થીએટરમાં જવાનુ ને ડિનર લેવાનુ—ટૂંકામા કહુ તો અમારા મકાનના છોટાબાપુ થવુ પડ્યુ

બાળપણમાં મારા શિશુ મને શું શુ મેળવ્યુ હતુ તેની વાત ઘણી જગ્યાએ ઘણાની પાસે કહી છે યુવાનીમા મન—ભ્રમરે જે કંઈ મધ સંઘર્યું છે તેનો પણ જરાતરા સ્વાદ ચખાડ્યો છે અને હજુ મે હાથે

દોરેલા ચિત્રોમાં એ સભારણાને નાચવી રહ્યો છુ—આપી રહ્યો છુ 'પદ્મપત્ર ઉપર ઝાકળબિંદુ'ની જેમ એ બધા સુખના દિવસ વહી ગયા છે, એ મારા એ નામના ચિત્રમાથી સમજાતુ નથી? 'પ્રનાધન વગાના જેટા સૈંકોના અદરના ઘરમા જે સુદર ચહેરા ને દશા મન ઉપર અકાએલાં તેની અસર મારા 'કન્યાના શણગાર' ચિત્રમા સ્પષ્ટ દેખાશે સુખના શમણા તૂટી પડતાં જે વેદના થાય છે તે પણ ઘણા સમયથી મનમાં સચિત હતી સુખના માળામા વસતો હતો તેથી જ, ચીતરતા શીખ્યો કે તુરત, મનના એ સચિત ભાવાને 'શાહજહાની મૃત્યુશય્યા' ચિત્રમા ઉપસાવ્યા

બાળપણમા રમકડે રમતા રમતા મનમા જે કઈ સઘરાયુ હતુ તે આ પાછલી ઉંમરે મારા લેખનમ તેમજ પથ્થર—પાવીકા કે લાકડાના નાનામોટા રમકડા બનાવવામા ઉપયોગમા નથી આવતુ અમ નથી મન તો એ શિશુવયથી જ કામ કરતુ રહ્યુ છે મનના સચયને તે વખતે કામમા ન લાવી શક્યો, પણ એ સચય તો હતો જ સમય પ્રમાણે એ ઉપયોગમા આવતો રહ્યો મારા લેખનમાં, ચિત્રોમાં, વાર્તાકથનમાં અને બીજા ચે ઘણા કાર્યોમાં એ સચય ખપ આવ્યો છે—હજી આવી રહ્યો છે અને એમ મારી જીવન—યાત્રા કપાઇ રહી છે મારુ મન સગ્રાહક છે સગ્રાહક મનનુ કામ જ આ છે સગ્રહ કરતા જવુ—સારુ—ખરાબ, વેરણ—છેરણ જે કઈ મળ્યુ તે કાગડો જેમ અનેક કિમતી ચીજો તેમજ તૂટફૂટ ને તદ્દન નકામી ચીજો પણ એક માળામા ખડકતો જાય છે, તેમ મારુ મન—પખી પણ સઘરા કર્યે જાય છે એ બધા સભારણાના સગ્રહને જો તમે ગોઠવી કરીને લખવા ઇચ્છતા હો તો લખો, હુ મારે બોલ્યે જઈશ,—માટે શું?

રોજ ત્રણ વાગ્યાનો સમય સી વર્ગને વાળ ઓળવાનો સમય હતો કવિના શબ્દોમા એ 'પ્રસાધન—વેળા' હતી અમારા અદરના ઘરમા ને રસોડામાના લાબા ઓરડામા દાસીઓ શેતરજી બિછાવી માથુ

ઓળવા માટે અરીસા, તેલ, દાંતિયા વગેરે ગોઠવી દેતી, ને બા, ફૈબા વગેર પોતપોતાની દાસીઓ પાસે માથા ઓળાવવા બેસતા

એ જ વખતે બીબીજી નામની એક ઘરવાળી આવીને ઊભી રહતી મેડ નવી વહુના કાન માટ મોતીનાં ઝુમખિયા જાઇતા હાય કે કોંકના નાક માટે ચૂક જોઇતી હોય કે કોંકના અમ્બાડા માટે સોનાચાંદીના ફૂલની જરૂર હોય, તે ત્યાર લઈ લવાનુ બાકી બગડીવાળી આવી બગડીનો ટોપલો ખોલે કે તરત નાનામોટા કેટલાયે હાથ નવીનવી બગડી પહેરવા અધીર બની જતા ઝીણી ઝીણી પગીવાળી લાખની બનડી, કાચની બંગડી વગેરે ખૂબ કુશળતા પૂર્વક હાથમાં ચડાવી તેના પૈસા લઈ એ ચાલી જતી. બગડી વચવાની ને પહેરાવવાની કુશળતા તેનામા હતી કયા રગ પછી કયા રગની બંગડી પહેરાવવાથી ઓપશે તે એક કળાકારની જેમ એ સમજતી વૈષ્ણવી પણ બરાબર એ જ વેળા ભક્તિભાવ ભર્યાં ભજનો સભળાવવા આવતી બકિમબાબુની નવલકથાઓમાં તમે જે વાંચો છો તે અમે બાળપણમા અમારી નજરોનજર નિહાળ્યુ છે અત્યારે બગડી વાળીનુ ચિત્ર દોરતા બાહ્યમાનસ પર અકાએલુ એ દશ્ય ખપ લાગે છે હાથ ઉપરની બગડીઓ ચીતરતી વેળા કયા રગ પછી કયો રગ લેવો તે તુરત સમજાય છે, ને તેથી તેની કલ્પના કરવી પડતી નથી તે દિવસે તમે પૂછ્યુ'ને, કે સાથાલ નારીનો અંબોડો કઇ રીતે યથાવત્ દોર્યો? અંબોડાની ગૂંથણી ને ભાત એ માથું ઓળવાના ઓરડામા બેઠાબેઠા મારા શિશુ મને બરાબર સઘર્યાં હતાં

બા પાટ ઉપર બેઠી હોય અને દાસીઓ નાનીનાની વહુદીકરી ઓના માથા ઓળતી હોય કેટકેટલી જાતના એ અબોડા ને વેણીગુથન! વૈષ્ણવી ગાતી હોય 'કાનડા છાન્દે કબરી બાંધે', અને ગામડાગામની દાસીઓ એ કાનડા ભાતનો અંબોડો ગૂથ તમે ય અંબોડા તો લો છો, એ અબોડાના પ્રકાર! જલેબી અબોડો ઈંઢોણી અબોડો, ચોટલી ચોટલો, ઝૂલા ચોટલો, ખજૂરી ચોટલો, સાતસરો ચોટલો કેટલા વર્ણવુ ?

કેટલા આને બતાવુ ? પછી આરતી ફૂલવાળી, કેળના પાનમા ફૂલ માળા લઇને એ ફૂલની માળાઓ બા પોતે જ સહુના અંબોડામા સુદર રીતે પહેરાવી દેતી. ગાજલ તારા ઊગતા, આકાશમા ચદ્રમા દેખાતો નાજ પડતાં જ મૂછે તાવ દઈ દેખાવાદા વરડામા બેસી આકાશ ઉગતા મોતીલાલનુ આવતા, શ્યામસુદર આવતા હુ મ્યાઝ્ક મેન્ડોલિન લઇને તો ક્યારેક ઈનગજ લઇને બેનતો મોતીલાલનુ શિવવિવાહનાં ગીતો ગાતા ને એમ એ દિવસો આનદે વીતતા બાની છાયામાં હુ નચિંત હતો

ભુવનબાઈ નામની એક ડાહી આવતી બા એને મ્હેની કે વહુઓને ગીત નભગાવા સખીસવાદ, માથુર વગેરે એ ગાતી ફાફા દાને, તોનરા મૂર એ આ ગીતો ગાની ગાતી મરી ગઈ પણ એ ડોશી મારા મન ઉપર જે છાપ મૂકી ગઈ તે મારા કૃષ્ણચરિત્રના ચિત્રોમા નહિ ઉપની હોય એમ કેમ કહી શકાય ?

માભગ્યુ છે કે નન્નીબાઇ એક કાળે લખનૌમા બહુ વિખ્યાત ગાનારી હતી રૂપાની પાટ ઉપર તો એ સૂતી એવુ તેનુ ઐશ્વર્ય હતુ સર્વસ્વ ગુમાવી કરીને એ ભિખારણની જેમ આવતી અને અમારા વડીલોના ગોળ ચક્કર પાસે બેસીને ગીતો ગાતી ને અહીંતહીંથી જે કંઇ પાઈ—પૈસો મળતો તે લઇને ચાલી જતી વૃદ્ધાવસ્થા છતાં એનુ ગળુ કંઇ અજબ હતુ અત્યારના ઘણા યે ઉસ્તાદો એની પાસે હારી જાય !

શ્રીજન પણ આવતો એ પણ ડોસો બની ગયો હતો પણ અજબ ગાઈ શકતો બાને કહ્યુ કે એક વાર એને ગાતો સાંભળવો છે બાએ શ્રીજનને મ્હ્યુ એણે કહ્યુ કે હવે ઓછુ અગાઉ જેવુ ગાઈ શકીશ ? બાનુઓને ગીતો સભળાવતો ત્યારે ગાઈ શકતો હતો હવે આ બાળકોની મહેફિલમાં શુ ગાઉ ? બા કહે ભલે એમ હોય, છતા પણ એક દિવસ ગાવા તો આવો જ શ્રીજને હા પાડી અને એક દિવસ

તેના ગીતોનો આખી રાતનો જલસો ગોઠવી સગાસ્નેહીઓને આમંત્રણ અપાયા નાગેરના રાજવી પણ એમાં હતા મોટા નૃત્યખંડમાં મહેફિલ ગોઠવાઈ શ્રીજાન ચાર પ્રહરનાં ચાર ગીતો ગાનાર હતા એમણે ગીત શરૂ કર્યું ઠીક એ જરાયે સુંદર નહોતો પણ એનું ગળું ?' કોકિલ કંઠ જ જોઈ લો એક એક ગીત સાંભળીએ ને અમે વિસ્મયે દિંગ થઈ અવાક બની જઈએ સૌએ તલ્લીન થઈ ત્રણ પહોરના ત્રણ ગીત સાંભળ્યા હવે છેલ્લા પહોરમાં છેલ્લું ગીત હતું દીવા બધા બુઝાઈ ગયા છે માત્ર એક ઝાંખો દીપ ટમટમી રહ્યો છે ખંડના બારણાં બંધ છે ચારે બાજુ નિસ્તબ્ધતા છવાઈ છે સૌ પોતપોતાની બેઠકે સ્થિર થઈને બેઠા છે શ્રીજાને ભૈરવી ઉપાડી ગીત પૂરું થતાં છેલ્લો દીવો બુઝાયો, ને ઉષાના રતુંબડા પ્રકાશે નૃત્યખંડમાં ડોકિયું કર્યું કાનડા અને ભૈરવીમાં શ્રીજાન સિદ્ધ હતો

ફરી પણ એક વાર ગીતો સાંભળ્યા હતા એ વખતે હું રીતસર ગીતોની ચર્ચા કરતો ક્યાં કોણ ગવૈયો—બજવૈયો આવ્યો ગયો તેના ખબર રાખતો કાશીથી સરસ્વતીબાઈ નામે એક ગાયિકા આવ્યાં છે અજબ છે એનું ગળું સાંભળવી પડશે એક રાતના ૬૦૦ રૂપિયા લે છે શ્યામસુંદરને કહ્યું 'જાઓ, જુઓ તો, કેટલે ઓછે નોદો કરી શકો છો ' એણે જઈને ઘણી મહેનતે ૩૦૦માં વાત પાકી કરી આવીને એણે કહ્યું કે ત્રણસો રૂપિયા એના ગીત માટે અને બે બૉટલ બ્રાન્ડી આપવી પડશે બ્રાન્ડીના નામે જરા ચિંતા પેઠી કે બા ખિજાશે પણ શ્યામસુંદરે કહ્યું કે બ્રાન્ડી પીધા વિના એ ગાઈ જ શકતી નથી ! આખરે બધું ગોઠવાઈ ગયું એ આવી ઠેઠે સ્થૂલકાય ને નાક ચીબું જોતાં જ ચીતરી ચડે નાટોર (નાગેરના રાજવી) કહે કે અવનદા, આ શું કર્યું ? ત્રણસો રૂપિયા પાણીમાં ગયા ! એ સરસ્વતીબાઈ બે ગીત ગાવાની છે નાટોર મૃદંગનો સાથ આપવા આવ્યા છે દસ વાગ્યા ને ગીત શરૂ થયું એક જ ગીતમાં અગિયાર વાગ્યા નાટોર ખોળામાં મૃદંગ લઈને

તલ્લીન થઈને બેઠા હતા. સરસ્વતીબાઈના એ અજબ ગળાના સૂરે એટલો મોટો નૃત્યખંડ ગુંજી રહ્યો હતો. અજબ હતી એની સ્વર સાધના. અમે સૌ—સ્તબ્ધ બનીને બેઠા હતા. એક જ ગીતમાં મેહફિલ મુગ્ધ બની મહાત થઈ ગઈ. ગીતની અસરમાં બધા તરબોળ હતા. સરસ્વતીબાઈએ કહ્યું, 'ઔર કુછ ફરમાઈએ.' પણ એમનું ગીત સાંભળી બીજું કંઈ ફરમાવવાની કોઈની મગદૂર નહોતી. સૌ પરસ્પરના મોં સામે તાકી રહ્યા. આખરે શ્યામસુંદરને કહ્યું કે એકાદ ભજન થવા દે એમ કહો. કાશીના ભજન માટે ખૂબ સાંભળ્યું છે. અને સરસ્વતીબાઈએ સૌનું પરિચિત એક ભજન ઊપાડ્યું: 'આઓ તો વ્રજચંદલાલ.' બધા સ્તંભિત થઈ ગયા! મેં ઝટપટ એનું ચિત્ર ચીતર્યું ને બાજુમાં એ ગીત પણ લખી લીધું. ગીત પૂરું થતાં એ ઊઠી. પણ બે ગીતને માટે ૩૦૦ રૂપિયા આપ્યા એ વસુલ થયા હોય એમ લાગ્યું.

આ જ રીતે એક વાર નાચ પણ જોયો હતો. નાટોરના પુત્રનાં લગ્ન હતાં. નાચગાનની મોટી મેહફિલ યોજાઈ હતી. કર્ણાટકથી એક વિખ્યાત બાઈજીને બોલાવાઈ હતી. એ ખૂબ ઉસ્તાદ નાચનારી હતી. એની નાનીમા સાથે એ આવી હતી. વૃદ્ધ નાનીમા કાલકાબિન્દની શિષ્યા હતી. મેહફિલ ગંઠવાઈ ગઈ હતી. વૃદ્ધાની સાથે એની દોહિત્રી પણ પ્રવેશી. વૃદ્ધા પાછળ બેઠી રહી. છોકરીએ નૃત્ય કર્યું. અજબ નૃત્ય કર્યું. નૃત્ય પૂરું થતાં ચારે બાજુથી વાહવા, વાહવાના પોકારો ઊઠ્યા. મને કોણ જાણે શું થયું, તે મેં કહ્યું કે પેલી બુઢ્ઢીનું નૃત્ય જોવું છે! નાટોર કહે અવનદા, તમારી આ પસંદગી પણ કેવી છે! મેં કહ્યું એ ભલે એવી રહી, પણ એ બુઢ્ઢીનું નૃત્ય જોવા મન થયું છે. તમે એને કહો. નક્કી એ કંઈ અજબ એવું નૃત્ય જાણતી હોવી જોઈએ. નાટોરે એને કહેવડાવ્યું. પ્રથમ તો બુઢ્ઢીએ હા—ના કરી કે હવે પોતે બુઢ્ઢી થઈ ગઈ છે અને સાથે કંઈ સાજ—શણગાર પણ લાવી નથી. મેં કહ્યું, કંઈ વાંધો નહિ. વિના શણગાર—સાજ ચાલશે. અને બુઢ્ઢી પોતાની દૌહિત્રીને

વઈને અંદર ગઈ એ લોકોમા એક નિયમ છે કે મેહફિલમા એક નર્તિકા હાજર હોય ત્યાર બીજી નાચે નહિ થોડી વાર દૌહિત્રીના વસ્ત્રોમા નજર થઈ, ઓઢણી—પાયજામો પહેરી બુઢ્ઢીએ મહફિલમા પ્રવેશ કર્યો એક જણે સારંગીના સૂર છેડ્યા ને ડોશીમાએ નૃત્ય આરંભી દીધુ શુ કહુ ? —કે અજબ હતો એ નાચ ! એના પગ જાણે વાદીવાળી જેવા સ્નાયુ અદ્ધર—હવામા જ જાણે ફરી રહ્યા હતા ! અને શી ગૌર્યભરી એની ગતિ હતી ! એનુ વૃદ્ધપણ ભૂલી ગયો નૃત્યના સૌન્દર્ય એને નાચ નાચ 'સુન્દરી' કરી બતાવી

વળી એક વાર બસન્ટ સાહેબ, પૂરેક સાહેબ વગેરે અમે દેશી સંગીતના થોડાક પ્રેમીઓએ મળીને મદ્રાસથી એક પ્રસિદ્ધ બીનકારને બોલાવ્યા હતા દર અઠવાડિયે ગતના નવ પછી અમારે ત્યા એ બીન કારની બેઠક થતી સાહેબ—સુબાઓ માટે નારંગીનુ શરબત, આઈસ્ક્રીમ, પાન સોપારીની ગોઠવણ થતી રાત્રે શહેરનો કોલાહલ જ્યારે શમી જતો, ઘણા ખરા લોકો જ્યારે ઊંઘી જતા, નોકર—ચાકરનુ કામકાજ પૂરુ થતુ ને ચાર બાજુનુ વાતાવરણ શાંત—પવિત્ર બની જતુ ત્યારે બીનકારનાં આંગળાં વીણા છેડતાં કેસરસિંગ પણ એક વાર અમારી એવી બેઠકમા આવેલા બીનકાર વીણા વગાડી રહ્યા છે, બાજુમા આંખો મીંચીને કેસરસિંગ સાંભળી બેઠા છે નિહાળીને જોયુ તો વીણા વાદકનાં વાદકના કેસરસિંગના કાન—નાક લાલચોળ બની ગયા છે ! સૂરનો સ્પંદન સરદાર સાહેબના મનને સ્પર્શી ગયો હતો ! સતત એક કલાક સુધી પૂર્વચંદ્રિકા રાગિણી વગાડી બીનકારે વીણા નીચે મૂકી મેહફિલ પૂરી થઈ, પણ સૌ અવાક હતા !

## ૧૨ : દખણાદો વરંડો

જોડાસાઁકોના મકાનમાં પહેલા માળનો દખણાદો વરંડો અમારો ચેટીઉતાર 'આમ-દરબાર' ગણાતો આવ્યો છે. એ વિશાળ વરંડો મકાનને એક ખૂણેથી બીજે ખૂણે પહોંચતો હતો. એના પ્રત્યેક વચગાળામાં એકએક જણને બેસવા માટે પાટ બિછાવેલી રહેતી;—એવી તોતિંગ કે એને ખેસવવા કરવાની હામ આપણા રામમાં નહોતી. એમાં એક ઈશ્વરબાબુની, એક નવીનબાબુની, એક કાલાચાંદબાબુની, એક અક્ષયબાબુની, એક વૈકુંઠબાબુની, એક નગેનબાબુની, એક મોટા ફૂવાની, એક નાના ફૂવાની, એક બાપુજીની. બંને બાજુએ હારબંધ પાટો પડી રહેતી. એ સૌ નિરનિરાળા વ્યક્તિત્વના સ્વામી હતા. આમાંના ઘણા બહારના હોવા છતાં જોડાસાઁકોના તદ્દન ઘરના જેવા જ હતા. બાપુજીએ પાળેલો કાકાકૌવા પણ આ સૌ સભાસદોમાનો એક જ હોય તેમ પોતાનું સ્થાન શોધીને બેસતો. સવાર-સાંજ ચર્ચાનું ચોગાન એ વરંડો જ રહેતું. હોકો ભરી કરીને નોકરો ત્યાં મૂકી જતા. કચેરીનું કામકાજ પણ ત્યાં થતું. દિવાન આવતા

મોટેરાઓ આવતા, પરિષદ જામતી ગીતો, વાતો ને હાસ્ય, કેટકેટલુ યે ત્યા થતુ ઈશ્વરબાપુ ને નવીનબાપુ પોતપોતાને સ્થાને બેઠા હોકો ગગડાવતા હોય, બાપુજી આરામખુરશી પર બેઠાબેઠા ખોળામા ડ્રૉઈંગ બોર્ડ રાખી નકશાઓ દોરતા હોય, એવુ ઘણી વાર જોયુ છે વરડામા થાભલાની હારમાળા, એના વચગાળામા ઠીકઠીક જગ્યા, ઊગમણે મોટો ચોક, અને પછમાડ઼ પાછ એવો જ એક નિસ્તેર—અશી ફૂટ લાંબો–પહોળો ચોક

ઈશ્વરબાપુ નજ નવાર લાકડી ઠકઠક કરતા આવે હાથમા રૂમાલમા થોડીક તાજી કાચી કેરીઓ હોય, કયારેક કઈક બીજુ બજારમા ઋતુઋતુની જે નવીનતા આવે એ એમણ લાવવાની આવુ એમને બાપુજીનુ ભુવન હતુ ઑફિસે જવાનુ થાય ત્યા સુધી એ વરડામા જ સૌની બેઠક રહેતી તે પછી એ જગ્યા ખાલી થઈ જતી સૌ પોતપોતાને ઘેર ચાલ્યા જતા, બાપુજી ઊઠીને પોતાના કામકાજમા પરોવાતા વિશ્વેશ્વર હોકો વગેરે ઉપાડી લેતો, ને પછી ત્યા અમે બાળકો પ્રવેશતા ક્યારેક નવીન બાપુ તે વખતે પણ બેઠા હોય અને તો અમે તેમને કહેતા કે અમને ફ્રૅન્ચી ફેરમા લઈ જવા પડશે, ઈડન ગાર્ડનમાં ફેરવી લાવવા પડશે અમારી આ અરજી બાપુજી પાસે રજૂ થતી, ને એમની મજૂરી મળતાં અમારુ ધાર્યુ થતુ

પૂજા—(નવરાત્રિના તહેવારોમા) એ વરડામા ભાતભાતની ભીડ જામતી ચીના લોકો આવતા ને નવા બૂટ—જોડાના માપ અપાતા અમને સૌને ત્યાર ત્યા બોલાવાતા છાપાના કાગળની ઘડી કરી, તેની પાતળી 'ટેપ' જેવુ બનાવી તેનાથી એ ચીનાઓ અમારા પગનુ માપ લેતા. હજુ યે એમનાં આગળા નજર સામે તરવરે છે દરજી આવતો ને ઈશ્વરબાપુનો નાદ સભળાતો કે 'અરે એ ઓસ્તાગર આવ્યો છે, આવો આવો ભાઈ સૌ, માપ આપવા મંડો.' અને કપડાની ફૂટપટ્ટી લઈ દૂંદાળો દરજી ઊભો છે, એણે ધોતી પહેરણ ને ઊંચી દિવાલની

થઈ કુ આગળની ગોપી પહરી છે એ અમને પૂતનાની જેમ યા ગાજી ફેરવી ફેરવીને માપ લેતો ને વિદાય કરતો તે પછી ઈશ્વરભાનુ પોતે ઊઠીને તેની પાસે ઊભા રહેતા ને કહતા કે લે, હવે મારુ પાત્ર માપ લઈ લે એક ઝભ્ભા–પૂજા આવે છે આમ કહી એ બાપુજી તરફ જોતા બીજી બાજુ બહાનગરનો પ જાબી શાલવાળો ભાતભાતના જરીના ફૂલવાળુ કાપડને કિનખાબનુ પોન્ડુ છોડીને બેઉ હાથ બાપુજીની પાસ ઢગી મુજબનુ કાપડ લેવા ઈ જતા જ નવીનભાનુ કહેતા, 'બાપા, હવે અમારા નવિન માટે પાત્ર એમ અગરખુ બેગાલેનુ થઈ જવા દો'

અત્તરિયા પાત્ર આવીને ઊભો હોય એનુ નામ હતુ ગૅબ્રિયલ સાહેબ અમે બાળકો અને ગિબ્રેલ સાહેબ કહેતા એ ખ ા ય઼હૂદી હતો જાણે શેક્સપિયરના મર્ચન્ટ ઑવ વેનીસનો શાઈલૉક જીવતો થઈને જોડાસૉકોના મમનમા દસ્તબુસનુ અત્તર વેચવા ઊતરી આવ્યો હોય તેનુ લાંબુ બરાબર તેવો જ ડગ અને તેવો જ પહેરવશ વાંકુ પડતુ પહોળુ–ઢીલુ અચકન અને એના ઉપર બાંહ વિનાનુ જાકીટ ઝીણા ઝીણા હારબંધ બટન એના ઉપર ઝગમગ કરતા ઔરંગઝેબના ચિત્રમા એવા જ બટન મે ચીતર્યા છે એ અત્તર વેચવા આવતા જ ઈશ્વરભાનુ, અભયભાનુ વગેરે સહી ઉપર રૂ વીટાળી 'જોઈએ કેવુક છે અત્તર' કહી, તેને અત્તરવાળુ કરી પૂમડુ કાનમા ભરાવતા પૂજા વખતે અમને નવા કપડા ને રેશમી રૂમાલ મળતા, એ રૂમાલમા રૂપિયા–પૈસા બાંધી રમાનાથ ઠાકુરને ઘેર જાત્રા[1]મા ભાગ લેવા જતો એ વાત તમને નથી કહીને? કહીશ, કહીશ, બધુ યે વારાફરતી કહીશ નદ ફરાશના પેલા જૂના ભંડારિયાની જેમ મન આગળપાછળની વાતોમા ફરતુ ફરે છે ઉખેળ તે જમાનાની કેટકેટલી વસ્તુઓ ભરેલુ એ ઘર છે સાજી ને ભાંગીતૂટી, નજીવી ને કિંમતી, કેટલી યે ચીજો એમા દાબી છે લેવાય એટલુ

[1] જાત્રા ભવાઈને મળતો બંગાળમા ચાલુ એક નાટય પ્રકાર જેમા કથાવસ્તુ મોટે ભાગે ધાર્મિક હોય છે

રાખન આવ્યો પણ એ તો માણસ હતો, વિશ્વેશ્વર જેવો જ! દેખાવમા દૂબળો પાતળો, નાકીલો, સારા માણસ જેવો જ એ દેખાતો હતો એને જોઇ અમે એકદમ હતાશ બની ગયા નોકરે મોટા એવા એક થાળમા રસોડામાથી ઠીકઠીક પ્રમાણમા કાચુ માન કાપીને લાવ્યા એની સામે એ મૂકતા, તેમા થોડુક મીઠુ ભભરાવીને હપહપ કરતા થોડીક જ વારમા આખો થાળ એ ચટ્ટ કરી ગયો ને ઠરાવેલી રકમ ખિસ્સે ઘાલીને ચાલ્યો ગયો!

એ જમાનાના નાનામોટા સૌની કઇ ને કઇ ખાસિયત હતી અક્ષયબાબુ ફિક્કાફટ બાબુ બનીને આવતા એની તો ઘણી વાતો થઇ ગઈ છે એ વખતે ફૅશન નીકળેલી ચપોચપ અને અક્કડ ઇસ્ત્રીદાર શર્ટ પહેરવાની એવુ શર્ટ પહેરીને અક્ષયબાબુ આવેલા એમનો વાન શામળો હતો બાબરિયા વાળ, મૂછ વળ દીધેલી ને હાથે વીંટી ક્યારેક ગીતો પણ ગાતા એમનુ ગળુ બહુ મીઠુ હતુ ગીતો તો યાદ નથી, પણ એમના રાગરાગિણીઓના સૂર હજી આજે યે કાનમા ગુજે છે બાકી ત્યારે તો હુ હતો યે કેવડો, માડ છ સાત વર્ષનો હોઇશ. હ, એ અક્ષયબાબુ નવી ઢબના કડક પૅચેટનુ શર્ટ પહેરી પાસે ઊભા છે ને મે એમની પાસે જઇ છાતી પરના કડક ઇસ્ત્રીદાર પૅચેટ ઉપર હાથ ફેરવતા કહ્યુ કે, 'અક્ષયબાબુ આ તો ખડખડિયા બાંધી ચલાવી હોય એવુ લાગે છે!' મારુ આ બોલવુ ને નાગોસાથ બ્બાનુ ખિલખિલ કરવુ હસવુ, એ જોઇ હુ તો કઇ ભારે ગુનો કરી જેમ હોઉ તેમ ત્યાથી પોબારા જ ગણી ગયો ત્યારે કહેવી એ ખડખડિયા બાંધેલાની વાત ઉપર સૌને હસતા સાંભળેલા

ચીના દરજી પણ ખાન ખાનના આવતા, તેથી જ હજી યે યાદ આવતા એનુ ચિત્ર સ્પષ્ટપણે નજર સામે જેડ ઊભરાય છે ઇશ્વરબાબુએ થોડીક ચીની ભાષા શીખેલી હતી 'ફ્રેન્ચ દે પાનસા, ઓકેન દે પાસ્કા કાને!' એનો અર્થ ઇશ્વર આપો હતા કે જોઇ આ પક્ષ

પહેરાવ્યા ને પેલા પગમાં યે પહેરાવ્યા; પણ બેઉ પગમાં કડે છે. ચીના દરજી આવતાં જ અમે એને ઘેરીવળીને આ ચીની ભાષા બોલતા ને એ હસતો. પહોળો ને ઢીલા પાયજામો અને કાળો ચાયના કોટ, એ હતો એનો પહેરવેશ બરાબર એની જ નકલ કરીને હું—'એ મુન કાર્ય આર કૅરબો'ના ('આવું કામ હવે નહિ કરું') નામના પ્રહસનમાં ઊતર્યો હતો

શ્રીકંઠબાબુ આવતા. આ અહીંના રાયપુરથી અવારનવાર કલકત્તા મોટાદાદાજીને મળવા આવતા એ વૃદ્ધનો ચહેરો આજે પણ મને બરાબર યાદ છે. પાકેલી કેરી જેવો વાન, માથે જરીની ટોપી. પાટ પર બેસી ગાતા: 'બ્રહ્મ કૃપા હિ કેવલમ્' ને 'પુણ્યપુંજેન યદિ પ્રેમધનં કોડપિ લભેત્.' અમે પણ બે હાથ ઉંચા કરીને ગાતા 'કોડપિ લભેત્ કોડપિ લભેત્' પેલે દિવસે, સાતમી પોષે છાતિમવૃક્ષ* નીચે મળતી સભામાં દરવરસે એ જ ગીત ગવાય છે એમ જાણ્યું. એ ગીત સાંભળતાં જ બાળપણમાં શ્રીકંઠબાબુને મોંએ સાંભળેલું ગીત યાદ આવી ગયું. સાઠ—સિત્તેર વરસ પછી પણ એ સાંભળતા નજર સામે શ્રીકંઠબાબુ પાટ ઉપર બેસી એ ગીત ગાતા હોય અને અમે નાચતા હોઈએ એવું ચિત્ર તરવરી ઊઠ્યું.

નાની એવી એક સિતાર એમની પાસે રહેતી. એ સિતાર વગાડતા અને અમને નચાવતા. નાનાં બાળકો એમને ખૂબ જ વહાલાં હતાં. મોટા દાદાજી સાથે એમને ગાઢ મૈત્રી હતી. એમને ત્યાં જતાં વચ્ચે થાક ખાવા છાતિમ વૃક્ષ નીચે બેસતા. સ્ટેશનેથી પાલખીમાં આવતા. વચ્ચે ત્યાં થોડો આરામ લઈ પછી સિધીને ત્યાં જતા.

મોટા દાદાજીને આ સ્થળ અત્યંત ગમી ગયું હતું અને એથી જ અહીં બોલપુરમાં આશ્રમ સ્થાપવાનું એમણે વિચાર્યું હતું. ત્યારે અહીંની આ બધીજ જગ્યા શ્રીકંઠ બાબુના હાથમાં હતી.

---
* છાતિમ વૃક્ષ = સપ્તપર્ણી

એ જમાનામા વડિલોનુ—ગુરુજનોનુ કેવુ માન હતુ તે સાભળો એક વખત આમ—દરબાર ભરાયો હતો, ત્યા ખબર આવ્યા કે પાયુર ધાટાથી કાલીકૃષ્ણ ઠાકુર મળવા આવે છે એ સાભળતા જ સૌ સ્તબ્ધ બની ગયા! હોકા વગેરે ઝટપટ ઠેકાણે પાડી દેવાયા બાપુજી ઘરમા જઈને કપડા બદલાવી કરીને તૈયાર થઈ ગયા વડીલ આવે છે એટલે સૌ ઉતાવળમા થઈ એમની રાહ જોવા લાગ્યા નાના બાળકની જેમ વડીલથી તેઓ દબાતા વડિલો આવતા તેમનું સન્માન કરવાની આ એક રીત ગણાતી મોટા દાદાજી આવેલા એ વાત તો હુ કહી ગયો છુ ને?—ડેવડીથી તે છેક ઉપર સુધી સાફસૂફી, રંગનાગાન ને સાજ—સજાવટ જાણે ઘેર વરરાજા ન આવતા હોય!

જોડાસાંકોના ઘરના એ દક્ષિણ—વરડાની આબોહવા કંઈ જુદી જ હતી એ આબોહવામા જ અમે નાનેથી મોટા થયા આ મકાનની જેમ સામેના મકાનમા પણ આવો જ દખણાદો વરડો હતો ફઈબાને મોઢે સાભળેલુ કે ત્યાં સાજ વેળા દાદાજીની મેહફિલ જામતી અવારનવાર બેલફૂલ અને જૂઈની સૌરભે મકાન આખુ મઘમઘી ઊઠતુ એ પછી મોટા બાપુજીના અમલમાં તેઓ ત્યા બેસતા કૃષ્ણકમલ ભટ્ટાચાર્ય અને બીજા મોટામોટા ફિલસૂફો આવતા એક વાર 'સ્વપ્નપ્રયાણ'નું વાચન થવાનુ હતુ ત્યારે આ વરડામાથી બાપુજી વગેરે સૌ એ વરડામા પહોચી ગએલા વચ્ચેવચ્ચે મોટા બાપુજીનુ મુક્ત હાસ્ય સભળાતુ,—એનુ કે એ આખી શેરીમા સભળાતુ

તે પછી અમારા સમયમા—જ્યારે મકાનના દખણાદા વરડામા બેસવાની અમારી ઉંમર થઇ ત્યાર—અમારી સાથે હતા મોતીબાબુ, અક્ષયબાબુ, ઈશ્વરબાબુ,—નવીનબાબુ—અને દાદાજીની વારીના એક વૃદ્ધ કોક મુખુજ્જે કે એવુ જ કંઈ નામ હતુ તેમની છબી મે ચીતરી છે એમનો ચહેરો, ગીત, ગળાનો સૂર બધુ જ મનમા એવુ ને એવુ તાજુ છે, સાન્ટ તાસ [illegible] રહ્યુ છે દાદાજીના દીવાનખાનામા એ

ગાતા વચ્ચેવચ્ચે અમને સૌને પણ ગીતો સંભળાવતા આ ત્રણ પેઢીના ત્રણવાર વૃદ્ધો સાથે અમે ત્રણે ભાઈઓએ મેહફિલ જમાવી હતી

એ જ દક્ષિણાદા વરંડામા, એ જ હોકા-નગીના સાજસર જામ સાથે અમે બેસતા બાપુજી જ્યા બેસતા ત્યા બેસીને મોટાભાઈ (ગગનેન્દ્રનાથ ઠાકુર) ચિત્રો ચીતરતા તેમનાથી જરા દૂરના પૂર્વ વચગાળામાં એક બાજુ હુ બેસતો, ને મારા પછીની જગાએ બેસતા સમરદા (સમરેન્દ્રનાથ ઠાકુર) અમારી બેઠકમાં પણ એ જ રીતે શાનવાળાઓ અને નવા નવા મિત્રો—દોસ્તો આવતા સામેના બગીચામા એ જ બધા વૃક્ષો હતાં દાદાજીએ હાથે વાવેલી નાળિયેરી ને કુસુમ બાપુજીએ શોખથી તૈયાર કરાવેલા બગીચામા એ જ ફુવારો ઊડતો હતો એ જ ભાગવત માળી બધું એ વરંડામા બેઠાજેઠા દેખાતુ સાજે પાકા બાધેલા ગોળ ચબૂતરા ઉપર બેસુ, કાચના પાત્ર વાળા હોકામા એ જ ગુલાબ—પાદડી ભેળવીને તમાકુ પીઉં જમાનો બદલાયો હોવા છતા જાણે પોતે બદલાયો ન હોય તેમ ત્રણ પેઢીની આબોહવા થોડીક થોડીક ત્યારે પણ એ દખણાદા વરંડામા વહેતી હતી ડ્રામૅટિક કલબનુ શ્રાદ્ધ કરવાનુ હતુ એ જ વરંડામા ભોજન માટેનુ લાબુ ટેબલ પથરાયુ લાંબો ડગલો પહેરેલો એ જ નવીન બબરચી અને એ જ વિશ્વેશ્વર દેખાયા એ જ બધા જૂના ગુમ્મરબત્તી પેટાયા, પ્લેટ—ગ્લાસ ગોઠવાયા ત્રણ પેઢીના એ બધા ગીતોના સૂર આવીને નવાનવા ગીતોના સૂર સાથે ભળવા લાગ્યા,—રવિકાકાના ગીતો સાથે, દ્વિજુબાબુના ગીતો સાથે ભળી ગયા

અને એ પછીના વધુ આધુનિક કાળમા જ્યારે અમે આર્ટિસ્ટ બની ગયા ને આર્ટ સોસાયટીના સભ્ય બની ગયા તે દિવસોમાં મોટા મોટા સાહેબ—સુબા, જજ મૅજિસ્ટ્રેટ ને લાટસાહેબો ઘેર આવતા ત્યારે નારંગીનુ શરબત, પાન—તમાકુ, બેલફૂલ વગેરેથી એ દખણાદો વરંડા મહેકી ઊઠતો વરંડાની બાજુના જ મોટા સ્ટુડિયોમા બીનકારનુ બીન

મોડી રાતે થંભી જતું અને સૌ સ્તબ્ધ થઈ જતા. વળી જ્યારે ઘરમાં કોઈના વિવાહ હોય ત્યારે સામાજિક વ્યવહાર પણ ત્યાં જ ચાલતા. સ્ત્રી વર્ગ થાળ સજાવતો અને ભેટ મોકલવાના થાળોથી એ લાંબો વરંડો આખો ભરચક થઈ જતો.

# ૧૩ : દખણાદો વરંડો

તમે કદાચ વિચારતા હશો કે હું ઘરમાં–સ્ટુડિયોમાં બેઠો બેઠો જ ચિત્રો દોરતો હોઈશ. પણ એવું નહોતું વરંડામાં એક બાજુએ હું બેસતો ને બીજી બાજુએ વિદ્યાર્થીઓ બેસતા. મારો મુસ્લિમ વિદ્યાર્થી શમિઉજ્જમા એક બાજુ આસન લઈ આખો દિવસ ચીતરતો રહેતો ને સાંજ પડતાં મક્કા તરફ મોં કરી નમાઝ પણ એ વરંડામાં જ ભણી લેતો. દક્ષિણ તરફના એ વરંડામાં સહુ આવે, બેસે, ચિત્રો ચીતરે અને ગીતો ગાય, ને વાતો પણ ચાલે. અને એ રીતે જ હું ચિત્રો ચીતરવા ટેવાયો છું. પેલો પાગલ અબિનાશ પણ આવતો. પોતાનો ખેલ દેખાડવા સાથે જાતજાતના લોકોને તેડી લાવતો. એક દિવસ વળી એક જણ આવ્યો, તે 'ફૂ' કરતોક ને આખા મકાનને ગુલાબની સુવાસે મહેકમહેક કરી દઈ ચાલ્યો ગયો! વરંડો જાણે જીવતું જાગતું એક મ્યુઝિયમ હતું. ત્યાં જાતભાતના લોકો જોવા મળતા. બહાર નીકળ્યા વિના જ આ બધું થતું, તેઓ આપમેળે જ ત્યાં આવતા

એમાં એક હતો પૂર્ણ મુખુજ્જે. માથે લગભગ વાળ જ નહિ. ચાચરાનું પોપટિયા નાકવાળું મોં. એ મરતો હતો. બાને બોલાવીને

કહે 'મા, મારે ગંગાયાત્રાએ જવું છે ' બાએ અમને કહ્યું, 'આને ગોઠવણ કરી દજો ' ને અમે ગોઠવણ કરી આપી માણસ મરી જાય અને જે રીતે અને ઠાઠડી બાંધીને લઈ જાય તે રીતે જ એને કાઢી જવામાં આવ્યો. બીજે માળથી બા ઊભીઊભી જુએ છે, પહેલે માળથી અમે જોઈએ છીએ બુઠ્ઠો ઠાઠડીમાં સૂતોસૂતો જુએ છે ઉપર માને જોતાં જ તેણે બે હાથ જોડીને પ્રણામ કર્યા અને માથું હલાવીને ઈશારાથી અમને પણ કહ્યું કે જાઉં છું લોકો તેને ખભે ઉપાડીને હરિ બોલો કરતા કાઢી ગયા આ બધું વરંડામાંથી જ દેખાતું જાણે બૉક્સમાં બેઠાબેઠા એક એક દૃશ્ય જોતા હોઈએ પારસનાથનું સરઘસ જોયું, લગનનો વરઘોડો જોયો ને જીવતાજીવત પૂરબને કાઢી જતા જોયો

મોતીબાનુની છબી તો તમે જોઈ છે ને ? એ મોગલભાઈએ ચીતરેલી ખુરસી ઉપર બેઠાબેઠા એ બુઠ્ઠો હોકા ગડગડાવી રહ્યો છે, હોકો પીતાંપીતા તેની મૂછો પણ સોનેરી થઈ ગએલી સવારે કલાવિષયક કામકાજ થતું, અને સાંજે એ મોતીબાનુ સાથે અમે ગીતોની ચર્ચા કરતા મેહફિલ જમાવતા હું મેંડોલીન કે ઈસરાજ વગાડું અને એ પાંચાલી અથવા શિવવિવાહના ગીતો ગાય બહુ રસિક માણસ હતા દીકરાના વિવાહ ટાણે માંડવો નાખવાનો હતો પણ મોતીબાનુ વિના બીજું કોઈ એ કામ સંભાળી શકે તેમ નહોતું શહેરમાં ક્યાંના ક્યાંય ફરીને કારીગરને ભેગા કરી નકશા મુજબ માંડવો બંધાવે અને પોતે એક બાજુ બેઠાબેઠા હોકો ગગડાવે મૃત્યુ પછી યે આ મોતીબાનુ એક વાર દેખાયા હતા એ એક વિચિત્ર વાત છે

એક વાર એ ખૂબ જ માંદા પડી ગએલા એમના દીકરાએ આવીને કહ્યું કે હવે બચશે નહિ એ તેમને દેશમાં લઈ ગયો પછી કંઈ ખરખબર આવ્યા નહિ મને થયું કે શું થયું હશે ? ઘણા દિવસ પછી એક દિવસ એ પાછા આવ્યા. તાજામાજા અને લાલગુલાબ ચહેરા સાથે મે પૂછ્યું, 'આવા જુવાની ક્યાંથી થઈ આવ્યા ?' એમણે કહ્યું, 'આ

વખતે તો પાછા ઊઠવાની વાત જ નહોતી ખૂબ પીડાતો હતો, ડૉકટર વૈદ્યની દવા ખાતો હતો પણ કોઈ રીતે કઈ ફેર પડતો નહોતો છેવટે એક દિવસ ગામના મૌલવીએ આવીને કહ્યુ કે 'ઠાકુર, આ દવાબવાથી કાંઇ નહિ વળે મારી એક દવા ખાશો ? થોડોક શેરવો બનાવીને રોજ લેતો આવીશ ઘણા દિવસથી હેરાન થતો હતો એટલે તેને હા પાડી અને એ શેરવો ખાતાખાતા જ આ તમે જુઓ છો તેવો નહેરો બની ગયો ' મે કહ્યુ, 'એ તો બહુ સારુ ! હજુ યે થોડોથોડો ચાનુ જ રાખજે બબરચી બનાવી દેશે ' એણે કહ્યુ, 'ના, હવે જરૂર નથી ' પણ એ પછી જ્યારે ખરાખરીનો સાદ પડયો ત્યારે એ ગયા અને પાછા ન જ આવ્યા એ વખતે પણ એ માદા પડયા અને દીકરો તેમને દેશમા લઇ ગયો,—લગભગ પરાણેપરાણે ઘણા દિવસ સુધી કાઈ ખબર ન મળ્યા વિચારતો હતો કે આ વખતે પણ એકાએક આવીને ઊભા રહેશે સવારે વરડામાં બેઠો હતો, ત્યાં એક માણસ ધીરેધીરે બગીચામા પ્રવેશ્યો જોઉં તો મોતીબાબુ ! નોકરોને કહ્યુ, 'એ ય જુઓ, જુઓ, મોતીબાબુ આવે છે તમાકુ—પાણી તૈયાર કરી રાખો ' નોકર નીચે દોડ્યો જઈને જુએ તો કોઇ ન મળે ! મે કહ્યુ, 'મે મારી સગ્ગી આખે, ધોળે દિવસે એમને બગીચામાં આવતા જોયા છે ને ! જરા સરખી રીતે જો, આજુબાજુ હશે જાય કયાં ?' પણ એ શોધ્યા ન જ મળ્યા ! બેચાર દિવસ પછી એમના દીકરાએ આવીને ખબર આપ્યા કે તેમનુ અવસાન થયુ છે એમને ય આ વરડાનુ આકર્ષણ હતુ !

એ દખણાદા વરડાની માયામમતા શુ વૃદ્ધ કે શુ બાળક કોઇ મૂકી શકતુ નહોતુ ઈશ્વરબાબુ આવતા દ્વારકાનાથ ઠાકુરના જમાનાના આગબોટ જેવા જબ્બર કોચ ઉપર બેઠાબેઠા નાનપણમા એમની પાસે એ જમાનાની વાતો ઘણી યે વાર સાંભળી છે બરાબર મુકરર જગ્યાએ જ એમની પાટ રહેતી તે જરાતરા ખસતા તો એ હોહા કરી ઊઠતા કોઈક કોઈક દિવસ અમે તોફાન કરીને એમની એ જગ્યા પચાવી પાડતા,

અને ત્યારે એ કહેતા, ભાઈ, મારી જગ્યાએ શા માટે? બીજી કોઈ પાટ એમને પસંદ નહોતી પોતાની પાટ ઉપર જ 'હાશ' કરીને બેસતા એ, 'હાશ' કેટલી નિરાંત—આરામની હતી! આવતાજતાં બગીચાના ઘાસ ઉપર એ પગ લૂછતા આવતા—એ જ એમનુ પગલૂછણુ હતુ એ ઈશ્વરભાઈનુ માટા પડયા ૮૦ વર્ષે આંખનુ ઑપરેશન કરાવ્યુ આંખો સારી થઈ રાજના છાપા પણ વાંચતા એક દિવસ કહે, 'ખબર છે ભાઈ, મને ઘરડેઘડપણ દાંત ફૂટયો છે! નવો અવતાર મળ્યો છે બહુ જ સ્ફૂર્તિ લાગે છે' એ નવીનભાઈને ઘેર છે અવારનવાર જઈને એમને જોઈ આવુ છુ એ કહે છે, 'બહુ જ સારુ છે ભાઈ! હવે તો આવતી કાલે જ આવીને બેસીશ તમારા વરડામા.' છેક મૃત્યુને દિવસે પણ એમણે કહેલુ કે આવતી કાલે તો વરડામાં આવીશ જ પણ એ ફરી ન આવી શકયા

પૂર્વબાજુની જેમ ઈશ્વરબાપુને કાઢી ગયા એ પણ એ વરડામાથી જોયુ હતુ એમની વાનની લાકડી એ મને આપતા ગયા હતા એ જૂની લાકડી હતી માથે એક પથ્થર બેસાડયો હતો એમણે જાતે જ એ કારીગરી કરી હતી બાળપણમા એ પથ્થર કાઢી લેવા હુ મહેનત કરતો ત્યારે એ કહેતા કે રહેવા દે ભાઈ, રહેવા દે લાકડીમા એક મોરલો છે, ઢાકણાનો આ પથ્થર કાઢી લઈશ તો એ ઊડી જશે! મુર્શિદાબાદના આસ વાસની બનેલી એ દરવાની લાઠી હતી નાટકમા એમને દરવાન થવુ પડતુ ત્યારે એ લાઠી કામ લાગતી એ કહતા કે આ ઘરમા આ દાઢી રાખવાનો ચાલ મારાથી શરૂ થયો છે એ લાકડી વડે જ મોટા ભાઈના એક ચિત્રને મે મઢયુ હતુ

નવીનભાઈ એક રમૂજી માણસ હતા શરત મારીને ચાલુ મેઈલ ટ્રેઈન થોભાવીને એમણે નોકરી ગુમાવેલી વાથી પગુ બનીને ઘરમા સૂતા હતા ચોર ઘરમાં પ્રવેશીને નજર સામેથી બધુ જ કઈ ઉપાડી ગયા, પણ હાલવાની શકિત નહિ! બૂમરાણ કર્યું, પણ કઈ કામ ન

આવ્યુ પત્ની સાથે જરાક ઝઘડો થાય કે તુરત નોકર પ્રેમલાલને બોલાવે, ને કહે, 'મારી છરી લાવ તો આજે હવે ગળામા હુલાવી જ દઉં હવે વધુ જીવવુ નથી ' નોકર એકદમ અભિયાળી છરી લાવીને પાસે મૂકે કે તરત કહે, 'આ શા માટે? મારી પેલી કેરી કાપવાની બુઠ્ઠી છરી લઈ આવ!' આવી તો એમની કેટલી યે વાતો છે એ પણ ગયા

માના મોટા પૌત્ર, મોટાભાઈના મોટા પુત્ર ગુપુના લગ્ન થયા દક્ષિણ બાજુના વરડામા અને માડવામા ચાર બાજુએ ડુમ્મરદીવા ને રગીન ફાનસો મૂકીને મોતીબાગુએ એકદમ ગધર્વનગરી ખડી કરી દીધી હતી નૃત્ય, ગીત અને દેખાવ વડે અદર—બહાર, નાચઘર—બગીચા—વરડા—જોડા સાઁકોનુ આખુ ઘર ઝગમગી ઊઠ્યુ હતુ

એ પછી કલકત્તામા પ્લેગ આવ્યો, ધરતીકપ થયો જોડાસાઁકોનુ મકાન મૂકી ચૌરગી ઉપર રહવા ગયો ત્યા ગુપુ મેનિનજાઈટિસમા માના ખોળામાં માથુ મૂકી સદાને માટે ચાલ્યો મા એની નાની વહુને હૈયે ચાપીને રડયા હતા 'મારો બધો જૂનો શોક આજે હૈયામા તાજો થાય છે ' અને પછી ફરીથી હુ દખણાદા વરડાવાળા મૂળ જોડાસાઁકોના મકાનમા રહેવા ચાલ્યો ગયો

જબ્બર ઝઝાવાત પછી યાત્રાળુઓને લઈને જહાજ પાછુ બંદરે લાગ્યુ હતુ માનુ મન અસ્વસ્થ હતુ એમને કઈ રીતે શાતિ મળે એ જ ચિંતા હતી ત્યાર મા અમાર માટે એવી ચિંતા કરતા હતા દિવસો એમ વીતતા હતા એવામા દિનેશબાબુ આવ્યા એ એક દિવસ ક્ષેત્રનાથ ચુડામણિને બોલાવી લાવ્યા નક્કી થયુ કે રીતસર ભાગવતની કથા કરાવવી માને કહીને બધી ગોઠવણ કરાવી કથાકાર માટે નાચઘરમા આસન ગોઠવાયુ કથાકાર આસન જમાવીને બેઠા બાળક—બુઢ્ઢા, નોકર—દાસી, રામા—ઘાટી, આત્મીય—સ્વજન સહુને સમાચાર પહોચાડયા કે કથા થશે મહિનાઓ સુધી એ ચાલુ રહી કથાકાર ક્ષેત્રનાથે ખૂબ

જમાવટ કરી નગીવાળા પડદાની આડશે ગુપુની વિધવા વહુને પાસે બેસાડીને મા સાંભળતા બેનની ક્ષેત્રનાથની કહેણી અદભુત હતી, એનુ ગળુ પણ મીઠુ હતુ વરડાની જોડાજોડ આવેલુ નાચઘર ત્યારે ઝખવાતી ગંધર્વનગરી જેવુ મ્લાન—ઉદાસીન જણાતુ તેમાં જ ક્ષેત્રનાથ કથક માના મનની સ્થિતિ અનુસાર એક પછી એક ભાગવત—કથા કહે જતો હતો આ રીતે લગભગ એક વરસ ગયુ

તે પછી એક દિવસ રવિકાકાએ બજારગામથી પાછા ફરતાં આવીને કહ્યુ, 'શિવુ કીર્તનીને બોલાવી ગીતો સંભળાવો તારી બાને એ બહુ ગમશે મે પણ એવા ગીતો કદી સાભળ્યાં નથી ' અને એને બોલાવાયો એણે અજબ રંગ જમાવ્યો હતો તો કીર્તનિયો, પણ સાચે જ કલાકાર હતો મોટાભાઈએ દોરેલુ એનુ ચિત્ર છે ભરાવદાર ગોળમટોળ ચહેરો હતો એનો ગોપલીલાના ગીતો એ કઈ રીતે ગાશે એ જ હુ વિચારતો હતો પણ જ્યારે તેણે એ એ કરીને સુરાવટ શરૂ કરી અને આવા—આવા—કહેતાં ગોવાળબાળનુ ગીત શરૂ કર્યુ ત્યારે હુ અવાક થઈ ગયો ઘણા દિવસો સુધી એ ગીતો ચાલ્યાં હતાં મથુરાથી લઈને આખી યે કૃષ્ણલીલા એણે સંભળાવી હતી

ત્યારે ક્ષેત્રનાથ કથકને રજા અપાઈ એ કહેતો ગયો કે રવિબાબુએ આવીને મારી જમાવેલી મિજલસ વીંખી નાખી મારી પાસેથી એક ચિત્ર એ માગી ગએલો એના વર્ણન મુજબ જ એક કમળના ફૂલ ઉપર ઊભેલા બાલકૃષ્ણનુ એ ચિત્ર હતુ એ કહેતો હતો કે હુ એની પૂજા કરીશ તેની સાથે એ છબી કાશી ગઈ તે પછી એના અવસાન બાદ એ છબી કોના હાથમા ગઈ એની ખબર નથી પણ થોડા દિવસ પહેલા એ કયાંક છપાએલી જોઈ હતી

તે પછી એક દિવસ બાએ પણ વિદાય લીધી મોટાભાઈ પણ જોડા સાંકોના મકાનને શૂન્ય કરીને ચાલ્યા ગયા

ધીરે ધીરે સરતા અમારા દક્ષિણ વરંડાના જલસાઓ બંધ થયા રવિશંકર સાથે લખનૌ ગયા હતો ગોમતીને કાંઠે બાદશાહના આમદરબારના ભગ્ન સ્તૂપ ઉપર બેઠાબેઠા અમારા દક્ષિણ વરંડાના દિવસો યાદ આવતા ત્યાર પછી જ્યારે એ વરંડો ખરેખર ખંડેર બની ગયો ત્યારે પણ એની માયા મૂકી મુકાતી નહોતી ભાઈ, બંધુ, નંગી, વિદ્યાર્થી બધા ચાલ્યા ગયા છતાં એ વિશાળ શૂન્ય મકાનના દરવાજા વરંડામાં એકલા અમસ્તા હું પૂતળા બનાવતો વિચિત્રતા વિહાણા મારા જીવનમાં એવી વિચિત્રતા ત્યાર પણ અવશેષ હતી

એવે વખતે એક દિવસ રૂપાવતી આવી ઊભી. એ નાનકડી છોકરી ક્યાંથી આવી તેની ખબર નહોતી એનો ચહેરો નિર્દોષ હતો મેં એને પૂછ્યું 'કોણ છો તું?'

'હું રૂપા'

'આહ! રૂપા? આવ, આવ'

એને જોતા બહુ આનંદ થયો જ્યારે રૂપાવી દીધેલી વસ્તુઓને ફેંદોળતા હતો, અને નવું રૂપ આપતો હતો, ત્યાર એ રૂપાવતી આવી એને પૂછ્યું, ક્યાંથી આવ છે? તારું ઘર ક્યાં?'

'આ અહીંથી જ—પાણીથી' કહેતા જ તેણે રસ્તાના નાકા તરફ આંગળી ચીંધી

'તારે કોણમાણ છે?'

'મા છે'

'શું નામ?'

'કૌમુદી'

'બાપનું નામ?'

'વસંત'

વિચારું છું કે આ કોણ ફેલા આવી? એ માણસ હોય એવું લાગ્યું નહિ. મેં એને પૂછ્યું, 'શું જોઈએ છે તારે?'

'હું અહીં બેસીને જરાક રમું?'

'ભલેને! રમ તું તારે. થોડોક સંદેશ ખાઈશ?'

'ખાઈશ.'

રાઘુને કહ્યું, 'રાઘુ, મારી ફેલા માટે એક સંદેશ લઈ આવ.' મોં ફેરવી તે ચાલ્યો ગયો અને એક સંદેશ અને શકોરામાં પાણી લઈ આવ્યો. ફેલાએ સંદેશ ખાઈ પાણી પી શકોરું એક બાજુ મૂકી દીધું.

'કેવો લાગ્યો?' મેં પૂછ્યું.

ફેલાએ કહ્યું, 'તમારો સંદેશ તો કેવો છે? લોટ જેવો! ગળામાં તો ચોંટી જાય છે. મારી બા જે સંદેશ આપે છે તે તો ઝટ દઈને ગળા નીચે ઊતરી જાય છે. એ વધુ સારો હોય છે.'

'ઠીક; સારું!' એ રીતે રોજ એ આવતી. સંદેશ ખાતી, રમતી અને રમાડી જતી. હું એને લાકડાના લખોટાઓ દેતો, એ એનાથી રમ્યા કરતી. હું બાજુના ટેબલ ઉપર ઢીંગલીઓ બનાવ્યા કરતો. એ કહેતી, 'આ બધી લુછી નાખું'?

ભલે. એ એને ઝાપટીને પછી તેના ઉપર હાથ ફેરવતી. મેં એને પૂછ્યું, 'તારે એક જોઈએ છે?'

'ના; ઢીંગલી લઈને શું કરું? એના કરતાં મને લખોટા આપો.'

'એને શું કરીશ.'

'ભાઈને દઈશ. અમે રમીશું.'

ક્યારેક એ જૂના પસ્તીના કાગળો માગતી. એ તેના બાપને દેશે. બાપ એની કોથળીઓ બનાવીને વેચશે. ક્યારેક વળી ચાના જૂના ડબ્બા માગતી. મા એમાં મસાલા ભરશે.

અમ અ રોજ આવતી ઓચિતી ચૂપચાપ નિ:શ્વીપણે આવે એટલે ખબર ન પડ કે ક્યાથી આવે છે મારા અકાકી દિવસોની એ ગાપડેલી માથી હતી માનવીઓમા પણ એ ફ્કી દીધેલી નકામી વસ્તુ જેવી જ હતી ફગાવેલી વસ્તુઆ જે કઈ અમે વીણી લાવતા તેનાથી હુ બુઠ્ઠો અને એ બાળા વર ગમા બેસીને રમતા અક દિવસ તેણે પૂછ્યુ, 'તમારુ ઘર મને બતાવશો?'

મ કહ્યુ, 'જોવુ છે?' અને રાઘુને બોલાવીને કહ્યુ કે આને અ દર વહુમા પાસે લઈ જા, એને ઘર જોવુ છે વહુમાએ એને પ્રેમથી ખવડા યુ અને અ પાકી ગૃહિણીની જેમ બધુ ફરીફરીને જોઈ પણ આવી એ બહાર આવતા મ પૂછ્યુ, 'કેમ જોયુ ને?'

'હા'

'ઠીક હવે તુ તારે ઘેર જા હુ યે જાઉ મારે નહાવુ—જમવુ છે' દખણાદા વર ડાનો એ છેલ્લો પ્રવેશ ફેલાવતી અને હુ તે પછી હુ માંદો પડ્યો અને એ દશામા જ સાભળ્યુ કે દખણાદો વર ડો કોઈ મારવાડીને વેચાઈ ગયો છે પણ હુ માંદો હતો એટલે મને એક મહિનો ત્યા રહેવા દેવાની મહેતલ મળી હતી

મધુર તોમાર શેષ જે ના પાઈ,
પ્રહર હોલો શેષ

આ 'મધ' તો 'અનત છે પહોર પૂરો થઈ જાય છે પણ એ ખૂટતુ જ નથી કેવુ કેટલુ મધ? આપણા પાત્રો તો એવા વામણા છે કે એમા પૂરુ એક ટીપુ મધ પણ સઘરી નથી શકાતુ ધૂળમા યે મધ, એથી જ તો આમ કહુ છુ

આ રસ્તાની છાતી ચીરીને જતી બળદ ગાડી તો ચીતરી પણ એમ કરતા જે ધૂળ ઊડી તે ક્યા? એ ઊડતી ધૂળ પણ દર્શાવવી

જોઈએ ને? એ [વનોમા અડી, આ ખુરશી ઉપર આ રીતે જ બેસ-બેસે જોતો પેલી બાજુના પણે દેખાય એ વૃક્ષ ઉપર લાલ ધૂળ ઊડતી ઊડતી આવતી, જોતજોતામા એ વૃક્ષ ધૂળથી ઢંકાઈ જતુ ને પછી પાછુ ધીરે ધીરે નવેસરથી પ્રગટ થતુ ધૂળની ડમરી ઊડતી ઊડતી આગળ વધી જતી પેલા વૃક્ષ ઉપર લાલધૂળનુ એક ઝાપટુ પડી જતુ અજબ હતુ એ દૃશ્ય? પણ એ—ઓછુ ચીતરી શકાય? ચીતરી શકો નથી પણ ક્યારેક તક મળે તો ચીતરવુ છે આ ઉતરની ઉમરે પણ મન આ બધુ સચય કરી રહ્યુ છે કયા જનમ માટે સ્તુ હશે એ કહી શકશો?

એક વખત કેમ કરતા કોણ જાણે પણ મારા ચશ્માના એક બાજુના કાચનો એક ખૂણો સહેજ બટકી ગયો, આમ છતા હુ એ જ પહેરી રાખતો કહેતો કે એ તો ઘણુ સારુ થયુ, નાનકી એવી બારી થઈ ગઈ એ વાટે રંગ જોઈ શકાશે. એક વાર નદલાલને કહ્યુ કે જરા મારા આ ચશ્મા ચડાવી જો તો, કેમ લાગે છે? ચશ્મા ચડાવી એણે કહ્યુ "અરે! આમાથી તો મેઘધનુષના રંગો દેખાય છે, ઘણાં દિવસથી કાચ સાફ નથી કર્યાં કે શુ?

મે જવાબ આપ્યો કે—ના એવુ નથી ચિત્રમા જે જે રંગો પૂરુ છુ એ બધા ત્યા સ્પર્શી ગયા છે

આમાર હૃદય તોમાર આપન હાતેર દોલે દોલાઓ
દોલાઓ દોલાઓ.
[મારા હૈયાને તારા હાથના હિચાળે હિચાળજે હો મા
તારા હાથના હિચાળે હિચોળજે રે ]

બાના હાલરડા યાદ આવે છે જવાની વળા થઈ છે જઈશ જ ને? આ ઘાટના પગથિયા તો પૂરા થવા આવ્યા સામે પાર જઈને શુ જોઈશ? ફરી આપણે સૌ ત્યા ભેગા થઈશુ ખરા? કોણ જાણે! એ

જાણી શકાત તો કદાચ ધરતી ઉપર જીવના રહેવાની મઝા મારી જાત અહીં જ બધુ શેપ કરી નાખો, અહીના પાત્રો અહી જ ધોઈ કરીને સ્વચ્છ કરી લો છેલ્લા પ્યાલાનુ છેતુ બિન્દુ સુદ્ધા બધો રસ ત્યા જ એમ્દો થયો છે જેટલા ઊડે જશો તેટલો વધુ રસ પામશો ચીનાઓ તેમની ચાને રૂપક બનાવી મરમ મરખામણી કરે છે તેઓ કહે છે કે ચા ત્રણ પ્રકારની બને છે પહેલા ઉકાળાની ચા બાળકો માટે એ પાતળી ને સોનવરણી દેખાય, તેમા થોડુ દૂધ અને જરાક ખાડ નખાય બીજા ઉકાળાની ચામા રગ અગાઉ કરતા ઠીક ગાઢો બન્યો હોય એ પ્રૌઢો માટે અને પછી ત્રીજા ઉકાળાની ચામા પાણી થોડુ અને ચાનો કવાથ વધુ હોય છે એ જ છેલ્લો પ્યાલો હરકોઈને માટે એ નથી હોતી જેમની ઉમ્મર થઈ હોય, સુખ–દુખના કડવા–મીઠા ઘૂટ જેઓ સાથે સાથ માણી શકે છે તેવા વૃદ્ધો માટે એ છેલ્લો પ્યાલો હોય છે.

શરૂ કર્યું ત્યારના એક પ્રસંગે સમજાવ્યું કે સૂર શીખવામાં હું કદી યે ઉદાસ નહોતો

ત્યારે કલકત્તામાં વેનેસ્લી પાર્ક પાસે મદ્રાસા કૉલેજ હતી તેની સામેના તળાવની પેલી પાર એક ઇટાલિયન આર્ટિસ્ટ ગિલાર્ડી સાહેબ રહેતા હું રોજ સવારે તેમની પાસે રીતસર ફી આપી પેસ્ટલ ડ્રૉઈંગ અને ઑઈલ પેઈન્ટિંગ શીખવા જતો એ તદ્દન ઘરના માણસની જેમ જ મારી સાથે સબંધ રાખતા સ્ટુડિયોમાં એક બાજુ બેની હું ચીતરતો, અને બીજી બાજુ બેસી સાહેબનાં પત્ની બાળકને દૂધ પીવરાવતા બેએક છોકરા નિશાળે જતા એને ખવરાવી—પીવડાવી તૈયાર કરી સ્કૂલે મોકલતા ક્યારેક મારી ગાડીમાં બજારે ફરી આવતા એ મકાનને ભોંયતળિયે માન્ધારા નામનો એક વૃદ્ધ ઈટાલિયન મ્યુઝિક માસ્ટર અને એની દીકરી રહેતા વૃદ્ધ પિતા અને પુત્રીને બહુ સારો મેળ હતો રોજ સવારે પુત્રી પિયાનો વગાડે ને પિતા બેહાલા બજાવે એના સૂર ઉપર સભળાય એ સાભળતો બેઠેબેઠો હું ચિત્રો ચીતરું એક દિવસ સવારે નિત્યની જેમ ચીતરતો હતો ત્યાં નીચેથી બેહાલાના સૂર કાને પડ્યા ને હું ઉદાસ થઈ ગયો ચીતરવું પડતું મૂકી દીધું, જાણે એ સૂર સૂર નહોતા પણ બેહાલાનું રુદન હતું તે દિવસે એ સૂરે સ્પષ્ટ સમજાવી દીધું કે બેહાલાની બૉ, બેહાલાના તાર અને એના બજવૈયાના માનન—તાર એક બની ગયા છે આજે એની સાથે પિયાનાનો સૂર નહોતો ગિલાર્ડીને કહ્યું કે 'સાહેબ, આ બેહાલા આજે રડતો હોય એમ કેમ લાગું હશે? આવું તો ક્યારેય સાભળ્યું નથી?' સાહેબે ઉત્તર આપતા કહ્યું કે 'ચૂપ, ચૂપ! ખબર નથી, કાલે એની દીકરી ક્યાંક ચાલી ગઈ છે, બુઢ્ઢાને એકલો મૂકીને?' તે દિવસે હું ચીતરી ન શક્યો થોડી વાર પછી ધીરેધીરે નીચે ઊતર્યો દાદર પાસેથી ઓરડામાં જોયું તો ડોસો ખુરશી પર બેઠો છે, ખભે બેહાલા રહી ગઈ છે અને માથું વિષાદમાં નીચે ઝૂકી ગયું છે ને તેના રૂપેરી વાળ હવામાં

ઊડી રહ્યા છે તે દિવસે સમજાયુ કે આજે સૂરમા આગ લાગી છે' અતર વાગે તો જન્તર વાગે મનના સ્પર્શ વિનાનુ ગાવુ પણ નિરર્થક છે ને વગાડવુ, ચીતરવુ વગેરે પણ નિરર્થક છે

"નાના છોકરાઓ દિવસી—પટ, ઉમ્મર—ફાનસ, જરા રગરેખા વગેરે ચીતરે છે એ પછી રસ પ્રૌઢ થાય મુધન કાામા આપણે જોઈએ છીએ તેમ રગ, સાજશણગાર વગેરે આવે એ પછી રસનુ એક પગથિયુ આગળ વધતા આવે બહારના રગ ચગ—છૂટ બધુ જ જાણે મેઘલા દિવસની છાયા, સ્નિગ્ધ—ગભીર કલાના આ કેટલાક સોપાન ચડ્યા પછી જ પોતાને કલાકાર કહેવડાવી શકાય

એક વાર કૃષ્ણનગરના એક પૂતળા બનાવનાર મારીગરે જ્યાતિમકાનુ એક પૂતળુ બનાવ્યુ હતુ ચહેરો એવો તો સુદર બનાવ્યો હતો કે બસ જેવો એનો વાન એવી જ એની મુખભગી એમા વિવિધ રગોનુ કામ કરી જ્યારે એ તે લઈને આવ્યો ત્યાર નાના બાળકને પણ ન ગમે તેવુ એ હતુ, એના કરતા તો કૃષ્ણ ભગવાનનુ માટીનુ પૂતળુ સારુ હોય. પૂતળા બનાવવા એ કઈ સહેલુ કામ નથી પૂતળુ ભાવવાહી બનાવવા તેના ઉપર દષ્ટિપૂર્વક અહી તહી જરા જેટલુ રગકામ કરવુ આખની રેખા દોરવી, નાનુ એવુ ટપકુ કરી એને ઘરેણા—અલકાર તરીકે દર્શાવવુ એ બધુ બહુ ચીવટ—મહેનત માગી લે છે પૂતળા બનાવવા હુ ખૂબ મથ્યો છુ છતા હજુ યે એ કલા પોતીકી કરી શક્યો નથી જરા જેટલો 'ટચ' અહી—તહી આપીને વસ્તુને જીવત કરી દેવી એ સહેલુ નથી

એક વાર બોટમા બેસી બહારગામ જતો હતો—સાથે મનીષી * હમણા ઘણા દિવસથી એ દેખાયો નથી એ એકલો એકાકી ક્યા પડ્યો છે

---

* કલાકાર મનીષી દે.

અને શુ કર છે? શુ શીખ્યો ન શીખ્યો તેની કઈ જ ખબર નથી એક વાર લડવા આવે તો તેની ખબર પડે

માર્ગમા રમકડા ભરેલી એક નૌકાને જતી જોઈ બોટ થોભાવી એને પાસે બોલાવી વિધવિધ રગના ઘણી જાતના રમકડા જોયા અમા માટીની કેટલીક આસમાની બિલાડી હતી એ મને બહુ ગમી રાખોડી રગને સ્થાને એમા આસમાની રગ વાપર્યો હતો એ બિલાડી ઠીક ઠીક સખ્યામા ખરીદી બાળકોમા વહેચી હતી એના ઉપર બહુ સરસ 'ટચ' આપવામા આવ્યો હતો પટચિત્રમા પણ એવુ જ છે, એથી જ મને પટ–ચિત્રો ગમે છે એમા બહુ નિપૂણ હાથની રેખાઓ હતી

એક સરસ પ્રસગ યાદ આવી ગયો ઘણા સમય પહેલાની વાત છે મારી પાસે એક વ્યક્તિ આવી એના વડીલ બહુ સરસ મૃદગ બજવૈયા હતા અને પોતે પણ સારુ બજાવે એણે કહ્યુ હતુ કે મૃદગમા સામે બરોબરિયો ન હોય ત્યા સુધી મને મઝા નથી આવતી ગાયક આવતો, એની સામે મૃદગ ઉપર થાપી મારતો, ત્યારે સુખ થતુ એની સામે હારવામા યે આનદ મળે એને બરાબરિયા જોઈતો હતો થોડા સમય પછી એનો પૌત્ર મારી પાસે આવ્યો કહે કે 'પૂરુ થતુ નથી' મે કહ્યુ 'કેમ? આવા વિખ્યાત બજવૈયાનો તુ પૌત્ર અને પૂરુ થતુ નથી? શી વાત છે? વારુ, કેટલો મહિનો મળે તો તુ મારી સાથે રહી શકીશ?' એણે થોડુ ઘણુ માગ્યુ અને મે એને અમારે ત્યા રાખી લીધો ત્યારે મને વગાડવા કરવાનો ભાર શોખ હતો હુ ઈસરાજ વગાડતો શ્યામસુન્દર પણ હતો પેલા છોકરાએ પૂછ્યુ કે 'મારે શુ કરવાનુ છે?' મે કહ્યુ 'કઈ જ નહિ સાજવેળા તુ મૃદગ વગાડજે, હુ સાભળીશ ' પહેલા દિવસે સાજે વરડામા જેમ બેસુ છુ તેમ પાટ જરા ભીત પાસે ખેસવી બેઠો એ મૃદગ બજાવવાનો હતો એણે કહ્યુ કે 'ગીત જોઈએ ' શ્યામસુદરને કહ્યુ અણે ધીરધીરે ગીત ઉપાડ્યુ, અને પેલાએ મૃદગ ઉપર થાપ દેવી શરૂ કરી એણે એવા તો મૃદગ

બજાવ્યા કે બસ, જાણે મેઘની ગર્જના સાભળી રહ્યા છીએ! મૃદગ વાગે છે, જાણે આકાશમા દુદુભિ વાગી રહી છે રવિકાકા લખી ગયા છે, 'બાદલ મેઘે માદલ બાજે' બરાબર એવુ જ આ વાજિત્ર વાગે છે કે મેઘ ગાજે છે એ પારખવુ મુશ્કેલ થઇ પડે તે દિવસે સમજાયુ કે એના દાદા ગણેશની સાથે મૃદગ બજાવવાની વાતો શા માટે કરતા હતા કયારેક કયારેક રવિકાકા પણ આવતા ને મૃદગ સાભળીને ખૂબ ખુશ થતા એ કહેતા કે 'અવન, આને હાથમાથી જવા ન દેતો' એને સમાજમા કામ આપવાની વાત થઇ હતી, પરતુ સમાજના કાર્યવાહકો તરફથી જાણવા મળ્યુ કે બીજો એક બજવૈયો અમારે ત્યા છે એને કાઢીને આને કઈ રીતે લઇ શકીએ? એમ કરતા કરતા થોડા દિવસ પછી એ દરભગાના રાજાની નજરે ચડી ગયો તેઓ તેને વધુ પગાર આપીને મારે ત્યાથી છૂ કરી ગયા! તે દિવસોમા રવિકાકા કયાંક બહાર ગયા હતા પાછા વળતા એમણે પૂછ્યુ કે 'અવન, તારો પેલો બજવૈયો કયા?' મે કહ્યુ 'કાકા, એ તો ચાલ્યો ગયો' ગુણવાનનો ગુણ ઓછો છૂપો રહે છે? આગને ઓછી દાબી શકાય છે? મૃદગ બજાવનાર એ એક જોતો ગીત વેળા ઘણા બજવૈયાને થોભાવવા પડે છે એવા જોરજોરથી તાલ આપે કે એમા ગીત દબાઈ જાય મનમા થાય કે દોડીને હાથ ઝાલી એને અટકાવી દઈએ!

બજાવવાની આ વાત કરુ છુ ત્યારે એક બીજી રસિક વાત યાદ આવી જાય છે એક બીનકાર (નામ નહિ આપું, નહિ તો તમે ઓળખી જશો) બહુ ઉસ્તાદ કલાકાર હતા એમની ખ્યાતિ ખૂબ હતી લખનૌના નવાબ ત્યારે મૂચિખોલામા કેદ હતા તેમને એ બીન સભળાવવા જવાના હતા. પોતે ખૂબ શણગારાયા ચોગા—ચપકાન પહેર્યાં છે ને માથે જરીદાર ગોળ ટોપી મૂકી છે વળી પોતાના નામ સાથે મોટી એવી એક હિન્દુસ્તાની ઉપાધિ પણ લગાડી દઈને 'અમુકજી બીનકાર' બની ગયા. વીણાને પણ વિધવિધરગી મખમલી ગલેફથી શણગારી છે એમના

મનમાં હતું કે વીણાવાદનથી નવાબને ખુશ કરી કંઈક સારી એવી રકમ મેળવી લઈશ અને એ ખ્યાલે એક સવારે એ વીણા લઈને મૂચિખોવા પહોંચ્યા. સમાચાર જણાવાયા કે 'કલકત્તેસે એક બડા બીનકાર આયા હૈ હજૂર કે દરબાર મેં' સમાચાર મોકલી ભાઈ તો દીવાનખાનામાં બેઠા. નવાબ ઊઠ, હાથમોં ધૂએ, એ કંઈ જેવી તેવી વાત છે? નવાબે ઊઠી, હાથ-મોં ધોઈ, તૈયાર થઈ, પાન ચાવતા ચાવતા હોકાની નળી મોમાં લઈ, મજલિસમાં બેસતા બેસતા હુકમ કર્યો કે 'જાઓ તુમારા બીનકારકો બુલાઓ' નવાબનું ફરમાન જાણી બીનકારે ઉપર જઈ નવાબને સલામ કરી અદબપૂર્વક નીચે બેસી એક પછી એક વીણાના ગલેફ ખોલવા શરૂ કર્યા નવાબ પાસે જનારા બજવૈયા પ્રથમથી જ વીણાના તાર બાંધી-મેળવી જતા ને ત્યાં જતા જ વીણા-વાદન આરંભી દેતા આપણા બીનકારે ત્યાં બેસીબેસી જ થોડી વાર સુધી તાર બાંધી સૂર મેળવ્યા, અને હજુ એ વીણા હાથમાં ગોઠવે ના ગોઠવે અને વીણાના તાર ઝણઝણાવે ત્યાં તો નવાબ બોલી ઊઠ્યા, 'બસ કરો!' નવાબી મિજાજ! એ 'બસ' કહે એટલે શું તે તો સમજ્યા ને? બીનકાર વીણા સમેટી ઊઠતો હતો ત્યાં નવાબ બોલ્યા, 'દીવાન, આને સો રૂપિયા ઈનામ આપો અને કહી દો કે અબ દૂસરી બીજી વાર આવશે તો અનું બીન છિનવી લેવામાં આવશે' પણ નવાબની વાત જવા દો હું પોતે પણ ક્યાં ઓછો નવાબ હતો? એક કાળે મેં યે નવાબી કરી હતી ને? નાચ-ગાન-વાદન કંઈ બાકી નહોતું રાખ્યું તમને તો એ બધું કહ્યું છે પણ મારાથી સંગીતકાર ન થવાયું અંદર જ સૂર ન હોય પછી જંતર વગાડીને શું કરું? છતાં કોને હાથે કઈ રીતે સૂરનું પંખી પકડાય છે એ કોણ કહી શકે?

એ દિવસોમાં એક છોકરો અવારનવાર મારી પાસે આવતો એ સારંગી બજાવતો. પ્રફુલ્લ ઠાકોરના દીકરાના લગ્ન હતા ખૂબ ધામધૂમવાળી મોટી મહેફિલ હતી ત્યાં ગયો હતો સાંભળ્યું કે એક

બજવૈયો આજ સૂરબહાર બજાવવાને છે એની બહુ વાતો થતી હતી મનમા થતુ હતુ કે કોણ જાણે કેવો ય ઉસ્તાદ બજવૈયો હશે સભામા બેઠા વીણાવાદન શરૂ થયુ જોઉ છુ તો પેલો એક છોકરા એક વીણા લઈને આવ્યો છે પરતુ એ ઓળખાતો નહોતો મે એને કહ્યુ 'તું જ વીણા બજાવવાનો છો કે શુ ?' એણે કહ્યુ, 'હા, હજૂર થોડુ થોડુ શીખ્યો છુ ' મે કહ્યુ 'સારુ, સારુ, બજાવ, સાભળીએ ' આજે યાદ આવે છે કે જેને આવડોક નાનો સારગી વગાડતો જોયો હતો તે છોકરો એકાએક એક ઉસ્તાદ—મહા ઉસ્તાદ બની ગયો છે ને સભા મહેફિલમા વીણા—વાદન કરી રહ્યો છે તેથી જ થાય છે કે એક કાળે કઈ જ ન જાણનાર એક દિવસ મહાન કલાકાર પણ બની શકે છે

એક વધુ વાત એક વાર બગાળી નાટક જોવા ગએલો વૃદ્ધ અમૃત બોઝ—ભદ્ર સજ્જન, બાજુમા જ બેઠા હતા અને બીજા એક નામ તો ભૂલી ગયા છુ પણ એ મિનર્વા થીએટરના પડદા ચીતરના, અને સ્ટેજ ડેકોરેશન કરતા, મે જ એની ભલામણ કરલી—તે પણ એક બાજુ બેઠા હતા. થોડુક કઈક બજવાયુ અને મે અમૃત બોઝને કહ્યુ કે 'જુઓ ભાઈ, તમારા અભિનેતા ને અભિનેત્રીઓ સિંહાસને બેસે છે, પણ એમને બેસતા જ આવડતુ નથી લોકો કેમ ગડગડાવવો એ પણ એ જાણતા નથી તે માટે એક સ્ટુડિયો કરો કે જ્યા તેઓ આ બધુ શીખી શકે જેમને બરાબર ઊઠતા—બેસતા યે નથી આવડતુ તેઓ નાટક શુ કરશે ?' તેમણે જવાબ વાળ્યો કે 'તમે કહો છો તે ખરુ છે હવે એ કરવુ પડશે.' એક રાત્રે સ્ટાર થીએટરમાં ગયો હતો. ત્યા એક કલાકારે એક પ્રવેશમા રાજસભાનુ દશ્ય ચીતરીને પાછળ ટીગાડી દીધેલુ વિરાટ સભાનુ દશ્ય હતુ. ખડની અદરના થાભલા, સરસામાન વગેરે કઈ જ એણે બાકી નહોતુ રાખ્યુ. હવે એ જ દશ્યમા રાજાનુ સિંહાસન આવતુ હતુ રાજસભાના દશ્યના પર્સપેક્ટિવમા જ્યા પનલૂછણુ મૂક્યુ હતુ, ત્યા જ એક ખુરશી ઉપર રાજા બેઠા ચિત્રમા

વધુ પર્સપેકટિવ થવાનું ફળ જોયું ને? રાજાનું સ્થાન પગલૂછણાની જગ્યાએ ગયું!

એક બીજી વાર પણ આ પર્સપેકટિવના ફંદામાં ફસાયો હતો એક વિદ્યાર્થીને કારણે નંદલાલ વગેરે ત્યારે ભણતા હતા હું આર્ટ સ્કૂલમાં કામ કરતો રશિયાથી એક બાનુ આવેલા એ કહે કે મારે બુદ્ધનું એક ચિત્ર દોરવું છે તે માટે એક ઓરડો આપો એને ચિત્ર ચીતરવું હતું, એટલે ઓરડો આપવો જ જોઈએને? આખરે તમારા ભાઈ જે ઓરડાને ડ્રૉઈંગરૂમ લેખે વાપરતા હતા એ ઓરડો એને આપ્યો એણે ઓરડાની ચાવી માગી લીધી કહે કે 'દરવાજો બંધ કરી નચિંતપણે ચિત્ર ચીતરીશ' મે કહ્યું 'ભલે' એ રોજ આવે ને ચિત્રકામ કરે વચ્ચે વચ્ચે હું તે જોઈ આવું એણે ઉત્તર તરફની આખી ભીંત કાગળથી આવરી દીધી હતી કામ ન કરતી હોય ત્યારે એ તેના પર પડદો ઢાંકી દેતી વિદ્યાર્થીમાંથી કોઈ એ શું કરે છે તે જોવા પામી શકતું નહિ નંદલાલ કહે કે એ કઈ રીતે ચીતરે છે તે અમારે જોવું છે મે એ રશિયન બાનુને કહ્યું કે તમે કઈ રીતે ચીતરો છો તે એક વાર અમારા વિદ્યાર્થીઓને બતાવો એણે કહ્યું કે હવે થોડા દિવસમાં મારું પેન્સિલ ડ્રૉઈંગ પૂરું થયેથી બતાવીશ કેટલાક દિવસ પછી એણે કહેવડાવ્યું કે હવે આવી શકો છો નંદલાલ વગેરેને લઈને ગયો એણે ચિત્ર ઉપરનો પડદો સેરવી લીધો જોયું તો દીવાલ આખી ઢાંકનારા એ કાગળો ઉપર બુદ્ધની સભાનું એક જબરદસ્ત ચિત્ર! ઓ બાપ! પર્સપેકટિવ પણ એટલી મૂકી છે કે નીચેથી ઉપર સુધી જોઈ જાઓ, પણ બુદ્ધદેવ ક્યાં બેઠા છે એ નજરે પણ ન પડે! એને આપણે શું કહીશું? ચિત્ર? કે પર્સપેકટિવ? એને પૂછ્યું તો કહે કે 'કરેક્ટ પર્સપેક્ટિવ થયું છે' નંદલાલ કહે કે 'પર્સપેક્ટિવ શિરોમણિ થયું છે, પણ આમાં ચિત્ર જેવું કંઈ નથી' પછીથી સાંભળેલું કે એ જ ચિત્ર કોઈ રાજાજીને સારી કિંમતે વેચી ને બાઈ એને દેશ ચાલી ગઈ હતી

કલાનારનુ મન સુખદુ ખના, માનઅપમાનના કેટકેટલાય ઘૂટડા પાન કર્યા પછી તૈયાર થાય છે અમે બધા તો રખડુ પ્રકૃતિમાતાના લાડકવાયા જરાક બગડેલા એટલે જરા અતડા પણ ખરા સહુની સાથે તુરત મેળ ન મળે સાચુ જ કહુ છુ સુખદુ ખની લાગણી અમને જલદી સ્પર્શે છે અને જીવનનો ઉપભોગ કરવાની અમારી શકિત પણ વધુ હોય છે પ્રકૃતિએ અમને બધુ યે ઝાઝુ કરીને આપ્યુ છે એના લાડકવાયા ખરાને, તેથીસ્તો જરાક પ્રકાશ જોયો ને તુરત બહાર નીકળી પડીએ સેન્ટીમેન્ટલ? બગભર એમ નહિ છતા બેશક એવુ જ કઈક અમને એ કાળે સાભળવા મળતુ એ વખતે શુ થયુ હતુ?—આ ભાવુકતા માટે જ બે છોકરાઓને કેવા ટોણા સાભળવા પડતા! રવિકાકા જીવતા અહી શાન્તિનિકેતન આવ્યો હતો વહેલી સવાર સૂરજ ઊગ્યા પહેલાં જ ખોવાઈઓ તરફ દોટ દેતો એક વાર તો દોડતા દોડતા તાડ વૃક્ષ વટાવ્યુ એ પછીની બે ખજૂરીઓ પણ વટાવી ગયો અને એ પછીના શરવૃક્ષની પાસે પહોચી ગએલો ત્યા બે વિદ્યાર્થીઓને જોયા એ પણ કદાચ ફરવા નીકળી પડયા હશે તેમણે કહ્યુ કે 'જરા પાછુ વાળીને જુઓ તો, કેવો સરસ સૂર્યોદય થઈ રહ્યો છે!' હુ તે વખતે પણ હાફતો હાફતો ચાલતો જ હતો, 'મે કહ્યુ જાવ, જાવ, શુ સુદર સૂરજ ઊગ્યો છે એ તમે જ જોતા રહો હુ તો ચાલી ચાલીને થાકી ગયો ફરીને પાછો આવ્યો તો રવિકાકા ચા પાસે મારી રાહ જોતા બેઠા છે ઉતાવળો ઉતાવળો ત્યા બેસી ગયો મને કહે 'કયા ગયો હતો તુ? હુ તો અહી ચા માટે તારી રાહ જોઈ રહ્યો છુ ચાલ, હવે શરૂ કર' કહીને એમણે એક પછી એક વસ્તુ મારી નજીક મૂકવા માડી પણ રવિકાકાની પાસે બેસીને ખાવુ એટલે શુ એ તો ખબર છે ને? ત્યારે હુ ચા સાથે માત્ર બ્રેડ જ લેતો રવિકાકા કહે 'જરાક ગોળ ખાનો હો તો? ગોળ તો બહુ સારી ચીજ છે' સવારના પહોરમાં ગોળ! મુશીબત થઈ! હુ આ બાજુ તે બાજુ જોવા લાગ્યો ત્યા તો રવિકાકાએ ફરી એક મોટી કેક આગળ મૂકી ને કહ્યુ કે 'મરખી રીતે

ખા ’ છરી વડે એમ ટુકડો કેક કાપી લઈ બાકીનો ભાગ મે ધીરેધીરે ઍન્ડ્રુઝ સાહેબ તરફ દેતી દીધો ને એમણે એ બધુ યે ઉદરસ્થ કર્યું એમની પાચનશકિત ઘણી સારી હતી ખેર, સવારની આપદા તો ટળી પ્રતિમાને કહ્યુ કે ‘જો પ્રતિમા, હુ અહી છુ તેટલા દિવસ આ ચા—બા તારી પાસે જ મને પીવડાવી—ખવડાવી દેજે વારેવારે મને સિહના મોમા ન ધકેલશો ’ તેના વગતા દિવસથી વહેલો ઊઠી, ઝટપટ પ્રતિમા પાસે જઈ, ચા—બા પતાવીને જ ફરવા નીકળતો પાછો વળતા જ રવિકાકા કહે કે ‘અવન, ચા ન પીધી ?’ અને હુ માથુ ખજવાળીને કહેતો કે ‘પ્રતિમાએ એ બધુ વહેલુ પતાવી દીધુ ’ ત્યારે સ્મિત કરીને કહેતા કે ‘હ સમજાયુ ’

તે દિવસોમા વિદ્યાર્થીઓ એવા ‘સેન્ટિમેન્ટલ ’ હતા ! ‘ઓહ, અહી કેવો સરસ સૂર્યોદય છે !’ આહ, જાણે કેમ બીજે કયાય એવી કોઈ ચીજ જ ન હોય ! એની જ એક બીજી વાત પણ સાભળવા જેવી છે ત્યારે કારપ્લેજ પણ અહી હતા. સાજે આ રસ્તા ઉપર જ ટેબલ ગોઠવાતા બધા સાથે બેસીને ચા પીતા ચા પીને કારપ્લેજ અને હુ ફરવા નીકળતા રોજની જેમ એક દિવસ અમે બેઉ કલા વિષે વિધવિધ વાતો કરતા ફરતા હતા ત્યા ધુમ્મસની એક હળવી ચાદર ધીરેધીરે આગળ આવી આશ્રમના શાલવન ઉપર થોડીક વાર વિરામ કરી ધીરેધીરે વિખરાઈ ગઈ બરાબર સધ્યા સમયે જ અમે બેઉ એ જોઈને મુગ્ધ બની ગયા અમે બેઉ એકી સાથે બોલી ઊઠયા કે ‘વાહ ! કેવુ અજબ સરસ !’ અમારા મોમા બીજા કોઈ શબ્દો નહોતા માત્ર વિસ્મયસૂચક ‘વાહ વાહ ’ જ હતી ત્યા પાછળથી રથીદા બોલી ઊઠયા ‘એ કઈ જ નથી નથી વાદળી કે નથી ધુમ્મસ એ તો છે ચોખાની મિલનો ધુમાડો !’ અરે, અરે! તમે આ શુ કર્યું રથીદા ! તમે અમારી આટલી ભાવુકતાને —અમારા કવિત્વને આ રીતે ધૂળમા મેળવા દીધુ ? કારપ્લેજ પણ બોલી ઊઠ્યા કે આ રીતે અમારા સ્વપ્નને ખડિત શા માટે કર્યું ? તમે

જાણતા હતા એ બસ હતું; અમને કેમ કહ્યું? જોયું ને, શું થયું તે? અમને બન્ને કળાકારોને ઠીકઠીક બેવકૂફ બનાવ્યા!' ત્યારે શાન્તિનિકેતનમાં ખૂબ મઝા હતી. પરોઢમાં ઊઠતો. રવિકાકા તો થોડુંથોડું અંધારું હોય ત્યાં જ ઊઠી જતા. એ જ એમનો નિત્યક્રમ હતો. દરવાજો ઉઘાડો હોય. વર્ષાની ઝીણી ઝરમર ચાલુ હોય, હાથ-મોં ધોતાં જ ઉપર નજર પડે. રવિકાકાના ઓરડામાં ઉપલી અભરાઈએ દીવો બળતો હોય: જાણે શુક્રનો તારો ચમકી રહ્યો છે. ને મનમાં થતું જાણે શાન્તિનિકેતનના આ આખાયે આશ્રમ ઉપર એક આકાશપ્રદીપ જલી રહ્યો છે, અને અમે નાના મોટાં સૌ એની તળે નિર્ભય પણે વિચરી રહ્યાં છીએ.

મારે કોઈ સમાનધર્મી જોઈતો હતો, પણ કોઈ મળતો ન હતો. ગણેશ ન મળતાં લાકડાના ગણેશથી કામ ચલાવ્યે જતો હતો, ત્યાં રવિકાકાએ ચીતરવાનું શરૂ કર્યું. તેથી મને અત્યંત આનંદ થયો. મનમાં થયું કે ચાલો, આખરે મારગનો સાથી મળ્યો. હવે એક મહા ઉસ્તાદ આપણી સાથે છે. હવે તો અવસ્થાને આરે પહોંચ્યો છું. ઝાઝું જોમ રહ્યું નથી. હવે તો કોઈ હરીફ ન આવે તો સારું. પણ એમ શા માટે? આવે એમ જ ઇચ્છું છું. તો સારું જ થશે પરંતુ કોઈ દેખાતું નથી. હજુ મેં અંદર—મનમાં ઘણું યે રહ્યું છે. એ એમ કોઈ પામે પરાજય સ્વીકારે તેમ માનો છો? પણ એવું નથી.

એક વયોવૃદ્ધ ઉસ્તાદનો શિષ્ય દિગ્વિજયી પહેલવાન બનેલો. દેશ—વિદેશમાં એની નામના હતી. સહુને એ કુસ્તીમાં હરાવતો એટલે કોઈની હિંમત ન ચાલતી તેની સામે ઊભવાની. એક વાર એને મન થયું કે હવે ગુરુની સાથે કુસ્તી લડીને વધુ નામ કાઢું. રાજાએ એ સાંભળી તે માટે ગોઠવણ કરવા હુકમ કર્યો. શેરીએ શેરીએ ઢંઢેરો પિટાઈ ગઈ કે દિગ્વિજયી પહેલવાન...હવે તેના ગુરુ સાથે કુસ્તીમાં ઊતરનાર છે. નક્કી થએલા દિવસે અને સમયે તે જોવા માટે મહા મેદની જામી ગઈ. વૃદ્ધ પહેલવાનને રાજાએ હુકમ કર્યો. એણે કહ્યું કે 'હજૂર, હું

તો હવે વૃદ્ધ થયો છું શરીરમાં હવે જોર નથી. મારી જગ્યાએ તો જુવાન છે' પણ રાજાના ફરમાનને અવગણવાની હિંમત કેમ થાય? બીજી તરફ તેના દિગ્વિજયી શિષ્ય પેંતરા રચી રહ્યો હતો જાણે એમ કહેતો હતો કે આ બુઢ્ઢાને પછાડતાં કેટલી વાર! વૃદ્ધ શું કરે? સલામી દઈ, લંગોટ કસી, નીચેથી થોડીક માટી હાથમાં લઈ એ અખાડામાં પ્રવેશ્યા કુસ્તી શરૂ થઈ શરૂના થોડા દાવમાં વૃદ્ધ હાર્યા દિગ્વિજયી શિષ્ય સહજ વાતમાં એને હરાવી દેતો સૌના મનમાં થયું કે હવે થોડી વારમાં બુઢ્ઢા પડ્યા જ સમજો છેલ્લા દાવમાં જેવો શિષ્ય આગળ આવ્યો એવા જ વૃદ્ધ ગુરુએ એક એવો દાવ અજમાવ્યો કે પળવારમાં જ શિષ્ય કેટલેયે દૂર ફંગોળાઈ ગયો! પ્રેક્ષકસમૂહ છક થઈ ગયા ગુરુએ શિષ્યને પૂછ્યું 'કેમ, પટ્ઠું?' શિષ્યે હાથ જોડી પ્રણામ કરતા કહ્યું 'ઉસ્તાદજી, યહ પેચ તો આપને શિખલાયા નહિ' વૃદ્ધ ગુરુએ કહ્યું 'નહિ બેટા, યહ પેચ તો આજ કે વાસ્તે રખ્ખા થા જાનતા થા કિ તુમમેં એક દિન ઉસ્તાદકે સાથ કુસ્તી લડનેકા શૌખ હોગા, ઉસ દિન કે લિયે યહ પેચ રખ દિયા થા'

મારે માટે પણ એવું જ થયું છે બરાબર આવી જ વાત મને મારા એક વિખ્યાત વિદ્યાર્થીએ કરેલી આર્ટ સોસાયટીમાં પેલા પંખીઓનો મારો સેટ પ્રદર્શિત કર્યો હતો એ જોઈને એણે કહેલું કે 'આ રીત તો તમે અમને શીખવી નથી' મેં ઉત્તર આપેલો કે 'બધું જ તને શીખવી દેવાય ખરું? ઘણા પેચ આજે યે શીખું છું ને રાખી મૂકું છું ક્યારેક તમે કુસ્તી કરવા આવશો ત્યારે શીખવીશ'

રવિકાકા ઘણીવાર કહેતા, 'અવન તો પાગલ છે પાગલ' અને એ ખરું જ છે મને પણ ક્યારેક ક્યારેક લાગે છે કે કોણ જાણે કદાચ કો'ક દિવસ સાચે જ પાગલ થઈ જઈશ અને કદાચ આગલા ગાળામાં હું પાગલ થઈ જ ગયો હોત, પણ આ 'પૂતળા બનાવવાના નાદે મને બચાવી લીધા છે આ નાદમાં જ મશગૂલ રહીને બીજી વાતોને વિસર્યો રહ્યો

છું. નહિ તો કોણ જાણે શી યે દશા થઇ હોત મારી આજે ? જીવનમાં એક તબક્કો આવે છે જ્યારે આ બીજું બધું વિસરવાની જ મુખ્ય જરૂર હોય છે. એક વાર વિચાર્યું કે ફરીથી લખવામાં મન પરોવીશ, પણ એમા મગજ ચલાવવાની જરૂર રહે છે. હવે એવું મગજ ચલાવવું પડે તેવું કામ કરવા દિલ નથી. વાતો કરું છું. કારણ એ મનનું કામ છે. હવે આ મનનું કામ અને હાથનું કામ જ મને રુચે છે ને તેથી પૂતળાં ઘડવામાં પણ મને તકલીફ નથી થતી. એમાં હાથ, આંખ અને મન ત્રણે ય બરાબર કામ કરે છે. બીજું કંઈ વિચારવાની યે ઇચ્છા થતી નથી. રવિકાકાએ 'વૈકુંઠનો ચોપડો'માં તિનકોડીના મોં દ્વારા જે શબ્દો મારે મોઢે બોલાવ્યા હતા "જીવતર આખું મારે માટે કોઇએ ચિંતા કરી નથી, અને હું પણ કોઇની ચિંતા કરતા શીખ્યો નથી." તે જ મારું ખરેખરું રૂપ છે. રવિકાકાએ મને બરાબર ઓળખ્યો હતો. તેથી જ તિનકોડીની ભૂમિકા મને આટલી હૂબહૂ ફાવી ગઈ હતી. એ બધી વસ્તુ માત્ર અભિનયથી નથી આવતી. કરે તો ખરો બીજો કોઇ તિનકોડીની ભૂમિકા. મારા જેવી ભૂમિકા એ નહિ જ ભજવી શકે. એ તિનકોડી જ છે મારી સાચી છબી—મારું અસલ રૂપ. હું મારા પોતાનામાં જ મસ્ત રહું એ ગમે છે. કોઈ અન્યને માટે વિચારવું મને નથી ગમતું. અને તેમ મારે માટે કોઇ ચિંતા કર્યા કરે તે પણ ગમતું નથી. હું તો ચિરકાળનો પાગલ છું. મારું એ પાગલપણું ક્યારે ય ગયું નથી. મારું નામ જ હતું બોમ્બેટે. જક્કી પણ ખરો જ, એક વાર જીદ લીધી એટલે એ કર્યે જ છૂટકો. તેથી જ સહુએ મને એ નામ આપેલું. રવિકાકા પણ સદાયે મને ઓ "ગંડુ," "પાગલા" કહીને જ બોલાવતા. હું પણ એમની નિકટ જતાં જાણે નાનો બાળકો બની જતો. હજુ હમણાં સુધી રવિકાકા વગેરે પાસે જતાં હું મારી વય વિસરી જઇ એ જ પાગલો ગંડુ બની જતો—તેઓ પણ મને સદાયે એ જ દૃષ્ટિએ જોતા. થોડા સમય પહેલા જ્યારે પત્ની સાથે શાન્તિનિકેતન આવ્યો

હતા ત્યારે રવિ કાકાના હુકમ મુજબ પ્રતિમા અને કારમ્પજીએ મળીને અમારા ઊતારા એવા શણગારેલા જાણે એ જ અમારુ બાસર ઘર* હોય—પણ મે બધુ ય ધીરે ધીરે ઉપાડીને એક બાજુ મૂકી દીધુ કારણ જાણે કઇક મનુ થઇ જાય યા બગડી જાય તો—એ વિચારે અને મારુ પોતીકુ બિસ્તર જ પાથરેલુ સવારે ઊઠતા વત જ સાભળવુ પડ્યુ કે "આ બધુ તે શુ કર્યુ ? અને ફરીથી બધુ સરખી રીતે શણગારવી દીધુ "

જ્યોતિકાકા પાસે રાચી ગયો ત્યારે તો હુ કેટલો મોટો, દીકરા—દીકરી—પૌત્ર પૌત્રી ચાર બાજુ વીંટળાયેલા હતા જ્યોતિકાકા રોજ સવારે ટણ ટણ ટણ કરતા રિક્ષામા ફરીને પાછા વળતા, ત્યારે અમના ખોળામા 'કેઇક'નુ એક બાક્સ હોય જ રિક્ષામાથી ઊતરી કેઇકનુ બાક્સ મારા હાથમા મૂકીને એ કહેતા—"જો અવન, આ તારે માટે લાવ્યો છુ તુ ખાજે હો, પૌત્ર—પૌત્રી ને દોહિત્રી—દોહિત્રાથી ભરા ભર્યા ઘરમા સહુને મૂકીને મારે માટે પોતાને હાથે જ બજારમાથી 'કેઇક' તેઓ લાવતા અને એ મારા હાથમા મૂકી વારે વારે કહેતા કે તુ ખાજે હો, તારે માટે જ લાવ્યો છુ " આવુ થતુ ત્યારે હુ બહુ મૂઝવણમા પડી જતો ને કહેતો કે, આપે શા માટે તકલીફ લીધી? નોકરોમાથી કોઈકને કહ્યુ હોત તો તેઓ જ ન લઈ આવત? પણ એમ થતુ નહિ ને થશે યે નહિ. નાના બાળકોને જેમ પિપરમેન્ટ ભાવે છે તેમ અવનને 'કેઇક' ભાવે છે એથી એ જાતે જ લાવી આપવી પડશે

આ રીતે જ તેઓ સદૈવ મારી તરફ જોતા. હજુ યે ક્યારેક ક્યારેક સ્વપ્નમા જોઉ છુ કે બાપુજી પાછા આવ્યા છે અને હુ નાનો બાળક બની ગયો છુ એકદમ નચિન્ત અને એ શમણામા હુ આનદથી નાચી ઊઠુ છુ આવુ સ્વપ્ન હુ લગભગ જોઉં છુ—જાણે બા—ફૈબા બધા ઘેર છે

---

* બાસર ઘર મધુરજનીનો શયનખંડ

હુ પણ આવો મોટો જ છુ બાળકોથી ઘર ભર્યું ભાર્યું છે બાપુજી
જાણે ક્યાંક ગયા હતા તે પાછા ફર્યા છે ઘર એકદમ ઝાકમઝોળ છે
ચારે બાજુ બધા કઈ ને કઈ કામમા પરોવાઈ ગયા છે હુ આનદથી
મગ્ન થઈ ગયો છુ કે જાણે, હવે નિરાત થઈ ગઈ બાપુજી આવી
ગયા એટલે હવે કઈ ચિતા નથી પરતુ બાપુજી જાણે બે દિવસ પછી
જ ચાલ્યા જવાના છે એવો વૈરાગ્ય ભાવ એમના મો પર કળાય છે
સ્વપ્નમા એની વેદના હૈયે વાગી ઊઠે છે ને નિદ્રા ઊડી જાય છે મારા
બાપુજી હતા અજાતશત્રુ અજબ હતુ એમનુ દિલ અને એમનુ
વર્તન એમની પાસે આવનાર કોઈને રે તે પછી દુખ જેવી કોઈ
વસ્તુ રહેતી નહિ આવુ આનદમય હતુ એમનુ સાન્નિધ્ય મારા
બાપુજીની એક કવિતા યાદ આવે છે એની એક લીટીમા જ મારા
બાપુજી અને જ્યોતિનગનુ ચરિત્ર સ્પષ્ટ થયુ છે—અમણે લખ્યુ છે કે—

ભાતે યથા સત્ય હેમ, માતે યથા વીર,
ગુણજ્યોતિ હર યથા મનેર તિમિર.

એ બહુ નાની વાત હતી તેમની પાસે પહોચના મનનુ બધુ યે
તિમિર—બધી યે મૂઝવણ દૂર થઈ જતી ચા બાજુ આનદનુ વાતાવરણ
છવાયુ રહેતુ ઉન્નત, આનદ મુક્તહાસ્ય—જેણે એ જોયુ—સાભળ્યુ
ન હોય તેને માટે એ સમજવુ સહજ નથી એવુ હસતા મે બીજાને
જોયા નથી બાપુજી અને જ્ઞાનિકાકાને ખૂબ જ મેળ હતો એ બેઉ
સાથે જ આર્ટ સ્કૂલમા ગયેલા—હુ જ્યારે આર્ટ સ્કૂલમા હતો ત્યારે
જૂના દફતરમા મે એ જોયેલુ

બાપુજી જેવુ મિત્રોનુ સુખ આ ઘરમા બીજા કોઈને નહોતુ
નરસિમને મિત્રો મ ય પણ અમિત્રો વધુ મળ્યા બાપુજીને પરિભ્રમણ
ખૂબ ગમતુ અવારનવાર પશ્ચિમ તરફ આટો મારી આવતા એમનુ
અતિપ્રિય સ્થાન હતુ અમૃતસર અમૃતસરના સુવર્ણમદિર નામે લાખો

સમય બેઠા રહેતા અને મંદિરમા ભોગ ચડાવતા અમૃતસરના એ મંદિરનુ હરકોઇ બાપુજીને ઓળખતુ ત્યાંની હૉટલના ખાનસામાને બબર્ચી સુદ્ધા. એક વાર મોટાભાઈ અમૃતસર ગયા ત્યાર બાપુજી જ્યા ઉતરતા તે જ હૉટલમા ઉતરલા ત્યારે ત્યાના બુઢ્ઢા બબર્ચીએ બાપુજીનુ નામ લઈને પૂછેલુ કે તેઓ ક્યા છે? બાપુજી જ્યાર આ રીતે પશ્ચિમનુ પરિભ્રમણ કરતા ફરતા ત્યાર અમે તો કેવડાક હઈશુ, છતા નિયમિત પણે તેમના પત્રો આવતા, અને પત્રો લખતા, પણ તેમણે જ અમને શીખવ્યુ કઈ રીતે કાગળ લખાય, ક્યા કઈ ભૂલ થઈ છે તે બધુ અમને કાગળ લખીલખીને શીખવતા પત્રલેખન નિયમસરનુ અમારે શીખવુ પડતુ અમાર ત્યા એક પંડિત આવતો તેની પાસે પણ અમારે પત્રલેખન શીખવુ પડતુ હતુ બાપુજી અમને પૂછાવતા કે કોને શુ જોઈએ છે તે લખજો એક વાર તેઓ દિલ્હી—આગ્રા બાજુ હતા હિન્દુમેળામા દિલ્હીના જે નમુનો જોયેલો તે મારા મનમા હતો મે લખ્યુ કે મારે માટે આગ્રા દિલ્હીની છબીઓ લાવજો બાપુજી પાછા ફર્યા ત્યારે મોટાભાઈઓને—જેણે જે માગ્યુ હતુ (એ સારી, સુંદર ને કિંમતી ચીજો જ હશે.) તેને તે મળ્યુ મારે માટે નીકળ્યુ એક કાગળનુ ફીંડલુ મે માન્યુ હતુ કે હિન્દુમેળામા મૂકેલા દિલ્હીના નમુના જેવુ જ કંઈ હશે ફીંડલુ ઉઘાડીને જોયુ તો આગ્રા—દિલ્હીના કેટલાક પટ ચિત્રો સાદા કાગળ ઉપર જેવા કાનિઘાર—લખનઉના પટ ચિત્રો આવે છે તેવા, હાથે દોરેલા આગ્રા, દિલ્હીના ચિત્રો હવે એવા પટચિત્રો મળતા જ નથી એ બધા જળવાયા હોત તો આજે એ ખૂબ મૂલ્યવાન થાત પણ ત્યાર તો હુ બાજુ શુ કરુ, વારે વારે ઉઘાડી ઉઘાડીને જોતો ને થોડાક દિવસો પછી એના ચિરાડીયા ઉડાડીને કોણ જાણે ક્યાય ઉડાડી મૂક્યા એ બધી વસ્તુનુ મૂલ્ય ત્યારે હુ ઓછુ કંઈ જાણતો હતો?

બાપુજી મારા વિષે કહેતા કે, "આને હવે મારે વિદેશ નથી મોકલવો આ મારી સાથે ફરતો ફરતો ભારતવર્ષને જોશે, જાણશે આ દેશ

જ એને નગખી રીતે બનાવીશ." એમ જ થયું. બાપુજીનું અવસાન થયું ને મારું વિદેશ જવાનું ન થયું હજુ યે આ ભારતવર્ષને જ જોઉં છું ને ઓળખી રહ્યો છું. મોટા થયા પછી પણ જ્યારે ચિત્ર કામમાં જ મગ્ન રહેવા લાગ્યો ત્યારે બાને ચિંતા થઈ કે આ છોકરો ન કંઈ ભણ્યો ન કંઈ કામકાજ શીખ્યો એનું કંઈ જ થયું નહિ પણ ત્યાર બાદ જ્યારે દિલ્હી દરબાર તરફથી સુવર્ણચંદ્રક આવ્યો. આર્ટ સ્કૂલમાં વાઈસ પ્રિન્સિપાલ થયો અને ચારે બાજુ નામના બોલાવા લાગી ત્યારે બા બોલી કે 'મને તો બીક હતી કે તારે માટે કંઈ જ થયું નથી પણ હવે લાગે છે કે તેમ છતાં યે કંઈક થયું છે ખરું.'

જેવી સુમધુર આ સ્મૃતિ છે તેવું જીવન નહોતું, અને છતાં કવિનો સાથ મળ્યો છે એજ જીવનની એક મોટી જાગીર છે બા પણ સમજતી ને કહેતી કે "રવિની સાથે છો એટલે મને મોટી નિરાંત છે"

## ૧૫ : આર્ટ સ્કૂલ

આસ કામકાજ જેવું કંઈ મારે હતું નહિ, તદ્દન નવરો હું રહેતો હતો. આપમેળે કંઈ જ કરવા મન થતું નહિ, આજે યે થતું નથી છતાં કોઈ કંઈ કામે વળગાડી કામ લે તો કરી શકું ખરો, અને એવું જ થયું હતું. સૌ મારી પાસેથી કામ લઈ જતા. ઘેર કંઈ કામકાજ હોય ત્યારે પણ હું સહજરીતે એમાં સાથ આપતો નહિ, છતાં જો કંઈ કામનો ભાર મારા પર આવી પડતો તો પૂરી કાળજીથી એ પૂરું કરી આપતો.

હૅવેલ સાહેબે આર્ટ સ્કૂલમાં બેસાડ્યો, સામે વિદ્યાર્થીઓને બેસાડ્યા અને કહ્યું કે 'ચીતર અને ચીતરાવ'. એમાં એમનો એક બીજો પણ હેતુ હતો. ઘણી વાર એ કહેતા કે સારા કુટુંબનાં છોકરા જો આ તરફ વળશે તો લોકોનું ધ્યાન પણ આ તરફ ખેંચાશે અને દેશની જનતા તમારા શબ્દો પર વધુ આસ્થા રાખશે. અને એ વાત તદન ખોટી પણ નહોતી. એમ ન થાત તો ત્યારની આર્ટ સ્કૂલ વિષેના લોકોના વિચાર બદલાત નહિ એ જ રીતે આર્ટ સોસાએટી ઉઘાડીને વૂડરૉફ ને બ્લાન્ટ સાહેબે પણ મારી પાસેથી કામ લીધું.

ભારતમાં સમ્રાટની પધરામણી થઈ મેદાનમાં વિશાળ મંડપ શણગારાયો. વૂડરૉફે મને કહ્યું કે મંચની ચારે બાજુ તારે સુશોભિત કરવાની છે. પબ્લિક વર્કસ ખાતાના માણસો ફ્રેમમાં કાપડ લગાવી કરીને મૂકી ગયા. મે વિદ્યાર્થીઓને અને મારી જાતને પણ સાથોસાથ એ કામે લગાડી દીધી. કામ ઘણું સરસ થએલું. હજાર–બારસો રૂપિયા પણ મળેલા. સમ્રાટના ગયા પછી એ ચિત્રો વર્ધમાનના રાજવીએ ખરીદેલાં,—માત્ર ૬૦૦ રૂપિયામાં. એણે એ દ્વારા પોતાનો એકાદ ખંડ સજાવેલો. અમારે તો સારું જ થયું. બેઉ હાથમાં રૂપિયા મળ્યા! બધા રૂપિયા ભેગા કરી, ભાગ પાડી વિદ્યાર્થીઓને વહેંચી દીધા.

આમ, મને કોઈ કામે વળગાડી દેતું ત્યારે કમર કસીને કામ કરતો, અને કામ પણ સારું થતું. કારણ અંદરની માગણી પણ કંઈક અંશે હતી જ. પણ જો કોઈ કામ લેનાર ન હોત તો કદાચ ચિત્રો પણ મારાથી ન ચીતરાયાં હોત. બાળપણથી જ મારો સ્વભાવ બહુ આળસુ રહ્યો છે. ક્યાંય જવા–આવવાનું ખાસ રુચતું નહિ અને નજર સામે જ જોતો રવિકાકાને. એ પણ એક કળાકાર જ હતા ને? અને છતાં પૃથ્વીને આ છેડેથી બીજે છેડે ઘૂમી વળતા! એ કહેતા, 'અવન તું તે કેવો છે? જરા, હર ફર. ચાર બાજુ જો તો ખરો, કેટકેટલું જોવા જેવું છે! બાળપણમાં કલ્પના કરતો કે મોટા થઈને દેશ પરદેશ જઈશ, અહીં તહીં ફરીશ. પણ મોટા થયા પછી જ્યારે બહાર નીકળવા ને ફરવાનો સમય આવ્યો ત્યારે ઘેર જ બેસી રહ્યો. ઘરકૂકડ થઈને, ને તમારે માટે ઘરઘરાઉ વાતોનો સંભાર ભેગો કરતો, છતાં ઘેર બેઠાંબેઠાં પણ દુનિયા આખીના લોકોની કળા વિષે તો ચર્ચા વિચાર કર્યાં છે એટલું નક્કી જાણજો.

આર્ટ સ્કૂલની ખુરશી ઉપર બેઠા રહેતો. કેટકેટલાય દેશપરદેશથી વિવિધ વ્યાપારીઓ નાનાવિધ ચીજો લઈને આવતા. હું સરકારી ખર્ચે આર્ટ ગૅલેરી માટે ચીજો ભેગી કરતો હતો. અને એમ કરવાની સાથો

સાથ દેશદેશની કળાઓનો પરિચય પણ સધાતો જતો આ રીતે જ મે આપણા દેશની કળાલક્ષ્મીને ઓળખી હતી તદુપરાંત મારા ગુરુ હેવેલ હતા આ દેશની કળાને સમજનાર એમના જેવા બીજો કોઈ નહોતો રોજ બે કલાક એકાંતમા પાસે બેસાડે ચિત્ર, મૂર્તિ–સૌંદર્ય, રૂપમૂલ્ય અને એનો ઈતિહાસ સમજાવતા ઑફિસના પટાવાળાઓને હુકમ હતો કે એ બે કલાક દરમિયાન અમને કાંઈ ખલેલ ન પાડે એનુ ધ્યાન રાખવુ

સદ્ગુરુ પાવે, ભેદ બતાવે, જ્ઞાન કરે ઉપદેશ,
તબ કોયલાકી મૈલા છૂટે, (જબ) આગ કરે પરવેશ

વિચારુ છુ કે મારા એ પરદેશી ગુરુએ મને જો ભારત–શિલ્પના ગુણાવગુણ આ રીતે બતાવ્યા ન હોત તો હુ કોયલો હતો તે કોયલો જ રહી જાત મનનો મેલ તો દૂર ન થાત પણ સાથે સાથે દેશનુ શિલ્પ–સૌંદર્ય માણવાની દૃષ્ટિ યે ન મળી હોત

ભારતની ઉત્તર–દક્ષિણ, પૂર્વ–પશ્ચિમ ચારે દિશામા અમારા બાતમીદારો હતા એમા એક તિબેટન લામા પણ હતો વચ્ચેવચ્ચે એ આવે, તિબેટના દશ્યો તેમ જ મૂલ્યવાન પથ્થરની, ચિનાઈ જેડની અને વિવિધ પ્રકારની ધાતુ મૂર્તિઓ લાવે એ આવતા જ અમે અધીર થઈ ઊઠતા કે આ વખતે શુ નવીન છે?

એક વાર એ આવ્યો કહે, 'શરીર બરાબર નથી રહેતુ થોડા વખત માટે દેશમા જવુ છે મુબઈ જાઉં છુ ત્યા થોડીક ઉઘરાણી બાકી છે મળે તો પતાવી આવુ એથી જ આ વખતે ખાસ બહુ નથી લાવ્યો માત્ર થોડીક 'કાંજુર'ની પોથીઓ લાવ્યો છુ, જુઓ!' જોયુ તો બહુ જૂની હસ્તપ્રત હતી વસ્તુ અપ્રાપ્ય હતી, પણ મારે એ કંઈ કામની નહોતી એને લઈને હુ કરુ શુ? ઈમ્પીરિયલ લાયબ્રેરીમા હરિનાથ દે કરીને એક જબરા ભાષાવિદ્ હતા ચીન સિવાયની બધી

ભાષા એ જાણતા. એ કહેતા કે 'હવે મારે ચીની ભાષા શીખવી પડશે.' તેની પાસે એ પોથી લઈને જવા મેં કહ્યું: 'સારી રકમ આપીને ખરીદી લેશે. એમને કામની ચીજ છે. અને બીજું શું છે તે બતાવો તો?' એણે પ્રવાલની એક 'ગણેશ'ની નાની મૂર્તિ બનાવી. સરસ હતી એ, એ મૂર્તિ મને ગમી ગઈ. એણે તેના પાંચ કે સાત રૂપિયા માગ્યા. તે આપી ગણેશને મેં ગજવે ઘાલ્યા. મેં કહ્યું, 'હવે બીજું કંઈ છે?' અને એણે એક ડબ્બી કાઢી મારા હાથમાં મૂકતાં કહ્યું કે આ સિવાય બીજું તો કંઈ જ નથી. એ એક તપખીરની ડબ્બી હતી. કોતરકામ વાળી પોલાદની એ ડબ્બી ઉપર સુવર્ણની કારીગરી હતી. એક ચીની ડ્રૅગૅાનનું ચિત્ર હતું તેના ઉપર. તે અતિશય સુંદર હતું. એ લેવાનું મન થઈ ગયું, પૂછ્યું, શી કિંમત છે? તો કહે પચ્ચાસ રૂપિયા! મેં કહ્યું, 'એ તો બહુ વધુ કહેવાય.' એણે કહ્યું, 'હમણાં એ તમારી પાસે જ રાખો, કોઈ લેનારું મળે તો વેચી નાખજો. પાછો વળતાં આવીશ ત્યારે પૈસા લઈ જઈશ.' ને આટલું કહી એ ઉતાવળે ઉતાવળે પોતાની વસ્તુઓ સમેટી ચાલ્યો ગયો. એના જવાની સાથોસાથ મને થયું કે આ ચીજ તો રાખી અને પૈસા ન આપ્યા. એની તબિયત ઠીક નથી એમ કહેતો'તો. પાછો નહિ આવે તો? આ બરાબર ન કહેવાય. ખેર, પણ હવે શું થાય? ઘેર પહોંચીને અલકની બાને પ્રવાળના ગણેશ આપતાં કહ્યું કે આની એક વીંટી મારા માટે કરાવી દેજો. (એ વીંટી ઘણા દિવસ સુધી મારી આંગળીમાં રહી. પછી ક્યાંક ખોવાઈ ગઈ.) અને તપખીરની ડબ્બી તેના હાથમાં આપીને કહેલું કે આને 'પરાયા ધન'ની જેમ સાચવીને રાખજો. એના પૈસા હજુ અપાયા નથી.

એ પછી વરસ વીત્યું, બીજું વરસ પણ વીત્યું, પણ પેલો દેખાયો નહિ. ઓચિંતાનો એક દિવસ એ લામાનો એક ભાઈ આવીને ઊભો રહ્યો. કહે કે 'તે વખતે એ મુંબાઈ પહોંચ્યા પછી બેચાર દિવસે જ અવસાન પામ્યો હતો. તમારી પાસે એનું જે કંઈ બાકી હોય તે

બધુ મને આપી દો ' હું જાણતો હતો કે એની સાથે લામાને બોલવા ચાલવાનો યે સબધ નહોતો ઘરના સુખદુખની વાતો લામા દર વખતે મને કરતો હવે એના મૃત્યુ પછી એ જ ભાઈ એના કાગળિયાં



ભારતીય કલાના પ્રથમ પુરસ્કર્તા અને અવનીન્દ્રનાથને એ કલાના ઉપરહસ્ય સમજાવનાર ઈ બી હૅવેલ

મેળવીને એની સંપત્તિ પણ હજમ કરી જવાની તૈયારીમાં હતો. મેં તો તેને તુરત હાંકી કાઢયો, એમ કહીને કે 'તું કોણ છો? હું તને ઓળખતો નથી, સાંભળવા યે માંગતો નથી; પછી પૈસા તો આપું જ કેમ? જો તારા ભાઈનાં બાળકો યા તેની સ્ત્રી આવે તો વિચારી શકું.' અને એ ચાલ્યો ગયો.

એ પછી થોડા દિવસે પેલા લામાની વૃદ્ધ સ્ત્રી આવી: પહાડી સ્ત્રી. અગાઉ પણ એક વાર લામા સાથે એ આવી હતી. એણે આવતાં જ પોતાના પતિને માટે બહુ કલ્પાંત કર્યું. છેલ્લે એનું મોં પણ જોવા એને મળ્યું નહિ. એ પણ સાજીમાંદી રહેતી હતી એટલે આજ સુધી આવી શકી નહોતી. ધણી વિધવિધ દેશે વિધવિધ ચીજવસ્તુ વેચતો ફરતો. ઘણે સ્થળે એની ઉઘરાણી બાકી રહી હતી. મેં કહ્યું: 'થોડા દિવસ પહેલાં એનો ભાઈ આવ્યો હતો બાકીની ઉઘરાણી વસૂલ લેવા. પણ મેં ના પાડી.' એણે કહ્યું, 'એ સારું કર્યું. હું આવી છું તમારા ને બીજા કોની કોની પાસે એનું શું બાકી છે એની તપાસમાં. તમારી પાસે તો એ ખૂબ આવતા. છેલ્લે આવેલા ત્યારે કયાં કયાં શું આપી ગયા તેની તમને ખબર હશે.'

મેં ઉત્તર આપ્યો: 'છેલ્લે એ કલકત્તા આવેલો ત્યારે કાનુરની કેટલીક જૂની હસ્તપ્રત લાવ્યો હતો. મેં એને હરિનાથ દે પાસે મોકલ્યો હતો. પછીથી ખબર કાઢતાં જાણવા મળેલું કે તેમણે તે પોથીઓ બહુ સારી રકમ આપીશું કહીને રાખી લીધેલી, અને લામા પણ પાછો વળતાં કિંમત લઈ જઉંશ કહી તે પોથીઓનો સંગ્રહ એમને આપી ગએલો. તમે ત્યાં જઈને તપાસ કરો.'

વૃદ્ધાએ ઉત્તર આપતાં કહ્યું કે 'હું ત્યાં જઈ આવી, પણ ત્યાં કોઈ આ હસ્તપ્રતો વિષે કંઈ ભાળ આપી શકયું નથી. હરિનાથ દે અવસાન પામ્યા છે. પોથીઓનું શું થયું તેની કોઈને કંઈ જ ખબર નથી.'

એ પછી કેટલોયે સમય વીત્યા પછી એ પ્રતો મે સાહિત્ય પરિષદમા જોઅલી જોતા જ ઓળખી ગયો,—મારા હાથમાથી જ એ ગઅલી એટલે ઓળખુ નહિ એ તે કેમ બને? ખેર જવા દો એ વાત લામાની વૃદ્ધાને અની કઇ જ કિંમત મળી નહિ મે પેલી વીટીની વાત કરી ને કહ્યુ કે છેલ્લે એ બે ચીજો મને આપી ગયો હતો વીટીમાના પ્રવાળના ગણેશની કિંમત તો મે એને આપી દીધી હતી બીજી ચીજ—તપખીરની ડબ્બીની કિંમત મુબાઇથી પાછા ફરતા એ લઈ લેશે તેવી વાત થઅલી, પણ પછી એનુ તો આવવાનુ જ થયુ નહિ તુ હવે અ લઈ જા ' મારી વાત સાભળી વૃદ્ધા લાબી વાર સુધી આખો મીચી ચૂપચાપ ઊભી રહી અને પછી બોલી ' હુ તો એ બધુ જ જાણુ છુ એ તપખીરની ડબ્બી મારે એકવાર જોવી છે દેખાડશો એ જરા? મે કહ્યુ, ' એ તો અહી નથી, સાજે ઘેર આવજે ' ઘર એણે જોયુ હતુ

સાજે એ આવી હુ પણ મારુ કામ પતાવી ઘેર પાછો ફર્યો હતો અલકની બાએ ટ્રકને તળિયે એ મૂકી હતી તેને બોલાવીને કહ્યુ કે હવે પેલી ડબ્બી કાઢી દે, આટલા દિ' પછી એની ખરી હકદાર આવી છે ડબ્બી વૃદ્ધાના હાથમા મૂકી મે કહ્યુ આના એણે પચાસ રૂપિયા માગ્યા હતા, પણ ત્યારે એટલી કિંમત આપવા મન નહોતુ પણ હવે તો તારે અભાવના દિવસો આવ્યા, એટલે તુ કહે તે આપી દઈશ અથવા તો તુ તારી ચીજ પાછી લઈ જા એમા યે મને દુખ નહિ લાગે

વૃદ્ધા બોલી, 'હા આ ચીજ મે એની પાસે જોઇ હતી બે હાથમાં એને ફેરવી ફેરવીને એ જોતી જાય ને એની આખમાથી આસુ ચાલ્યા જાય બિચારીને કદાચ પતિની વાત તાજી થતી હશે કેવી કેવી સ્મૃતિ જાગતી હશે એ તો એ જ જાણે થાડીવાર આમ જોયા પછી ડબ્બી મને પાછી આપતા અણે કહ્યુ, 'લામા આ ચીજ તમને આપી ગયા છે ભલે એ તમારી પાસે જ રહેતી એનુ મારે કઇ જ લેવુ નથી '

'આ શું કહો છો? તમારા પતિ અવસાન પામ્યા છે. પૈસાની તમારે જરૂર છે ને તમે પૈસા ન લો એ તે કેવી વાત? એ ન બને.'

વૃદ્ધાની આંખો સજળ બની. આંસુ ઊભરાયાં. એ બોલી: 'બાબુ, એ વાત કરશો જ મા. હું જાણું છું કે મારા પતિ અનેક સ્થળે વિવિધ વસ્તુઓ વેચતા ફરતા. ઘણે સ્થળે એમનું લેણું બાકી રહેલું. હું કલકત્તા આવી ત્યારથી જેનીજેની પાસે ગઈ છું તેમણે લેણું આપવાની વાત તો દૂર રહી, પણ એ કબૂલ પણ નથી કર્યું કે તેઓ મારા ધણીને ઓળખતા. એક તમે જ કહ્યું કે મારા ધણીની આ ચીજો તમારી પાસે છે અને તેની કિંમત આપવી બાકી છે. તમારી પાસેથી મારે કંઈ જ ન ખપે. આ ડબ્બી તમારી પાસે જ રહેવા દેજો, અને આ ચાદર મારા વતી તમારાં વહુને આપજો.' એમ કહેતાં એણે એના થેલામાંથી એક જાડી ચાદર—પહાડી સ્ત્રીઓ જે ઓઢીને ફરે છે તેવી—મારા હાથમાં મૂકી. જીવનના—કર્મજીવનના પ્રારંભ કાળે જ આવું સરસ—મહામોલું ઈનામ અમે બંને એક ગરીબ પહાડી વૃદ્ધા પાસેથી પામ્યાં: એક સરસ ધાબળી ને એક સુવર્ણકામવાળી તપખીરની ડબ્બી.

બીજી એકવાર એક અજાણ વ્યક્તિ એકાએક મારી પાસે આવીને ઊભી રહી. જાપાની જેવી; શ્યામ વદન; રુક્ષ; લઘરવઘર ને મેલો કોટ—પાયજામો એણે પહેર્યાં હતાં. કંઈક નિરાળો જ માનવી એ લાગતો હતો. હું આર્ટ સ્કૂલની મારી ઑફિસમાં બેઠો હતો. પટાવાળાએ આવીને કહ્યું કે હજુર, એક જાપાની કુછ લે આયા. મેં કહ્યું એને અહીં લઈ આવો. એ અંદર આવ્યો. મેં પૂછ્યું, 'મારી પાસે આવ્યા છો? કહો શું કામ છે?' એણે આજુબાજુ નજર કરી, કોટના અંદરના ગજવામાંથી કાળા રંગના ચામડાનું એક પાકીટ ઉઘાડી એમાંથી બે મોટાંમોટાં મોતી મારી સામે ધર્યાં. મેં જોયું તો નાનાં આમળાં જેવાં બે મોટાં મોતી! એવાં મોટાં મોતી મેં ક્યારેય જોયાં નહોતાં. 'આ ક્યાંથી મળ્યાં?' મેં પૂછ્યું. એ આ મોતીને 'શંખમણિ'

યા મણિ કહેતો અને મારી સામે જોઈ રહેતો મે પૂછ્યુ, 'વેચવા છે?' એ બેની કિંમત એણે સો રૂપિયા કહી મોતી લેવા તો હતા, પણ એ અસલી છે કે નકલી તે હુ તો જાણુ નહિ ઘર ફોન કરી દીધો કે 'જહાંગીરમા ઝવેરી કિસનચદ્રને કહેવડાવી દો કે ઘેર આવે— હુ હમણા આવુ છું ગાડી મોકલવાની વાત સાવ ભૂલી જ ગયો એ ગાડી તો સ્કૂલ છૂટવાને સમયે જ આવતી પણ મારામા સબૂરી નહોતી ભાડૂતી ગાડી કરીને પેલા મોતીવાળા જાપાની જેવા સજ્જનને સાથે લઈને ઘેર પહોચ્યો જઈને જોયુ તો અમારા ઝવેરી પણ આવી પહોચેલો પેલા બે મોતી બતાવી કહ્યુ કે 'જુઓ તો, એક સો રૂપિયા માગે છે, શખમણિ છે એમ કહે છે અસલ કે નકલ તે પારખી આપો જેથી ઠગાઉ નહિ ' યાદ આવી ગયુ કે મોટા ભાઈ એક વાર પહાડ બાજુથી આવા મોટા મોટા મોતી લાવેલા ને સારી પેઠે ઠગાયા હતા મોતી ખરીદ્યા પછી કોકના કહેવાથી લીબુના રસથી ધોતા ઉપરનુ એનામલ ચાલ્યુ જઈ અદરથી સામાન્ય કાચ નજરે પડેલો મે એ વાત કિસનચદને કરીને કહ્યુ કે જોજો ભાઈ, મારુ યે એવુ ન થાય

ઘણીવાર સુધી મોતીને ધારી ધારીને જોયા પછી કિસનચદે કહ્યુ કે બરાબર કઈ સમજાતુ નથી મને પણ મનમા શકા થયા કરતી હતી કિસનચદને કહ્યુ કે મન બરાબર હા ન કહેતુ હોય તો એ ચીજની આપણે જરૂર નથી અને મોતી મૂળ ધણીને પાછા આપ્યા તે પછી થોડા દિવસે છાપામા વાચેલુ કે વિલાયતના કોઈ મોટા ઉમરાવની પત્નીનો નેકલેસ ચોરાયો છે મોટા મોટા મોતીઓ એમા હતા ઘરના નાના મોટા બાળકોને બોલાવી મે કહ્યુ કે જુઓ, પેલા મોતી આપણે ન રાખ્યા એ ઠીક થયુ, નહિ તો નાહક ચોરીનો માલ રાખવાના ગુનામા સડોવાવુ પડત એ માણસ ચોર જેવો જ દેખાતો હતો

કળાકાર એટલે સગ્રાહક એ સતત અર્ઘોતર્હીથી કઈ ને કઈ સગ્રહ કર્યા કરે છે અને એમા જ આનદે છે રવિકાકા કહેતા, 'જ્યારે

હું ચૂપચાપ બેઠો રહું છું ત્યારે જ હું વધુ કામ કરતો હોઉં છું.' અર્થાત્ ત્યારે પણ સંગ્રાહકવૃત્તિનું કામ તો ચાલુ જ હોય છે,—બલ્કે વધુ પ્રમાણમાં ચાલતું હોય છે. જોઈ રહ્યો છું કે પેલી હરિયાળી મેંદીની વાડ પર તડકો પડે છે ને મન એને નોંધી રાખે છે, માનસ પટ પર. કદાચ ક્યારેક એ ક્યાંક કોઈક સ્વરૂપે પ્રગટશે. લાકડાનો આ ટૂકડો રસ્તે જતાં નજરે પડયો. ઉપાડીને ખિસ્સામાં મૂક્યો. કહું તો એવા ટોપલે ટોપલા ટૂકડા રથીદા હમણાં જ અહીં ઊતરાવી આપે. પણ એમાં સંગ્રહનો આનંદ નહિ સાંપડે. કળાકારના મનના ભંડારમાં આ રીતે ઘણુંઘણું ભેગું થતું હોય છે. મારી આ સંગ્રહવૃત્તિ કાયમી છે.

ખેર; એ વખતે મોની હાથમાંથી છટકી ગયાં. પણ કેમ કરતાં ચીજ હાથમાં આવી જાય છે એ જુઓ. એક વાર એક ઈંચ જેવડો એક પન્નાનો ચોરસ પત્થર—જોતાં જ આંખમાં વસી જાય તેવો, ઉપર મુગલ જમાનાની યાદ આપતી કારીગરીવાળો—આવી ગયો. આજકાલ એવી ચીજ ક્યાંય નહિ મળે. વૃદ્ધને દૂબળા અનંતશીલ ઝવેરી આવા જૂના પથ્થર વેચતા. કંઈક સારી ચીજ હાથમાં આવતાં જ એ અમારી પાસે આવતા. એકવાર એ થોડાક જરીપુરાણા પતરાના ડબ્બા ભરીને નાનામોટા પથ્થર લઈ આવ્યા. તેમાં જ ઉપલો પથ્થર જોયો ને મને એ લેવા મન થઈ ગયું. ઝટપટ હાથમાં ઊપાડયો. કહ્યું. 'આ કેટલામાં આપવો છે? પચાસ રૂપિયામાં ચાલશે ને?' બુઢ્ઢો બહુ પાકો હતો. મારી મનઃસ્થિતિ પારખીને એનો લાભ લેવા એને મન થએલું. કહે કે એ હું અત્યારે ન કહી શકું. પછી વિચાર કરીને કહેવડાવીશ: આટલું કહીને તે લઈને એ ચાલ્યો ગયો. મારું મન ઉદાસ થઇ ગયું. બહુ સરસ પન્નો હતો. એ રાખી લેવા ખૂબ જ ઈચ્છા હતી, પણ નજર સામેથી ચાલ્યો ગયો પછી શું થાય? ગયો તે ગયો જ. બુઢ્ઢો ફરી દેખાયો જ નહિ.

છએક મહિના પછી એનો દીકરો આવ્યો. એણે મુંડન કરાવ્યું

હતું પૂછ્યું, આમ કેમ ? તો કહે કે બાપા ગયા કહ્યું 'શું કહે છે? હજુ તો થોડા મહિના પહેલા જ જૂના પથ્થર વેચવા અહીં આવ્યા હતા તે હવે તું શું કર છે?' એણે કહ્યું, 'હું હવે એ જ કરું છું બાપિકી દુકાન સંભાળું છું તમ મારી પાસેથી કંઈ પથ્થર, મણિ, મોતી નહિ ખરીદો? અગાઉ તો નિયમિતપણે બાપા જ તમને જોઈએ તે આપી જતા મારી ઉપર પણ એવી જ કૃપા રાખજો' એને કહ્યું કે છેલ્લી વાર તારા બાપા એક પન્નો લાવ્યા હતા મને એ ખૂબ ગમી ગએલો તેથી મે અના પચાસ રૂપિયા આપવા પણ કહેલું થોડા દિ' પછી આવીશ કહીને તારા બાપા ગએલા, પણ પછી ડોકાયા જ નહિ. હવે એ જ પન્ના મને લાવી આપી શકીશ?' જૂના ગ્રાહકને જાળવવાની ઈચ્છાએ વળતે દિવસે શોધી એક કટાઈ ગયેલા પતરાના ડબામા એ જ પન્નો લઈને એ આવ્યો મેં પૂછ્યું, 'શું આપું?' એ કહે 'બાપુજી સાથે જે વાત થએલી તે જ આપજો' પૈસા લઈને એ દિવસે તો એ ચાલ્યો ગયો, પણ થોડા દિવસ પછી આવ્યો કહે કે 'એક ભૂલ થઈ ગઈ છે'

મે કહ્યું, 'વળી ભૂલ? રીતસર મે તારી પાસેથી રસીદ લઈને એ ખરીદ્યો છે હવે તું એને ભૂલ કહે તો હું શા માટે એ સાભળું? આ પન્નો તારા બાપુ પાસે માગેલો, પણ નહોતો મળ્યો હાથમાથી છટકી ગયા માન્યું એની તો આશા જ નહોતી રાખી હવે તારી પાસેથી એ ખરીદ્યો છે, પછી એને હાથમાંથી કેમ જવા દઉં?' ને એ ચાલ્યો ગયો તે પછી મુંબઈના ઠાકોરદાસ ઝવેરીને એ બતાવતા તે તો અવાક જ થઈ ગયા! મને કહે કે, 'આ ચીજ તમને કયાથી મળી? આ તો અતિ દુર્લભ પન્નો છે બહુ કિંમતી છે આ જાતના ફૂલના કોતરકામવાળા પન્નાનું ચલણ મુગલોના જમાનામા જ હતું. આનો રતિનો ભાવ ૫૦૦ રૂપિયાનો છે!' એનું વજન ઠીકઠીક કેટલીક રતિ જેટલું હતું ઠાકોરદાસ કહે કે તમે આ પચાસમા ખરીદ કરેલો છે પણ હું અત્યાર જ આના ૬૦૦ રૂપિયા આપવા તૈયાર છું

એ પન્ના ઉપરાંત એક દુર્લભ મહોર હતી મારી પાસે. એની એક બાજુએ જહાંગીર અને બીજી બાજુએ નૂરજહાંનું ચિત્ર હતું. સો રૂપિયામાં રાખાલબાબુ પાસેથી મેં એ ખરીદી હતી. એ મહોર અને પન્નો આપીને અમારા ખાસ ઝવેરી પાસે એક પિન તૈયાર કરાવેલી. પન્નાની ચારે બાજુ ઝીણાં ઝીણાં મોતી અને પન્નાની નીચે મહોર ઝૂલતી. એ પીન અલકની બાને આપેલી. એ એનો ઉપયોગ બરાબર કરતી. એના ખભા ઉપર લગભગ એ હોય જ. એને એ શોભતી પણ ખરી.

મનમાં થતું હતું કે આમ શોધતાં શોધતાં ક્યારેક કોહિનૂર પણ હાથ આવી જશે ! પરંતુ એના કરતાં યે આજે મને આ લાકડાના ટુકડાટૂકડી વધુ કિંમતી લાગે છે. મારી આ ફટિકરાણી કોહિનૂરથી તૈયાર નથી થતી. ભાંગી પડેલા વૃક્ષની એક સૂકી ડાળ નમિતા આપી ગઈ. ને કોલન વૉટરનું ખાલી બાકસ. એના આગળના ભાગમાં કાચ છે. તેમાં પેલી ડાળખી મૂકી દીધી ને કહ્યું કે આ લે : મારી ફટિક–રાણી ઊંઘે છે. સંભાળીને મૂકજે. ઈચ્છા હતી કે બીજી કોઈ લીલી ડાળખી મળી આવે તો બાજુબાજુમાં સુવાડી દઉં. તો બેઉ શોભત.

એ પન્નાનો વા ચાલતો હતો ત્યારે એક દિવસ એક માણસ આવ્યો. જબલપુરમાં વિવિધ પ્રકારના પથ્થરો મળે છે. બહુ પુરાતન-કાળનાં જીવાત–જીવડાં અને ઝાડપાન પથ્થર બની ગયાં હતાં. તેમાં એ બહુ સરસ લાગતાં હતાં. તેમાં એક બરાબર ગોળ તો નહિ પણ બદામ જેવો બહુ સરસ રંગનો હતો. મનમાં એ ગમી ગયો. પણ કિંમત વધુ સાંભળતાં એ લીધો નહિ. એ માણસ પોતા પાસે હતા તે બધા જ પથ્થર બતાવી ચાલ્યો ગયો. હું ચૂપચાપ વરંડામાં બેઠો હતો. સમર દાની નાની પૌત્રી આવી ત્યાં રમવા લાગી. હું જોતો હતો કે એ રમે છે અને સતત મોં હલાવ્યા કરે છે. જઈને જોયું તો મોંમાં જીભ ઉપર પેલો જ પથ્થર ! કહ્યું, 'આ પથ્થર તું ક્યાંથી લાવી ?

જલદી થૂકી નાખ ગળી જઈશ તો હેરાન થઈ જઈશુ !' પેલો માણસ જતાં જતા એ ભૂલી ગએલો !

સમરદા'ની પૌત્રી ન પથ્થરને લોઝેન્જિસની જેમ ચગળતી હતી મે ઝટપટ અના મોમાથી પથ્થર કાઢી ખિસામા મૂકયો વખતે દિવસે જ એને વીટીમા બેસાડાવી તે પહરવા લાગો સુદર હતો એ પથ્થર અના ઉપર એક મધમાખી બેઉ પાખ પસારીને બેઠી હોય તેવુ દશ્ય અકાઈ ગયુ હતુ છોકરીઓ દોડતી જોવા આવી કહ્યુ, 'આ જુઓ, તાજમહાલ આની પાસે શી વિસાતમા? તાજમહાલ? જે જીવ મર્યો હતો અ તો ધૂળ થઈ ગયો હતો કયારનો, છતાં કુદરતે આ મધમાખીને આબાદ અવી ને એવી જ સાચવી રાખી છે એનો રગ પણ જરાયે બદલાયો નથી કઈ કેટલાયે લાખ લાખ વર્ષો પૂર્વે આ ધરતીને હૈયે વસત આવી હશે, મધમાખી પાખ પસારીને ત્યારે વસુધરા પર ફૂલ છોડે ઝૂકી આકઠ રસપાન કરતી હશે, એ જ રસમા આજે કબરમા પણ એ એવી ને અવી જ નહવાઈ રહી છે

આર્ટ સ્કૂલમા વચ્ચે વચ્ચે એક સન્યાસી આવતો પટાવાળાઓ એને 'મોડેલ' (પાત્ર) તરીકે ઉપાડી લાવતા કોક વૃક્ષ નીચેથી એ આવતો ને મોડલ તરીકે બેસતો વિદ્યાર્થીઓ એનુ ચિત્ર ચીતરતા વર્ગ પૂરો થતા નક્કી કરેલા પૈસા લઈ એ ચાલ્યો જતો હુ કયારેક કયારેક સવારસાંજ એને હૅવેલના ફ્લૅટમાથી બહાર નીકળતો જોતો મનમા થયુ 'શુ હશે?' હૅવેલના પત્નીએ કહ્યુ કે 'હવે સહેવાતુ નથી અવનબાનુ કોક એક સાધુ આવે છે સાહેબ એની પાસે ધ્યાન યોગ શીખે છે બધો સમય એમા જ ગાળે છે '

મે કહ્યુ 'એ તો ઠીક નથી કોક ગમે તેવા સન્યાસીને ફદે ફસાઈ છેવટે છેતરાવાનુ ન થાય તો સારુ એક બપોરે એ જ સાધુ મારી ઑફિસમા આવીને ઊભો મને કહે કે 'આ લે પાકી હરડે આ

ખાવાથી નિત્યયુવાન રહીશ, ઉંમર વધશે જ નહિ. વાળ ધોળા થશે નહિ વગેરે.' આમ કહી એણે લાલ બકુલના બી જેવું કંઈક મારા હાથમાં આપ્યું. તેના ચાલ્યા ગયા બાદ મેં એ ગજવામાં મૂક્યું. મનમાં થયું, ખાઉં ને કંઈક થઈ જાય તો? થોડી વારે મારા રૂમમાં હેંવેલ આવ્યા. મને પૂછ્યું કે તારી પાસે પેલો સંન્યાસી આવ્યો હતો એ તને શું આપી ગયો? મેં ખિસ્સામાંથી એ કાઢીને બતાવતાં કહ્યું, 'આ.' સાહેબ કહે, 'મને પણ થોડુંક આપી ગએલો. હું તો ખાઈ ગયો.' મેં કહ્યું, 'એ તમે શું કર્યું? ઓળખ્યા પારખ્યા વિનાની વસ્તુ ખવાય જ કેમ?' ખાઈ ગયા તે હવે શું થશે? મનમાં અનેક વિચારો ઘોળાવા લાગ્યા. ઘેર પાછા વળતાં પેલી પાકી હરડે રસ્તામાં ફેંકી દીધી. કોણ જાણે નિત્યયુવાન રહેવાનો મોહ મને પણ સાહેબની જેમ થઈ આવે તો?

આવા ભાતભાતના લોકો ત્યારે નજરે પડતા હતા.

## ૧૬ આર્ટ સોસાયટી

કેટલાંક યુરોપિયન સ્ત્રી–પુરુષો જેના સભ્ય હતા એવી એક સોસાયટીમાં હૅવેલ સાહેબ મુખ્ય કાર્યકર્તા હતા સાંજ વેળા એ સૌ આર્ટ સ્કૂલમાં જ બે'ક કલાક મળતા, વાર્તાલાપ ને સમાલોચન કરતા અને વચ્ચેવચ્ચે ખાણીપીણીના કાર્યક્રમ પણ ચાલતા આર્ટ ક્લબને ધોરણે જ આ બધું થતું માર્ટિન કંપનીના એન્જિનીઅર થૉર્નિગન સાહેબ એની દેખરેખ રાખતા આ આર્ટ ક્લબની ઘણીખરી જવાબદારી એમને માથે જ હતી એ ચીતરતા પણ સરસ અતિ સરળ અને સાદા માણસ હતા, પણ એમનો પ્રાણ મહદ હતો એવા ગોરા બહુ ઓછા જણાય છે મારી સાથે એમને બહુ મેળ હતો આર્ટ સોસાયટીની શરૂઆતથી જ અમારે મૈત્રી બંધાઈ પાછળથી અમારી નવી સોસાયટીમાં પણ એ જોડાયા હતા હું આર્ટ સ્કૂલમાં હતો ત્યારે લગભગ રોજ એ મારી પાસે આવતા, અને ક્યારેક ક્યારેક સંદેશો મોકલી મને પોતાને ત્યાં પણ બોલાવતા હું ચાર વાગ્યા પછી એમની ઑફિસમાં જતો એમને મારામાં ખૂબ શ્રદ્ધા ને વિશ્વાસ હતા

પોતાના ટેબલના ખાનામાંથી વિવિધ સ્થાપત્યકામના નમૂનાઓ ને નકશા કાઢી મને બતાવતા ને તેમાં મારાં સૂચનો માગતા કયું કઈ રીતે કરવાથી વધુ સુંદર થશે તેની અમે વિચારણા કરતા એ અરસામાં એમનું ચિત્રકામ પણ જોવા મળેલું સાવે જ એ ખૂબ સુંદર હતું ભારતભરનાં વિવિધ સ્થાનોનો પ્રવાસ એમણે કરેલો ઉદયપુર અને જયપુરના સ્કેચ એમણે કરેલા, તેમાંના એકાદબે તો મારી આંખમાં વસી ગએલા આપણા દેશના વિવિધ સ્થળોના સ્કેચ અનેક ગોરાઓએ કર્યા છે ને તેમાંથી બેએક જણાએ તો એ છપાવીને પ્રગટ પણ કર્યા છે, પણ એ સ્કેચોમાં એક જાતની પરદેશી છાપ ઉપસી આવી છે, જ્યારે થૉર્નટનના ચિત્રસંગ્રહમાં સો ટકા ભારતવર્ષ જ હૂબહૂ ખડું થાય છે વચ્ચે વચ્ચે એમને ઘેર પણ હું જતો. મકાનના ત્રીજા માળના એક ફ્લૅટમાં એ રહેતા ગોળ દાદરા ચઢીને ઉપર જઈને પટાવાળાને પૂછું કે સાહેબ છે કે નહિ, ત્યાં તો બીજી બાજુએથી પહોળા પાયજામા ને હાફ શર્ટમાં પોતે જ આવીને ઊભા હોય ! અમે ચર્ચા, વાર્તાવિનોદ આદિ કેટકેટલી યે મઝા કરતા મોકળા મનથી અને હસતા અમની આર્ટ ક્લબ વિખેરાઈ જતા તેના બોર્ડ—કબાટ તેમણે મને આપેલાં ને કહ્યું કે 'હવે, આ બધાનું શું કામ છે ? તમે જ લઈ જાઓ, ખપ લાગશે '

અમારી આર્ટ સોસાયટીના પણ એ એક અતિ ઉત્સાહી સભ્ય હતા માત્ર એટલું જ નહિ, સારા ગ્રાહક પણ હતા નન્દલાલના ઘણા ચિત્રો એમણે ખરીદ્યા છે એક વાર અમણે નંદલાલનું 'સતી' ચિત્ર ખરીદ્યું ત્યાર અમે નક્કી કરેલું કે સારા ચિત્રોને છાપીને બજારમાં છૂટે હાથે વેચાવવા થોડુંક એવું અમે કર્યું પણ હતું, અને એ કામ સારું થએલું એટલે એ 'સતી' અને બીજા કેટલાંક મૂળ ચિત્રો સારી રીતે પ્રિંટ કરી મુદ્રણ માટે જાપાન મોકલાવાયા ઓકાકુરા, ટાઈકાન વગેરેએ તે માટે ગોઠવણ કરી આપી હતી સારા પ્રેસમાં એ ચિત્રો છાપવામાં આવ્યા અને સ્ટકેક વખતે મૂળ ચિત્રો પાછા આવ્યા એમાં



૧૯૨૦ માં દોરેલો અવનીબાબુનો સ્કેચ : રવિશંકર રાવલ.

શ્રી. થૉર્નટને લીધેલું ચિત્ર 'સતી' પણ આવ્યું. એમણે ચિત્ર ઉપરનું પૅકિંગ ઉખેળી બહાર કાઢીને જોયું તો તે ચિત્ર ઓળખ્યું ઓળખાય જ નહિ! એમણે મને કહેવડાવ્યું 'તુરત આવો. એક વાત બની ગઈ છે. 'સતી' બદલાઈ ગઈ છે. જાણે એ જૂની 'સતી' જ નહિ.' ઝટપટ એમને ત્યાં ગયો. જઈને જોયું તો એ જ. જાણે આગમાં બળીને સતીનો વાન રાખોડી બની ગયો છે! રૂપું જૂનું થઈ જતાં જેમ ઝાંખું ને કાળું પડી જાય છે તેમ. સાહેબ કહે 'આવું કેમ થયું હશે?' મેં કહ્યું 'રંગ બગડી ગયો છે. કેમ બગડી ગયો છે તે કઈ રીતે કહું?' સાહેબ કહે. 'પણ સુધારી શકાય તેમ નથી?' મેં ઉત્તર આપ્યો કે ના, એ હવે અસંભવિત છે.' સાહેબનો ચહેરો ઉદાસ થઈ ગયો. એમની 'સતી'ની આવી દશા થઈ! તે ગાળાના ચિત્રો મોટે ભાગે અમે જ ખરીદી લેતા. 'સતી' મને ખૂબ ગમેલું, પણ સાહેબે ખરીદી લીધું એટલે શું થાય? મેં કહ્યું 'તમારે એ ન રાખવું હોય તો મને આપો ને તમે બીજું કોક લઈ લેજો.' સાહેબ કહે, 'તો તમારું કોક ચિત્ર મને આપવું પડશે.' મેં હા પાડી કહ્યું કે 'ભલે, કરો પસંદગી. કયું લેશો?' આખરે એમણે ઔરંગઝેબ દારાનું મસ્તક નિહાળે છે તે અને એક બીજું ચિત્ર લઈ તેના બદલામાં 'સતી' ચિત્ર મને આપ્યું.

ચિત્ર ઘેર લઈ આવ્યો. વિચારવા લાગ્યો કે એનો ઉપાય શો કરવો? વિચારતાં વિચારતાં ક્યાંક વાંચેલું યાદ આવ્યું કે ઉઘાડા હવા પ્રકાશમાં રાખ્યે ચિત્રના ઉપટેલા કેટલાક રંગોની અસર પાછી ફરે છે. વિચાર્યું: કોણ જાણે, ઝિંક લગાવી પૅક કરીને ચિત્રો મોકલ્યાં છે એટલે ઝિંકની ગરમી અને સ્ટીમરના બફારાને કારણે થતી રાસાયણિક પ્રક્રિયાને લીધે કદાચ રંગમાં ફેરફાર થયો હોય તો? ઘેર આવી એ ચિત્ર મારા સૂવાના ઓરડાની બારી પાસે ટાંગી દીધું. પૂર્વનો પ્રકાશ નિત્ય એના પર પડતો. થોડા દિવસ ચિત્ર ત્યાં જ રહ્યું. અને આખરે એક દિવસ જોયું તો 'સતી' એનાં મૂળ રંગમાં પાછી ફરી હતી! પ્રકાશથી જાણે

એનો દાઝિયો ધોવાઈ ગયો! વાહ, વાહ, આ તો સરસ થઈ ગયું. વૂડરૉફને બોલાવીને બતાવ્યું—થૉર્નટનને પણ બોલાવી દેખાડ્યું. એ પણ આ જોઈને અવાક જ થઈ ગયા. થૉર્નટનને કહ્યું, 'કેમ, આ જોઈને હવે? મન થઈ જાય છે ને, પાછું લઈ લેવાનું? પણ હવે એ પાછું નહિ મળે. મારી પાસે પાછા આવ્યાથી જ તો સતીના દેહનો રંગ પાછો ફર્યો છે. હવે એ ફરી તમારા હાથમાં અપાય ખરું?' સાહેબ મારી વાત સાભળી હસ્યા ને બોલ્યા, 'ના હવે એ ભલે તમારે ત્યા જ રહે.'

થૉર્નટન જેવો બીજો કોઈ મિત્ર મારે ન હતો. એ એના પટાવાળાને ચિત્રકામ શીખવા મારે ત્યાં મૂકી ગએલા. એ વાતે મેં તમને નથી કરીને? તો સાંભળો. એક વાર થૉર્નટન એમને વતન જવાના હતા. ત્યારે પોતાના પટાવાળાને મૂકી ગયા મારે ત્યાં. મને કહે કે 'આના હાથમાં ચિત્રકામની ફાવટ છે. તમે એને ચિત્રકામ શીખવાડજો જે કંઈ ખર્ચ થશે તે હું આપીશ.' સાહેબ તો એને વતન ગયા. વળતા દિવસથી પટાવાળો અમારી આર્ટ સ્કૂલમાં આવવા લાગ્યો. સાહેબની જ એક લાલ પેન્સિલ વડે એ સમય મળવા મુજબ ટ્રામનાં, કલકત્તાના રસ્તાઓ વગેરેનાં ચિત્રો ચીતરતો. એને નંદલાલની સાથે બેસાડી દીધો, નંદલાલ વગેરેને કહ્યું કે 'આ પણ એક વિદ્યાર્થી છે, ને અહીં સૌનું સમાન સ્થાન છે, માટે આની અવગણના કરશો નહિ.' પટાવાળો એક બાજુ ઊભો હતો એને કહ્યું કે અહીં બેસ આ બાંકડા ઉપર. પણ એ બિચારો ખમચાતો હતો. કેમે કર્યો બેસવા ઈચ્છે નહિ. એને સરખી રીતે બેસતો કરવામાં જ મારા કેટલાક દિવસ ગયા. એ રોજ આવે ને ચિત્રો ચીતરે. થોડા દિવસમાં એ બહુ તો ન શીખ્યો, પણ ધીરેધીરે એનો હાથ પાકો થતો જતો હતો. સાહેબ વતનથી પાછા ફરતાં પટાવાળો ફરી એને કામે જતો રહ્યો. પછી એક દિવસ સાહેબ આવ્યા. કહે: 'મારા પટાવાળાને તમે કેવો બનાવી દીધો છે? ચિત્રકાર

થવાનું તો દૂર રહ્યું, પણ એ એકદમ બદલાઈ ગયો છે. એની રીતભાત, વાતચીત, શિષ્ટતા ઉપર હું મુગ્ધ થયો છું. જાણે અગાઉનો એ પટાવાળો જ નહિ! તમે એને આવો પલટો આપ્યો શી રીતે?' મેં ઉત્તર આપ્યો, 'વધુ તો કંઈ કર્યું નથી. હા, એને કેમ બેસવું એ શીખવ્યું છે.'

એ કાળમાં બંગાળમાં જેટલા જમીનદારો હતા તે સૌએ મળી એક સોસાયટી સ્થાપેલી. એનું નામ 'લૅન્ડ હોલ્ડર્સ એસોસીએશન.' સિંહા મહાશય એના પ્રમુખ હતા. વૂડરૉફ અને બ્લાન્ટ પણ એમાં ભળ્યા. સુરેન કેટ કમીને એના કામકાજમાં પડ્યો હતો. મેં પ્રથમ આ વિચાર એના માથામાંથી જ ઉદ્‌ભવ્યો કે એક ચિત્રપ્રદર્શન યોજવું જોઈએ. મારાં જે થોડાંક ચિત્રો હતાં તે, ઓકાકુરા પોતાની સાથે થોડાંક જાપાની ચિત્રો લાવ્યા હતા તે, તેમ જ અહીં તહીંથી થોડાંક બીજાં ચિત્રો મેળવ્યાં. આ ચિત્રોથી જ એ પ્રદર્શન ગોઠવાયું હતું. લૅન્ડ હોલ્ડર્સ એસોસીએશનનું એક મોટું મકાન હતું. એના ભોંયતળિયે બિલિયર્ડ રૂમ ને વાચન ખંડ હતાં. મેડા ઉપર દૂરથી, બહારથી આવનાર સભ્યોને ઊતરવા-કરવાની સવડ રાખી હતી. સુરેને એ બિલિયર્ડ રૂમમાં જ પ્રદર્શન ગોઠવવા વિચાર કર્યો. મિ. સિંહાએ કહ્યું કે આ ચિત્રોમાં તો મને કશી સમજણ નથી પડતી, પણ તમારે પ્રદર્શન માટે આ ખંડ વાપરવો હોય તો ભલે વાપરો.' ને ત્યાં જ બધાં ચિત્રો ગોઠવાયાં. સારી પેઠે લોકો એ જોવા આવતા. અમને પણ એ ગમતું. થોડા દિવસ વધુ એ ચાલે એમ અમે ઈચ્છતા હતા પણ બીજી બાજુ એ એસોસીએશનમાં ઘણા યુવાન બૅરિસ્ટરો સભ્ય હતા. વિલાયતથી તાજા જ પાછા ફરેલા; રોજ સાંજે આવનાર; બિલિયર્ડ રમે ને બ્રિજનો અખાડો જમાવે; એમને બહુ અગવડ પડવા માંડી એ સાંભળતાં અમે તુરતાતુરત ચિત્રો દીવાલ પરથી ઉતારી લીધાં. એ પ્રદર્શનમાં જ વૂડરૉફ, બ્લાન્ટ વગેરે સાથે મૈત્રી જામી. અમારા ચિત્રોનું એ પ્રથમ પ્રદર્શન હતું.

તે પછી બે ત્રણ વર્ષે હૅવેલ સાહેબે એમની નાની આર્ટક્લબને વધુ વ્યવસ્થિત કરવા વિચાર કર્યો. એને માટે એક સમિતિ રચાઈ. એમાં

અમે પૂરો સહકાર આપ્યો. લૅન્ડ હોલ્ડર્સ કલબમાંથી પણ કોક કોક આવ્યું. ઉત્તરપાડાના રાજા પ્યારીમોહન પણ આવ્યા. લૉર્ડ કિચનર એના પ્રમુખ થયા. એનું મંત્રીપદ સ્વીકારવા હેવેલે મને કહ્યું; પણ મેં કહ્યું કે એ બધી પળોજણમાં મારું કામ નહિ. હું કોઈ કાળે ય ત્યાં ન હોઉં પણ એ છોડે જ શાના? આખરે સહમંત્રી થયો. ઠીક ઠીક વખત સુધી મેં લૉર્ડ કિચનર જેના પ્રમુખ હતા તેવી એ સંસ્થાનું મંત્રીપદ સંભાળેલું. એકવાર એમણે ફૉર્ટ વિલિયમમાં પોતાને ત્યાં એક પાર્ટી યોજેલી. અજબ હતું એમનું નિવાસસ્થાન. અહીં સંત્રી, ત્યાં સંત્રી, ચારે તરફ બંદુકધારી સંત્રીઓ! જોતાં જ છાતીમાં ફડકો પડે. રસ્તા પણ કેવા કેવા! ગાડી ફરી ફરીને પહેલે માળે યા બીજા માળે બરાબર એમના ખંડ સામે જઈને ઊભી રહેતી! વિવિધ વસ્તુઓનો સંગ્રહ હતો એમની પાસે. લગભગ હંમેશ તેમની પાસે જવાનું થતું. પેલી પાર્ટીમાં અનેક મહેમાનો આવ્યા હતા. એક રાજવી મને મિત્ર બનાવી કહેવા લાગ્યા કે કોઈ પણ હિસાબે લૉર્ડ કિચનર સાથે મારી ઓળખાણ કરાવી દો! મેં જોયું તો લૉર્ડ કિચનર ત્યારે તેમની સ્ત્રી સાથે એક ફૂલવાડીમાં વાર્તામાં મશગુલ હતા. એમના હાવભાવ જોતાં જ કળાતું હતું કે અત્યારે એ બહુ તલ્લીન છે. મને થયું કે અત્યારે સમય નથી ત્યાં જવાનો. કોણ જાણે; મિલિટરી સ્વભાવનો માણસ છે; ગોળીએ દઈ દે તો? બીજી બાજુથી પેલા રાજવી તો ઘોંકો માર્યા જ કરે. શું કરું? ખમચાતો જરા આગળ ગયો. વાતચીતને વચગાળે સાહેબે જરા પાછળ જોયું કે તરત પેલા રાજાને આગળ કરી મેં કહ્યું કે આ છે...ના રાજા! સાહેબે હાથ લંબાવી શેકહૅન્ડ કરી કહ્યું, 'વેલ ટાગોર, ટેઈક હિમ અપસ્ટેર્સ ઍન્ડ શૉ હિમ માઈ કલેક્શન પ્લીઝ' અને રાજા સાથે મેં ત્યાંથી વિદાય લીધી. લૉર્ડ સાથે શેકહૅન્ડ કરવાનું મળ્યાથી જ રાજા તો ખુશ ખુશ થઈ ગયા હતા!

હવે આ સોસાયટીને નામ શું આપવું એ પ્રશ્ન ઊભો થયો. કોઈએ ઠરાવ મૂકયો કે એનું નામ 'ઑરીએન્ટલ આર્ટ સોસાયટી'

રાખવું. મેં સૂચવ્યું કે આનું નામ 'ઈન્ડિયન સોસાયટી ઑફ ઑરી-એન્ટલ આર્ટ' રાખવું. માત્ર બંગાળી જ નહિ પણ બેઉ સંપ્રદાય એમાં સમ્મત થયા. મોટા ભાઈ પણ હતા: ઘણા એના સ્થાયી સભ્ય થયા. પાર્ક સ્ટ્રીટમાં મકાન ભાડે રખાયું. કલાકારો ત્યાં કામ કરશે, કોઈ ત્યાં રહેવા ઈચ્છશે તો રહી પણ શકશે, એવી વ્યવસ્થા થઈ. આર્ટ સ્કૂલના વિશાળ ખંડમાં બેત્રણ ચિત્ર પ્રદર્શનો યોજાયાં. વુડરૉફે 'જાપાની પ્રિન્ટ'નો તેમનો સંગ્રહ આપ્યો. ગેસ્કિગ નામની એક ગોરી બાઈએ ઋતુએ ઋતુનાં ફૂલો દેશી પીરસે ચીતર્યાં હતાં તે પણ એક વાર પ્રદર્શનમાં મુકાયાં. જોતજોતાંમાં અમારી સોસાયટી ઠીક ઠીક જામી ગઈ. વ્યાપારી વર્ગ, સિવિલિયનો, સરકારી અધિકારીઓ, લાટ—બડા લાટ, જજ મૅજિસ્ટ્રેટો અને રાજવીઓ એમ તમામ વર્ગે એમાં સારો સહકાર આપ્યો. બધાં કંઈ નહિ ને કંઈ કરતા રહેતા. વુડરૉફ તેનું કૅટલૉગ તૈયાર કરતા. ત્યારે કૅટલૉગ એ એક સાહિત્ય જ હતું. પ્રત્યેક ચિત્ર નીચે તેનું કથયિતવ્ય લખાતું. મારું અંગ્રેજી બહુ સારું નહોતું, છતાં ભાંગીતૂટી અંગ્રેજીમાં જેમતેમ લખી આપતો, ને વુડરૉફ એના પરથી સુંદર અંગ્રેજીમાં બધું લખતા.

અમારી દેખાદેખીએ બીજા આર્ટિસ્ટોએ પોતાની એક બીજી સોસાયટી સ્થાપવાનું નક્કી કર્યું. ત્યારે હરિનારાયણ બસુ આર્ટ સ્કૂલમાં વાઈસ પ્રિન્સિપાલ હતા. વરદાકાન્ત દત્ત હતા સેકન્ડ માસ્ટર. ત્રીજા બાઉ બઝારની આર્ટ સ્કૂલના સ્થાપક મન્મથ ચક્રવર્તી. એ બધાએ મળીને નક્કી કર્યું કે એ માટે એક સભા મેળવી બધી વ્યવસ્થા કરવી. પણ સભા મેળવવી ક્યાં? એ લોકો મને પણ એમની સાથે રાખવા ઈચ્છતા હતા. આખરે નક્કી થયું કે સભા અમારા મકાનમાં જ મળશે. બધી ગોઠવણ થઈ ગઈ. ખાણીપીણીની પણ વ્યવસ્થા થઈ હતી. હવે એ સભાની કાર્યવાહી કઈ રીતે ચલાવવી તેને અંગે ચર્ચા ચાલી. પણ એ ચર્ચા જ એક મહા તુમુલ જેવી બની ગઈ. એકે કહ્યું કે 'હું શા

માટે પ્રમુખ થાઉં?' તો બીજાએ કહ્યું કે 'અમુક હોવા છતાં આનો ભાર મારા ઉપર શા માટે?' વગેરે છેવટ સુધી કંઈ જ ન થયું સૌને ત્યાં જ અટકી જવું પડ્યું મેં કહ્યું કે 'જો પ્રારંભથી જ આ ઢંગ છે તો એમાં મારું કામ નથી, બાપુ' અને બધી જ 'સ્કીમ' ભાંગી પડી

અમારી ગોઠવણી તદ્દન જુદા જ પ્રકારની હતી અમે તો એક એવું છત્ર ઊભું કર્યું હતું કે જેની નીચે મળીને દેશી વિદેશી નવું એકત્ર થઈ કલાની ઉન્નતિ અંગે વિચારે, અને માત્ર ભારતીય જ નહિ પણ સમગ્ર પ્રાચ્ય કલાની બધી સામગ્રી સહુને બતાવવામાં આવે એમાં એવી યે ગોઠવણ હતી કે જેની પાસે પોતીકો વ્યક્તિગત સંગ્રહ હોય તે પણ બતાવી શકે અવારનવાર કોઈક સાંજને ત્યાં પણ ભેગા મળતા. બધા નબીરો ત્યાં આવતા, આનંદ વિનોદ, ખાણીપીણી, કલા વિષે ચર્ચા–વિચારણા બધું જ ચાલતું વૂડરૉફને ત્યાં પાર્ટી હોય ત્યારે તેઓ પાન પણ મંગાવતા એ દિવસોમાં ગોરાઓને ત્યાં પણ દૂલમાળા ને પાનનું ચલણ ચાલુ થઈ ગએલું ઉપરાંત દેશદેશની જે કંઈ સુંદર સામગ્રી આપતી તે પ્રદર્શનમાં રજૂ કરી દેતાં એ બધા પ્રદર્શનો પણ એક મહામેળા જેવા બની રહેતા. વિવિધ કારીગરીનાં કામનાં વાસણ, સેનેરી છબીઓ, સુંદર પૂતળાઓ, ઘરેણાં, ચિત્રો, કંઈ જ એમાંથી બાકાત રહેતું નહિ છતાં બધી જ ચૂંટેલી ને ચુનંદી સામગ્રી સૌની જેવી તેવી વસ્તુઓ ત્યાં ચલાવી લેવામાં આવતી નહોતી

એક વાર આવા જ એક મોટા વાર્ષિક પ્રદર્શનની વાત વિચારાતી હતી વૂડરૉફે કહ્યું કે આ વખતે ભારતવર્ષના ખૂણે ખૂણાની સુંદર ને તોલપાત્ર સામગ્રી ભેગી કરવી છે ત્રણ મહિના પહેલાંથી ઠેકઠેકાણે પત્રો લખાયા ક્યાંક ક્યાંક તો અમારા તરફથી માણસ પણ મોકલીને સામગ્રી એકઠી કરીને મંગાવવામાં આવી ક્યાંક ક્યાંક વળી સામગ્રીની રવાનગી માટે નાણાં યે મોકલવામાં આવ્યાં. અને થોડા દિવસો

પછી જુદે જુદે ઠેકાણેથી હળવા–ભારે પાર્સલો આવવાં શરૂ થયાં. એ પાર્સલો ખોલવાનો અમારો આનંદ પણ કંઈ ઓર જ હતો. અમારી ચારે બાજુ પૅકિંગ–બૉક્સ ઊઘડતાં. દિલ્હીથી સુંદર સુંદર પેટીઓ આવેલી; કાશ્મીરથી વિધવિધ શાલ ને ગૃહોદ્યોગની વસ્તુઓ આવેલી, તેમાં એક જૂનો સરસ કારીગીરીવાળો ખડિયો હતો તે હજુ યે મને યાદ છે. મોટા મોટા ગાલીચા, કૃષ્ણનગરનાં પૂતળાંઓ, મુંબાઈથી આવેલાં મોટા મોટા કદનાં ચિત્રો, લખનૌથી બાદશાહ બેગમનાં તેઓ રમતાં તે તેમનાં જ નાનાં ચિત્રોવાળા ગંજીપા, ઓરિસ્સાથી ત્યાંનાં પટ્ટચિત્રો અને ગંજામથી આવી હાથીદાંતમાંથી કોતરેલી ત્રણ મૂર્તિઓ, —એક કૂર્મ અવતારની, બીજી રાધાકૃષ્ણ–વિહારની. (જો કે એ સૌ કોઈને બતાવવા જેવી નહોતી છતાં એ અજબ મૂર્તિ હતી. જામેલા હાથનું એ કામ હતું. એ જોતાં જ વૂડરૉફ બોલી ઊઠ્યા કે 'મારે આવી જ એક મૂર્તિ જોઈએ છે. કોઈ પણ હિસાબે ને ખર્ચે તમે એ મેળવી આપજો.' આચારી માસ્તરને સંદેશો મોકલી બોલાવ્યા. લાકડાની મૂર્તિનું કામ ખૂબ સુંદર કરતા. એમને આદેશ આપ્યો કે સારામાં સારા ચંદન-કાષ્ટમાંથી તમે આની બે નકલ બનાવી આપો. થોડા દિવસો પછી તેણે બે સુંદર મૂર્તિઓ હાજર કરી દીધી. મૂર્તિ અદલ અસલ જેવી બનાવી હતી. એમાંથી એક વૂડરૉફને આપી અને એક મેં રાખી.) ત્રીજી મૂર્તિ હતી કૃષ્ણની. અર્ધો હાથ જેટલી ઊંચી. મોં પાસે બંસરી ધરી રાખી છે. શું એનાં ભાવ–ભંગી હતાં? શું કહું? મૂર્તિ જોઈને હું તો સ્તબ્ધ–અવાક જ થઈ ગયો. અદ્‌ભુત હતી એ મૂર્તિ. આઈવરી રંગ જૂનો થતાં સાચા સુવર્ણ જેવો જણાય છે! એ મૂર્તિ જોતાં જ ન જાણે શાને પણ મને થયું કે નક્કી આની જોડી હોવી જોઈએ. આવા અદ્‌ભુત સુંદર કૃષ્ણ રાધા વિનાના હોય જ નહિ. એક કાળે આ યુગલ મૂર્તિની પૂજા થતી જ હશે. એ જોડીમાંથી વિખૂટી પડેલી રાધા મારે જોઈએ જ. ગંજામથી જે સજ્જને આ મૂર્તિ મોકલેલી તેમને પત્ર લખ્યો. તેમણે જણાવ્યું કે અતિ

કાળની આ મૂર્તિ છે. ઘણી શોધખોળ પછી મળી છે, પણ રાધાના કંઈ જ ખબર એમને નથી! ખેર, પ્રદર્શન સમાપ્ત થયું, પણ મનનો ખટકો મટતો નહોતો. જેને મળતો તેને પૂછતો. દિલ્હી દરબારમાં ભરાએલ પ્રદર્શનમાં પણ આ ત્રણે મૂર્તિ હતી તે તેનાં કેટલૉગ પરથી જાણવા મળ્યું. સહુને એ કૅટલૉગમાં આવેલાં તેના ચિત્રો દેખાડી કહેતો કે 'આ કૃષ્ણની રાધા ક્યાંક મળી આવે તો ખબર આપશો.'

ગિરિધારી નામનો એક ઉડિયો કારીગર સોસાયટીનું કામ કરવા આવ્યો. એના વડદાદા બહુ નિષ્ણાત કારીગર હતા. એણે ઘડેલી લાકડાની ત્રણ સખી મારી પાસે છે. અતિશય સુંદર કારીગરી એમાં દાખવી છે એણે. ગિરિધારી કહેતો કે એના વડદાદા પૂતળાંમાં પ્રાણપ્રતિષ્ઠા પણ કરી શકતા! એ એક ઉત્સવનો પ્રસંગ હતો. ગિરિધારીને મોંએ સાંભળેલું કે ત્યારે એ તદ્દન નાનો હતો. પાસે જવાની તો એને રજા જ નહોતી, પણ ઉત્સવની ધમાલમાં એણે તે જોએલું. એક વાર પુરીના રાજવીને મન થયું, ને એણે કહ્યું કે 'મારે નજરોનજર જોવું છે કે પૂતળાંઓ પોતે આવીને જગન્નાથને કઈ રીતે પ્રણમે છે' અને ગિરિધારીના વડદાદાએ તે પૂતળાં બનાવેલાં. પૂતળાં લઈને એ જગન્નાથના મંદિર પાસે ગયો. રાજવી વગેરે પણ ત્યાં આવેલા. કારીગરે પૂતળાં ત્યાં મૂકી દીધાં અને પૂતળાં આપમેળે પગલીઓ માંડતાં પગથિયાં ચડી, જગન્નાથને પ્રણામ કરીને નીચે આવ્યાં! એ દશ્ય જોઈ સહુ અવાક બની ગયાં. રાજાએ સારો એવો શિરપાવ આપી કારીગરને ખુશ કર્યો. હવે એ જ ગિરિધારીને હું કહેતો, બીજા તેવા વ્યાપારીને કહેતો, મને આ બધી સામગ્રી લાવી આપનારને કહેતો, પણ કોઈ જ પેલી ખોવાએલી રાધાના ખબર આપી શક્યું નહિ.

માતાપ્રસાદ નામનો લખનૌનો એક આવો જ વ્યાપારી હતો. હું જે કંઈ માગું તે લાવીને એ હાજર કરી દેતો. તેને પણ કહી રાખેલું કે મારે પેલી રાધિકા જોઈએ છે. ઘણા સમય પછી અનેકવિધ સામગ્રી

લઈને એ આવ્યો. હું વરંડામાં બેઠો હતો. એ થેલીમાંથી એક પછી એક ચીજ કાઢી મને આપતો જતો હતો. હું એ જોઈજોઈ રાખવાની એક બાજુએ મૂકીને બાકીની એને પાછી આપતો હતો. એકદમ આખરે, એણે હાથીદાંતની એક જૂની મૂર્તિ કાઢી. લખનૌ તરફથી એણે એ મેળવેલી. એણે કહ્યું કે 'આ ખંડિત મૂર્તિ તમને ગમશે કે કેમ એ નથી જાણતો.' અને મૂર્તિ એણે મારા હાથમાં મૂકી. પણ એ મૂર્તિ હાથમાં આવતાંની સાથે જ મારું હૈયું જોરથી ધબકવા માંડ્યું. એ જ હતી મારી અતિ વાંછિત ખોવાએલી રાધિકા! આજ સુધી જેને શોધતો ફરતો હતો તે! મારા મોંમાંથી શબ્દ નીકળતો નહોતો. રાધિકાના જે હાથમાં પદ્મ છે એ જ હાથ માત્ર હતો: બીજો હાથ ભાંગી ગએલો હતો. જુદાજુદા હાથમાં ફરતાંફરતાં એ હાથ ભાંગી ગયો હશે, અથવા તો એના પૂજકોએ જ હાથ ભાંગી જતાં એને ફગાવી દીધી હશે. ભગવાન જાણે! વેપારીએ માગી તેટલી કિંમત એને આપી હું મૂર્તિને લઈ ઘરમાં ચાલ્યો ગયો ને એ જ વખતે એક સારા સુતાર—મિસ્રીને બોલાવી મારી રાધિકા માટે એક હાથ ઊંચું એક મંદિર બનાવવા ફરમાન કર્યું. કહ્યું, 'એ જાતનું મંદિર બનાવજે જેમાં રાધિકાને મૂકી હું એને ઈચ્છા મુજબ ફેરવીને જોઈ શકું. મંદિરની નીચે એક કળ મૂકજે કે જે ફેરવતાં જ અંદર રાધિકા ફરતી ફરવા માંડે.' અને એ એક એવું જ "ચીજ" મંદિર બનાવીને લઈ આવ્યો. એ મંદિરમાં રાધિકાની પ્રતિષ્ઠા કરી. મંદિર અલકની બાને સોંપતાં મેં કહ્યું, 'આને જતનથી જાળવીને રાખજે.' એણે એ મંદિર સહિત રાધિકાને કાળજીપૂર્વક પોતાના કપડાંના કબાટમાં મૂકી. વચ્ચે વચ્ચે મન થાય ત્યારે બહાર કાઢીને એ જોઉં, કોઈ બહારથી આવે તેને બતાવું ને પાછી ઠેકાણે મૂકી દઉં.

એ પછી ઘણાં વર્ષો વીતી ગયાં. ઘણા વખતથી રાધિકાનાં દર્શન નહોતાં કર્યાં. એ યાદ પણ નહોતી. એક દિવસે મિત્રો આવેલા

તેની સાથની વાતામા રાધિકાની વાત યાદ આવી જઈ મિલાપ બસ ‘વીનસ વીનસ’ ના કર થયુ કે આ વખત તો એના ગવ ગાળી નાખુ વીરેન બાલાવીને કહ્યુ કે મારી પછી રાધિકા લઈ આવ વાઅ અદર જઈ પાકને કહ્યુ પણ પાઉલને એ ળધ્યા છતા ન મળે! અને હુ અદર ગયા મે કહ્યુ ‘આ શી વાત છે? રાધિકા જાય ક્યા? મે જાતે જ આ કબાટમા સભાળપૂર્વક મૂકી છે ને?’ મનોમન ભય જાગ્યા કે કોઈ ઉઠાવી તો નથી ગયુ ને? અને હૃદયમા તોફાન મચી ગયુ અલકની બા માંદી રહતી. અને કોઈ ત્યા ન રહતુ તેને પૂછ્યુ, જવાબ મળ્યા કે ત્યા જ ખાના, ત્યા જ મે મૂક્યુ છે ચાવી લઈ પાઉલે ફરી કબાટ ફેરવ્યુ, પણ મદિર ક્યાય દેખાયુ નહિ પાઉલે નીચેના ખાનામાથી નાકડાનુ એક બાકસ કાઢ્યુ એમાથી લાકડાનુ એક જાપાનીઝ પૂતળુ નીકળ્યુ, મેં જ મ્યુ ટોન એક વાર અનેકવિધ વસ્તુઓ જવાથી લાવેલા વિવિધ હૉલમા અમે એનુ પ્રદર્શન ભરેલુ તેમા બે પૂતળા હતા, એક રાજકુમારીનુ અને બીજુ તેની સહિયરનુ મોટા ભાઈએ રાજકુમારી લીધી અને મે એની સહિયરને વસાવી એ પણ ભારે સુદર હતુ લાલ સાડી પહેરી, અબોડો ગૂથેલો અને ગાઢુ એમા ફૂલ પણ ખોસેલુ પાઉલે એ પૂતળુ હાથમાં લઈ કહ્યુ આ જ કે? મે કહ્યુ, ‘નારે ના આ તો રાણીની દાસી છે રાધિકા તો રાણી છે એનો ચહેરોમહોરો આવો હોય? શોધો, શોધો, બધુ ઉતારીને જુઓ અહી જ હતુ અહી જ છે જશે ક્યા? બધી જ વસ્તુ ઉતારી પણ રાધિકાવાળુ મદિર ન દેખાયુ મારી જાતે દરેક ખાનુ ફફોળવા લાગ્યા, પાગેથી પરસેવાના ટીપા પડવા લાગ્યા આખરે એક ખૂણામાં એક મોટો પર્શિયન ગાવનો ગોળો હતો તે ખેસવતા જ રાધિકાનુ મદિર દેખાયુ! હુ આનદથી બૂમ પાડી ઊઠ્યો, ‘મળી, મળી! જુઓ જુઓ, આ રહી મારી રાધિકા, હતી તેવી જ છે’

બાનુ જતનથી જાળવીને રાખવા જતા મે અને અલકની બાએ એ મદિરને પેલા ગવનો ગોળાની પાછળ છુપાવી રાખેલુ તે અમને

કોઈને યાદ રહ્યું નહોતું. ખેર, એ તો મટી ગયું. પારૂલને કહ્યું કે હવે ભૂલી ન જવાય એનો ખ્યાલ રાખજે. પછી વરંડામાં આની ઝૂલતી ખુરશી ઉપર ઝૂલતાં ઝૂલતાં કહ્યું કે હવે જાઓ પેલા મિત્રાડાને બોલાવો. મિત્રાડા આવ્યા મેં એને કહ્યું, 'તમે વારે વારે વીનસ કર્યા કરો છો તો એક વાર આને નિહાળીને જુઓ તમારી વીનસ આની પાસે પાણી ભરે પાણી! આમ કહી એક હાથે મંદિર ઝાલી રાખી બીજે હાથે એનું દ્વાર ઉઘાડી નાખ્યું. મિત્રાડા એ મૂર્તિ જોઈને ઠરી જ ગયો! હું જરા વાર મિત્રાડાના મોં પરના ભાવો જોઉં અને નીચેની ચાવી ફેરવું કે રાધિકા ફરતી ફરવા લાગે ને પાછી ઊભી રહે. એને આગળથી, પાછળથી ચારે બાજુએથી દેખાડી. જે હાથમાં પદ્મ છે એ બતાવ્યો અને પછી પેલો ખંડિત હાથ પણ બતાવ્યો ને કહ્યું કે, 'જુઓ, બધું બરાબર ઝીણવટથી જુઓ. તમારી વીનસને પણ હાથ નથી, એના કયા હાથમાં કઈ ચીજ હતી તે પણ કોઈએ કદી જાણ્યું નથી. અને આ મારી રાધિકાને પણ હાથ નથી. આ છે મારી ખંડિત રાધિકા. પુરીના ગજવીને જેમ ખંડિત રાણી હતી એમ જ આ મારી ખંડિત રાધિકા છે.

એ ખંડિત રાણીની વાત તમે જાણો છો? પુરીના રાજા ચલન્ત વિષ્ણુ કહેવાય છે. રાજાના હાથનો સ્પર્શ થતાં જ રથ ચાલવા માંડતો. ઘણા વખત પહેલાં એક વાર રથયાત્રા નીકળવાની હતી. રાજા રથની આગળ જગન્નાથને ચામર ઢોળતા ચાલી રહ્યા છે. ચારે બાજુ લોકોની ભીડ જામી છે. રથ ખેંચવા યાત્રાળુઓ ધક્કામુક્કી કરી રહ્યાં છે, કોઈ કોઈ ભીડમાં દબાઈ ચગદાઈ પણ જાય છે. રથયાત્રા ક્યારે ય જોઈ છે ખરી? એવી ભીડાભીડમાં રથ આગળ વધી રહ્યો છે એ સમયે મારગની એક બાજુ એક અતિશય લાવણ્યવતી, પરમ સુંદરી રાજાની નજરે ચડી એ હતી એક ભિખારણ. સાવ વિથરે હાલ મેલો સાળુ પહેરીને એ ત્યાં બેઠી હતી, છતાં એનું રૂપ જોઈ રાજા એના ઉપર મોહાયો. ઘેર પાછા વળી એણે એને તેડાવી અને—પોતાની માનીતી રાણી બનાવી.

એ રાણીનો એક હાથ કપાએલો હતો લોકો એને ખંડિત રાણી કહેતા હું પુરી ગયો ત્યારે એ જીવતી હતી ને વૃદ્ધા બની ગઈ હતી. એના મકાનની બાજુમા થઈને જતા પંડાઓ સમજાવતા કે આ મકાન પેલી ખંડી રાણીનુ ચચન્ત વિષ્ણુની એ ખંડિત રાણી સમયની સાથે વૃદ્ધત્વને પામી પણ મારી આ ખંડિત રાધા ! એનુ રૂપ તો જેમજેમ સમય જાય છે તેમતેમ ખીલતુ જ જાય છે

## ૧૭ : બાનો હાથ કલાકારનું ધ્યાન

ધ્યાન–ધારણા કે પૂજા–અર્ચના મેં કદી કર્યાં નથી. પણ મોટીબેનને જોતો : મસૂરીમાં પહાડ ઉપરના બંગલામાં ખડખડિયાં બંધ કરી બેઠાં હોય, શાક–ચટણી કરાવતાં હોય અને બેઠાંબેઠાં માળા ફેરવ્યા કરતાં હોય; અને રસ્તા પરથી કોઈ ઓળખીતાને જતાં જુએ તો તેને બોલાવી ખબરઅંતર પણ પૂછે. હું તો સવારે ઊઠતાં જ ફરવા નીકળી પડું. ઘણી યે વાર એ મને રોષથી કહે કે 'નિરાંતે બેસીને ભગવાનનું નામ તો લે થોડુંક! પણ એ કોને ગમે? ક્યાં ફરવા નીકળી ગયા હતા આ સવારના પહોરમા?' હું હસીને ઉત્તર આપતો કે 'અરે મોટીબેન, પેલી તરફ કેટકેટલી મઝાની જોવા-લાયક વસ્તુઓ છે એ જોઈ આવ્યો. કેવાં સુંદર પક્ષીઓ; એ બાજુએ બેઠાં હતાં! ઘેર બેસીને ભગવાનનું નામ લેત તો ઓછું એ બધું જોવા મળત?' અને એ માળા ફેરવતાં ફેરવતાં જરા વધુ રોષ ઉતારતાં.

ધ્યાનધારણા શાથી ન કરતો એ જાણો છો? એક વાર શું થએલું એ કહું. હવે હું ડાક્તરોને મારું શરીર બતાવતો નથી. કહું છું કે

'લીવર મારું બરાબર છે, તમારે બીજું જે કરવું હોય તે કરો, પણ મારા લીવરને હવે અડશો નહિ ' પણ એ સમયે બીજે ક્યાંયે કંઈ જ તકલીફ નહોતી, ઓચિંતાની કાળજામાં જ પીડા ઊપડેલી. ભયંકર હતી એ પીડા. કાળજાથી માંડીને છાતી સુધી શૂળા ભોંકાતાં હોય તેવું અસહ્ય દર્દ થતું હતું અને એ અસહ્ય દર્દમાં તરફડતો તરફડતો આખરે હું બેભાન થઇ ગએલો. ત્રણચાર દાકતરોએ આવી ઉપચારો કર્યા સવારે સારું રહે, પણ સાંજે પાછો દુઃખાવો ઊપડે અને દુખાવો ઊપડવાની બીકમાં જ હું ભાંગી પડું. સાંજ નમવાની સાથોસાથ થાય કે બસ હમણા દુઃખાવો શરૂ થશે જાણે સ્ટેશનમાં આવતી ગાડીએ દૂરથી જ વ્હિસલ આપી. એક દિવસ તો સવારથી જ પીડા ઊપડી. વેદનાથી હું અતિશય ટીલો બની ગયો. નાના બાળકની જેમ ચીસો પાડવા લાગ્યો કે 'હું મરી જઈશ. મરી જાઉં છું.' કરુણા, નેલી વગેરે આવ્યાં ને મને વળગી પડયાં. હવે વધુ વખત નથી એમ જ લાગતું થતું. દાકતરો આવ્યા ત્રણત્રણ ઈન્જેક્શનો મોર્ફિયાનાં આપ્યાં: એક સવારે, એક બપોરે ને એક રાતે દસ વાગે. મેં દાકતરોને આજીજી કરી કહ્યું કે બીજું ભલે ગમે તે થતું, પણ એક વાર મને ઊંઘ આવી જાય એવું કંઈક કરો દાકતરો પણ બિચારા વિચારી વિચારીને થાકયા. એક દિવસમાં ત્રણત્રણ મોર્ફિયા—ઈન્જેક્શનો ! એમણે કહ્યું કે જે બે ડોઝ મોર્ફિયાના અપાયા છે એમાં તો ભલભલા હાથીને યે ઊંઘ આવી જાય ! ખેર, ત્રીજો—એક વધુ ડોઝ તેમણે આપ્યો, 'ને કહ્યું કે હવે જે થવાનું હોય તે આ છેલ્લા ડોઝથી જ થવું જોઈએ—વધુ કંઈ ન કરી શકાય. અને આટલું કહી તેમણે તે રાત પૂરતી વિદાય લીધી. અને મારા ઓરડામાંથી મેં પણ એકેએક વ્યક્તિને વિદાય આપી કે તમે બધાં જ આ ઓરડો છોડીને ચાલ્યાં જાઓ. આજે મારે એકદમ એકાકી જ રહેવું છે. રાત પણ ઘણી વીતી હતી. છેલ્લા કેટલાક દિવસના ઉજાગરા અને ચિંતાને કારણે સહુ પોતપોતાના ઓરડામાં જતાં જ ઊંઘમાં પડી ગયાં. આખું યે મકાન નિઃસ્તબ્ધ

હતું હું ઉઘાડી આંખે પથારીમાં પડખોપડખો ઊંઘની રાહમાં જાગતો પડ્યો હતો ઊંઘ જ ન આવે, પછી બીજું કરું યે શું ? શરીરને જોતો હતો મોર્ફિયાની અસર ધીમેધીમે થતી હોય એમ લાગતું હતું જોઉં છું તો મારી ચારે બાજુની મચ્છરદાની જાણે ધ્રૂજતી ધ્રૂજતી નરી ગઈ છે, અને ભીતના હાલ પણ એવા જ છે ! ચૂલા ઉપર ગરમ હવા જેમ કંપતી લાગે છે અને બપોર વેળાએ મેદાનમાં પણ એવું જ દૃશ્ય દેખાય છે, એ મરીચિકા—ઝાંઝવા જેવું થયું ચારે બાજુની ભીત નજર સામે હાલતી જણાઈ ! મનમાં થયું કે ઈશ્વર તો આમાંથી પાર નીકળી જાઉં. આવી રીતે જ પરોઢ થયું હજી હું એમ જ રહ્યો છું, ત્યાં ઓચિંતાનો એક હાથ—બાનો હાથ મચ્છરદાનીની ઉપરથી નીચે આવ્યો એ હાથને જોતાં જ હું ઓળખી ગયો જડ થઈને હું પડ્યો રહ્યો જાણે બા કહી રહી છે 'ક્યાં દુખે છે બેટા ? અહીં ? અહીં ને ?' અને એ હાથ બરાબર જ્યાં પીડા થતી હતી ત્યાં સ્પર્શ્યો આખું શરીર જાણે ચોંકી ઊઠ્યું ! ચારે બાજુ ધારીધારીને જોયું, પણ ક્યાંય કોઈ નહોતું અને મારું દર્દ ? મારી પીડા ? પથારીમાં પડખું ફેરવી, બેઠો થઈ આમતેમ ફરીને જોયું, પણ મારી પીડા—મારું દર્દ પણ જાણે ચાલ્યું ગયું હતું ! હજી હમણાં તો જડ જેવો પડ્યો હતો—જરા યે હાલવા ચાલવાની પણ શક્તિ નહોતી થોડીવાર પહેલાં, તે હું હવે બિછાનામાં મારી મેળે બેઠો થયો ! શું કરું ? હું મનોમન અવાક જ થઈ ગયો.

પથારીમાંથી બેઠો થઈ ધીરેધીરે બહાર આવ્યો જોઉં તો એકદમ તાજો—સારો માણસ ! માંદગીનું નામનિશાન પણ નથી બારણા પાસે નોકર સૂતો હતો એ ઝટપટ ઊઠીને મારી પાસે આવ્યો. મેં એને કહ્યું કે 'કોઈને બોલાવવાની જરૂર નથી ચૂપચાપ એક ગ્લાસ ઠંડું પાણી લઈ આવ ' એણે ઠંડું પાણી લાવી દીધું મેં બરાબર મોં—માથું ધોઈ, તાજા થઈ એને કહ્યું, 'જા, હવે મારે માટે એક કપ સરસ ચા અને બે ટોસ્ટ સરખી રીતે માખણ ચોપડીને તૈયાર કરી લાવ

બહારના વરંડામાં હું ચિત્રો દોરું છું ત્યાં આપી જા અને જો, હોકો પણ જરા સરખી રીતે ભરતો આવજે ' નોકર એ બધું આપી ગયો ગરમાગરમ ચા—ટોસ્ટનો નાસ્તો પતાવી, હોકાની નળી મોમાં લઈ હું આરામથી હોકો ગડગડાવવા લાગ્યો ત્યારે સવારના પાંચ વાગ્યા હતા મોટાભાઈ ઉપરને દાદરથી મને વરંડામાં આવીને બેઠેલો જોતા અવાક થઈ ગયા! કહે 'આ શું ? તું અહીં બહાર આવીને બેઠો છે?' મે કહ્યું 'હવે મારું થઈ ગયું, મોટાભાઈ ' નિચી, કરુણા, અલકાની બા બ સૌએ ઊઠીને બિછાનામાં દરદીને ન જોયો એટલે ચારબાજુ હો—હા ને દોડાદોડ કરી મૂકવી વરંડામાં આવતા એ સૌ સામટા પૂછવા લાગ્યા કે 'તમે કયારે ઊઠીને બહાર આવ્યા એની જરા યે ખબર ન પડી!' મે કહ્યું કે 'ખબર કેમ પડે? હું તો હવે એકદમ સાજો—તાજો—માજો બની ગયો છું, હવે તમારે જરા યે ચિંતા કરવાની નથી! આમ કહું છું ત્યાં તો મહેન્દ્રબાબુ દાકતર પણ આવી પહોચ્યા મને વરંડામાં લહેરથી બેઠેલો જોઈ એ ચમકી ગયા મે એમને કહ્યું 'હવે તમારી જરૂર નથી ' એમણે હસીને ઉત્તર આપ્યો કે 'સારું સારું, સાજા થઈ ગયાને? ખાવા—પીવામાં શું કર્યું ? હવે સાજા માણસની જેમ હરોફરો જાઓ, કઈ રીતે તમારા દરદને અમે ભગાડી મૂક્યું છે?' મહેન્દ્રબાબુ હતા ત્યાં જ દાકતર બ્રાઉનના પગલા દાદર પર સંભળાયા. એમણે મને કુશળ—અંતર પૂછતાં જ એમનો હાથ ઝાલી હૅન્ડશેક કરતાં મે કહ્યું, 'ગુડ બાઈ, દાકતર હવે તમારી જરૂર નથી, જઈ શકો છો નિરાંતે!' અને દાકતર હસતાહસતા ચાલ્યા ગયા

દાકતર ચાલ્યા જતાં મનમાં સહેજ ખટકો થયો દાકતરોને 'હવે જરૂર નથી' કહી વગાડી તો દીધા, પણ કોણ જાણે ફરી પાછું દરદ માજો ઊપડશે તો ? અને મનમા કંઈકંઈ થવા લાગ્યું એ જ વખતે હોમિયોપૅથિક દાકતર અમરનાથ મારા ખબર પૂછવા આવ્યા એમને કહ્યું કે થોડીક દવા આપતા જજો—રાખી મૂકીશ, દરદ ઊપડશે તો

લઈ લઈશ એમણે કહ્યુ 'ભલે, હમણાં જ મોકલી આપુ છુ '
એમના ગયા પછી આવ્યા વૃદ્ધ દાકતર ડી એન રાય માની તબિયત
માટે એ અવારનવાર આવતા, એ મને જોવા આવ્યા હતા ચારેબાજુ
મારી માદગીના ખબર પ્રસરી ગયા હતા કે આજની રાત કાઢશે કે કેમ
એ જ શકા છે વૃદ્ધ દાકતરે આવતા જ કહ્યુ 'લીવરનુ દરદ ઊપડે
એમાં કઈ નવાઈ છે? આ ઉમરે આટલા બધા પુસ્તકો લખે છે
તે!' મે કહ્યુ, 'આટલાં બધા પુસ્તકો વળી કયા લખ્યા છે મે?'
તો કહે કે 'હુ જાણુ છુ ને? ઘેર છોકરીઓ થોડા દિવસ પહેલા જ
વાચતી હતી તે મે જોયુ છે' મે કહ્યુ 'એ તો ફક્ત બે જ ચોપડી
હતી—શકુન્તલા અને ક્ષીરેર પુતુલ' દાકતર કહે 'ભલેને એ બે જ, પણ
બે યે શુ ઓછી છે? આ ઉમર બન્ને પુસ્તકો લખ્યા, આટઆટલા
ચિત્રો ચીતર્યાં પછી તારુ લીવર ન પાકે તો પાકે કોનુ?' આટલી
ઉમરમા બાળકો માટે બે ચોપડીઓ લખી એમા તો 'આટલા બધા'
પુસ્તકો લખ્યાની વાત બની ગઈ! દાકતરની વાત સાભળીને હુ તો
હસીહસીને બેવડ વળી ગયો

જવા દો, એ વેળા તો બચી ગયો દાકતર ડી એન રાય પણ
મને ઘણી હિમત આપી હોમિયોપૅથિક દવા આપી ગએલા પણ એ
દરદ, એ પીડા તો સમૂળી જ ગઈ હતી અગાઉ દર વખતે દરદ
શમ્યા છતા યે તેની થોડી અસર રહી જતી, પણ આ વખતે તો ખબર
જ નહોતી પડતી કે આટઆટલુ દરદ હજી થોડા જ કલાક પહેલા મે
વેઠ્યુ હશે બે દિવસ પછી તો હુ પહેલાની જેમ જ હરવા ફરવા
લાગ્યો પણ આ વખતે સાજા થયા પછી એક વાર મનમા થયુ કે
આટલી ઉંમરમાં કાઈ દિવસ સરખો રીતે ભગવાનને યાદ નથી કર્યાં
આ વખતે તો લગભગ રામરામ જ હતા! આવતા ભવની ચિંતા તો
કદી મનમા જાગી જ નથી પેલે પાર જઈને જવાબ શુ આપત?
એ વિચાર મનમા ઘોળાવા લાગ્યો અલકની બાને જઈને કહ્યુ 'જો,

લાકડાની એક પાટ ત્રીજા માળની અગાશી પર મૂકાવજો કાલથી હું રોજ નિયમિતપણે ત્યાં એકાંતમાં બેસી ભગવાનનું સ્મરણ કરવાનો છું.

વળતી સવારે ઉપર અગાશીમાં ગયો ત્યારે હજી ચારે બાજુ અજવાળું થયું નહોતું પાટ ઉપર પૂર્વાભિમુખ થઇ બેઠો અને આંખો મીંચી ભગવાનને સાદ દેવા લાગ્યો પણ કઈ રીતે નાદ પાડું ? કઈ રીતે, કયા શબ્દોમાં એને યાદ કરું એ સમજાતું નહોતું મનોમન ભગવાનનું એક સ્વરૂપ કલ્પીને બોલવા લાગ્યો 'આજ લગી તને ચિંતવ્યો નથી મેં ભૂલ કરી એ ભારી માફ કરો મને, ઓ હે દયામય, માફ કરો આ વારે.' આવી બાલિશતા કરતો હું મથતો હતો હૃદયમાં ખને ભાવ જગાડી આંખમાં બે ટીપાં આણવા એવે વખતે મનમાં થયું,—જાણે કાન પાસે કોઈ કહી રહ્યું છે કે 'આંખ મીંચીને જોઈ શું રહ્યો છે? ઉઘાડી આંખે જો' અને ચમકીને આંખ ઉઘાડી સામે જોઉં છું તો આકાશ લાલમલાલ બની ગયું છે—સૂર્યોદય થઈ રહ્યો છે! શી મઝા હતી એ રંગોની! મનમાં થયું જાણે સરજનહારની પ્રભા પ્રસારતા સૂર્યદેવ ઊગી રહ્યા છે! સરજનહારની આ પ્રભાને ઉઘાડી આંખે જોવાને બદલે હું આંખો બંધ કરીને જોવા મથતો હતો! તે દિ સમજાયું કે મીંચેલી આંખે તેને જોવાની મારી ઇચ્છા ખોટી હતી હું કલાકાર છું. આંખો ઉઘાડી રાખી એને જિંદગી આખી નિહાળતો રહીશ

બારીન્દ્ર ઘોષને પણ મેં આ જ વાત કહી હતી એક દિવસ એ આવ્યો મારી પાસે. કહે કે તમારી પાસે ચિત્રકામ શીખવું છે મેં કહ્યું, 'ભલે શીખજે, પણ કંઇ ચીતર્યું છે? ચીતર્યું હોય તો તે બતાવ જોઉં.' અને એણે 'દુર્ગા'નું એક ચિત્ર બતાવ્યું ને કહ્યું કે 'આ ચીતર્યું છે' દુર્ગાના બીજાં ચિત્રો જેવું જ એ ચિત્ર હતું. મેં પૂછ્યું 'આ કઈ રીતે ચીતર્યું ?' એણે કહ્યું ધ્યાનમાં બેસીને પહેલાં એનું એક સ્વરૂપ નક્કી કરી લીધું, અને પછી એ જ ચીતરી કાઢ્યું' મેં કહ્યું, 'પણ એ બરાબર નથી બારીન ધ્યાનમાં જોવું નહિ ચાલે ઉઘાડી

આખે એ જોતા શીખવુ પડશે તોજ તુ ચિત્રકાર થઈ શકીશ યોગીના ધ્યાનમા અને કલાકારના ધ્યાનમા અહી જ ફેર છે '

આ આકાશમા વાદળોની સવારી નીકળી છે કેટલા રંગ, કેવુ રૂપ અને કેટકેટલા ભાવોના દર્શન થાય છે! જ્યારે મોટો પડેલો અને હરફર કરવાની દાકતરએ મનાઈ કરી ત્યારે મોટે ભાગે વરંડામા આરામખુરશી ઉપર વખત વીતાવતો સ્થિર થઈને ચૂપચાપ બેઠો હોઉં, સામે હોય ઉઘાડુ આકાશ, એકચિત્તે એ નિહાળનો રહુ, એજ સમો આકાશમા વિહરતા વાદળોની વિચિત્રતા જોઈ શકયા કેટકટલા રૂપ તેમા દેખાતા!—મકાન—ઘર, વન—જંગલ, પશુ—પખી, નદી—પહાડ જાણે માનસસરોવરના રૂપ તણાઈને આખોમા સમાતા હતા! એકવાર વિચાર આવેલો કે આ વાદળ ચિત્રોનો જ એક ચિત્ર સપુટ તૈયાર કરુ ! કેટકેટલી રંગોળીઓ આ વાદળોમા વડી જાય છે

એકવાર ડિઝાઈન ચીતરવા બેઠેલા એક કિશોરને જોયો ચિત્રકામના સાધનો સામે રાખીને તે ઉપર મોભ ને વળીઓ તરફ જોઇ રહ્યો હતો! પૂછ્યુ 'અત્યા ઉપર શુ જૂએ છે? ડિઝાઇન ઓછી ત્યા લટકે છે? બહાર આકાશ તરફ નિહાળીને જો ત્યા અનેકવિધ આકૃતિઓ ભરી પડી છે અને એ પણ ન ફાવે તો તારા ડ્રૉઈંગપેપર સામે જ જોના બેન મોભ અને વળીઓમાથી શુ મળશે? કાગળ ઉપર નિહાળીને જોતા પણ ઘણીવાર ઘણ ઘણ જોવા મળે છે જાપાનીઓ તો જેના પર ચિત્રકામ કરવુ હોય તે કાગળ સામે મૂકીને તેને જ બેઠાબેઠા જોયા કરે છે, અને પછી તેના પર ચિત્રકામ કરે છે ટાઇકાનને મે તેમ કરતાં જોયા હતા ચિત્રકામ કરવુ હોય ત્યારે એ રંગ, શાહી, પીછી વગેરે સાધનો લઈ, ચિત્રકામ જેના પર કરવું હોય તે કાગળ સામે પાથરી, ગોઠવુ વાળી, કોણીભર ઊંધા પડે, થોડી વાર એકીટશે કાગળ સામે જોઈ રહે, ને પછી એકવાર પીછી હાથમા લઈ, શાહી કે રંગમાં બોળી એ વાગ ધનરકા

આમતેમ લગાવે ને નીચે મૂકી દે. બસ ચિત્ર તૈયાર! એ કોરા કાગળમાં જ ચિત્રનું રૂપ જોઈ શકતા. બેચાર લીટામાં એને વ્યકત કરવાનું જ માત્ર બાકી રહેતું.

# ૧૮ જાપાની કલાકાર ટાઈકાન

ટાઈકાન બહુ મઝાનો માણસ હતો ઓકાકુરા છેલ્લી વાર આવ્યા ત્યારે કહેતા ગયા હતા કે 'હું જાપાન જઈને અમારા એક બે કલાકારને અહીં મોકલી દઈશ તેઓ આ દેશ જોશે, ચિત્રો ચીતરશે ને તમને તેનું કામ જોવા મળશે તમારું યે કામ થશે અને તેમનું યે કામ થશે ' અને એમણે બે ચિત્રકારોને અહીં મોકલ્યા, તે ટાઈકાન અને હિશિદા બેઉ બાળકો જેવા હતા તેમ છતાં ટાઈકાનના આંખ—મોં જરા ઘડાએલા લાગતાં દીઠે એ સોહામણો લાગતો પણ હિશિદા તો તદ્દન બાળક—કૂમળા છોડ જેવો હતો એનું મોં જોઈને કોઈ માને જ નહિ કે એ છોકરો હશે છોકરાના વેશમાં જાપાની છોકરી હોય તેમ જ લાગતું સફરજન જેવા ચળકતા લાલચોળ ગાલ, મગ જેવી કાળી આંખો ને મીઠડું મોં હું રમૂજમાં એને મિસિસ ટાઈકાન કહેતો જે સાંભળી એ બેઉ હસી હસીને ઢગલો થઈ જતા

ટાઈકાન અને હિશિદા સુરેનને ત્યાં જ રહેતા અહીંતહીં ફરી ચિત્રો ચીતરતા નવરા તો બેસે જ નહિ સતત સ્કેચ કર્યા જ કર-

કેટલી યે વાર જોતો કે ગાડીમાં બહાર જતા હોઈએ ત્યારે પણ ટાઈકાન રસ્તા ઉપર આમતેમ જોતોજોતો ડાબો હાથ ચત્તો કરી એની હથેળીમાં જમણા હાથની આંગળી ફેરવતો જ હોય ! હું પૂછું કે આ શું કરે છે ? તો કહે કે 'એ તો આ ચિત્રનું વસ્તુ નક્કી કરું છું એક વાર હાથ ઉપર આંગળી ફેરવી નક્કી કરી લીધું એટલે એ મનમાં બરાબર આવી ગયું સમજવું ' ને કયારેક એને ઝપાટ પોતાના ઝભ્ભા કે કોઈની ચાદર ઉપર પેન્સિલ કે કલમથી સ્કેચ કરતા જોતો પોતાના કપડા કે દેખાવ ઉપર એનું ખાસ ધ્યાન નહોતું મસ મોટી એવી ઘાસની હૅટ માથે ચડાવીને એ કલકત્તાના બજારમાં બળબળતા બપોરે ભટકતો ફરતો લોકો એ પાગલ જેવા પોશાકમાં પોતા વિષે શું ધારશે તેની એ પરવા જ ન કરતો હું કંઈ કહેતો તો એ હસીને કહેતો કે 'એમાં શું ? જાણો છો ને આ હૅટ તડકામાં બહુ ઠંડક આપે છે ? ' એ મારા સ્ટૂડિયો ઉપર આવતો ત્યાં બેસીને એ જે કામકાજ કરતો એ બધાં ચિત્રો અમારા પ્રદર્શનમાં મૂકાતા લોકો ત્યાં એ જોતા ને ખરીદતા અમે પણ કેટલીક વાર ખાસ ચિત્રો તૈયાર કરાવતા એ પરદેશ આવ્યો હતો, એનું ભરણપોષણ પણ થવું જોઈએ ને ?—એ ચિત્રોના વેચાણ દ્વારા એનું નભ્યે જતું

ટાઈકાને રેશમ ઉપર સહુ પહેલું ચિત્ર આછી રેખાઓમાં દોર્યું ત્યાર પહેલાં તો અમને એ દેખાયું જ નહિ ! મુઘલ ને ઈરાની ચિત્રોના જલદ રંગો જોઈજોઈને અમારી આંખો એવા રંગો માટે જ ટેવાઈ ગઈ હતી, જ્યારે આ ચિત્રોમાં તો નહોતા રંગ કે શાહી આછા એવા ધુમાડા જેવું લાગે ! આ વળી કયા પ્રકારની ચિત્રપદ્ધતિ ? કેટકેટલી યે આશાઓ બાંધી હતી કે જાપાની ચિત્રકારો આવશે, એનું કામ જોવા મળશે, કઈ રીતે તેઓ ચીતરે છે ને રંગપૂરણી કરે છે એ બધું જોવા મળશે, તેને બદલે જોયું કે કયાંકથી લાકડાનો કોલસો લાવી એ વતી જ પ્રથમ રેશમ ઉપર ચીતર્યું ! અને પછી થોડાક પીંછાઓને સરખી

રીતે બાધી, તે વડ આછો રગ ફેરવી દીધો અને ચિત્ર પૂરુ થઈ ગયુ!
મારુ મન ઉદાસ બની ગયુ સુરેનને કહ્યુ, 'સુરન, આમા તો ચિત્ર
સ્પષ્ટ દેખાતુ જ નથી ' સુરને જવાબ વાળ્યો કે 'દેખાશે, દેખાશે,
પહેલાં એ જોવાની ટેવ તો પડવા દો ' અને એ સાચુ પડ્યુ થોડા
દિવસ પછી અ જોવાની ટવ પડી ગયા બાદ, અ ચિત્રો મને સ્પષ્ટ
થવા લાગ્યા અને ગમવા પણ લાગ્યા ઘણા ચિત્રો એ લોકોએ ચીતર્યાં
હતા આપણા દવ–દેવીઓના ચિત્રો પણ એનુ બરાબર વર્ણન આપ્યે
એ ચીતરના ટાઈકાને સરસ્વતી અને કાળીમાતાના ચિત્રો ચીતર્યા હતા
તે સરલાની બાએ ખરીદલા

અમારા સ્ટુડિયો માટે ચિત્ર ચિતરાવવાનાં હતાં ભીત ઉપર એક
મોટુ વિલાયતી તૈલચિત્ર હતુ તે રાજેન મલ્લિકને વેચી દીધું અને એ
પૂરી દીવાલના માપનુ ચિત્ર કરવા ટાઈકાનને કહી દીધું

ચિત્ર રાસલીલાનુ કરવાનુ હતુ ટાઈકાન કહે, એની વિગત આપો
મે એને રાસલીલાનુ વિગતવાર શબ્દચિત્ર આપ્યુ અહીં ની સ્ત્રીઓ
કઈ રીતે સાડી પહેર છે એ બતાવવાનુ હતુ તે માટે ઘરમાથી એક
નાની છોકરીને બોલાવી એને 'મૉડેલ' તરીક બતાવી કહ્યુ કે આ રીતે
સાડીના છેડાનો વળાક લેવાનો સાડીના પાલવ–છેડાના વળાકનો એણે
અભ્યાસ કર્યો કયા કયા કયા કયા અલકાર મૂકવા તે બતાવવા જૂના
કાળના શિ પ અને ચિત્રો દ્વારા તેની વાત સમજાવી અને બસ, વાત
પૂરી પછી એ નીચે જમીન ઉપર જબ્બર એવો કાગળ પાથરી
ચીતરવા બેસી ગયો રેશમ ઉપર પ્રથમ કોયલાથી રેખાકન કરી પછી
તેના ઉપર જ આસન લગાવીને ચિત્રકામમા લાગી ગયો બીજી તરફથી
રગપૂરણી કરવા લાગ્યો, અને જોતજોતામા થોડા દિવસમા જ ચિત્ર
પૂરુ થવા આવ્યુ ઉપર આકાશમાં ચદ્રની ચાંદની પ્રગટી, લગભગ
બધુ જ પૂરુ થઈ ગયુ, એમ છતા ટાઈકાનનો હાથ ચીતરતા જ રહ્યા
એ અટકતા જ નહિ, જાણે ચિત્રકામનો છેડો આવતો જ નહોતો

ત્યારે એ બાલીગંજ બાજુ રહેતો વહેલી સવારે ચાલ્યો આવે આવતાં જ ચિત્ર ઉપરનો પડદો એક બાજુ સેરવી નિહાળી નિહાળીને ચિત્ર જુએ અને આમતેમ માથું હલાવે, જાણે બરાબર એની ધારણા મુજબનું કામ હજુ થયું નથી રોજ એ જ સ્થિતિ હું જોતો એને પૂછ્યું, 'તને આમાં કયાં ખટકે છે?' કહે કે 'કંઈ બરાબર સમજાતું નથી છતાં આમાં કંઈક રહી ગયું છે એમ તો લાગે જ છે' આટલું બોલી ચિત્ર તરફ જોઈ એણે ફરી માથું હલાવ્યું પણ પછી એક સવાર એ આવ્યો એ સ્ટૂડિયોમાં પ્રવેશ્યો ત્યારે શિવલી ફૂલ આવવા શરૂ થયાં હતાં ઘરમાંથી છોકરીઓ થાળ ભરીને શિવલી ફૂલ એ ઓરડામાં મૂકી ગએલી હવાને લઈને એમાંથી થોડાં ફૂલ અહીંતહીં વેરાયાં હતાં ટાઈકાને એ જોઈ બધાં ફૂલ વીણી લીધાં હું બેઠોબેઠો બધું જોતો હતો ફૂલ હાથમાં લઈ એણે એક ઝપાટે ચિત્ર ઉપર ઢાંકલું કપડું ઉપાડી લઈ ચિત્ર સામે જમીન ઉપર પેલાં ફૂલ મૂક્યાં—વેરી દીધાં અને પછી થાળમાંથી બીજાં ફૂલો લઈ ચિત્ર ઉપર—આકાશમાં, વાદળાં ઉપર, વૃક્ષો ઉપર બધે જ ફૂલ વેરી દીધાં એ હવે ખૂબ ખુશ હતો એનું હાસ્ય હવે સમાતું નહોતું રહીરહીને ઊભો થઈ દૂરથી ચિત્રને નિહાળે અને ચિત્ર ઉપર ફૂલ વેરતો રહે આ રીતે એણે થાળનાં બધાં જ ફૂલ ચિત્ર ઉપર વેરી દીધાં જાણે એ એક આનંદદાયક રમત હતી ફૂલથી શણગારેલા ચિત્ર તરફ ઘણીઘણી વાર સુધી જોયા પછી ધીરધીરે કરીને એણે એ બધાં જ ફૂલ પાછાં થાળીમાં સજાવી દીધાં માત્ર એક ફૂલ ડાબા હાથમાં લીધું ને બેઠક જમાવી ચિત્ર ઉપર, અને પછી હળવો નારંગી રંગ લઈ એ ફૂલગૂંથણી કરવા લાગ્યો ડાબા હાથમાંના ફૂલને ફેરવતો જાય અને એને જોઈજોઈને ચીતરતો જાય જોતજોતામાં ચિત્ર ફૂલોથી ઉજ્જ્વળ થઈ ગયું—આકાશમાંથી જાણે પુષ્પવૃષ્ટિ થઈ રહી છે અને હવામાં તરતા તરતા ફૂલડાં રાસલીલાના નૃત્યોત્સવ વચ્ચે પથરાતાં આવે છે! રાધાના હાથમાં એણે એક કદંબફૂલ મૂક્યું અને એના ગળામાં શિવલીફૂલની માળા આરોપી અને કૃષ્ણની

બસરી ઉપર પા ફૂલમાળ નાખી, ફૂલની આભાએ જાણ જ્યોત્સ્ના રાત્રી ખીલી ઊઠી અને હવે જ આખું ચિત્ર પૂરું કર્યું એ બોલ્યા 'આ ખામી જ આજ સુધી ટાળી શક્યા નહોતા ' એ ચિત્ર આખરે એક દિવસ દીવાલ ઉપર ટીંગાડવામાં આવ્યું ટાઈકાન જાતે જ અને મહેનું ફ્રેમની ચાર બાજુએ દરિયામોજાં ચાડીને પાનવ લગાડી દીધાં એ રાસલીલા ચિત્ર બતાવવા અમે મિત્રમંડળને સ્ટૂડિયામાં નાતરી પાર્ટી આપતી એ દિવસો બહુ આનંદમાં વીત્યા હતા

ટાઈકાન મને લાઈન ડ્રૉઈંગ શીખવતો કઈ રીતે પીંછી ચલાવવી તે સમજાવતો આપણે ઝટપટ—ઉતાવળે રેખા ખેંચીએ છીએ પણ રેખા કેટલી ધીરજપૂર્વક તેઓ દોરે છે તે એની પાસેથી જ શીખ્યો મુધલ ચિત્રની વિવિધ પદ્ધતિ હું એને શિખવાડતો આમ અમારી વચ્ચેનું સૌજન્ય વિકસ્યું રહેતું વિદેશી અને દેશી કલાકાર વચ્ચે કઈ જ ભેદ રહ્યો નહોતો આજે એવું બહુ દેખાતું નથી

ટાઈકાન કુદરતનો રીતસર અભ્યાસ કરતો આપણા દેશના ફૂલ પાંદડાં, છોડ વૃક્ષો, માણસોની રીતભાત, અલંકાર, પહેરવેશ, જ્યાં જ્યાંથી જે કંઈ ગમ્યું તેનું લેખન—આલેખન ઢગલાબંધ નોંધપુકોમાં ઉતારીને એ લઈ ગયો છે ખાસ કરીને આપણે ત્યાંના લોકોના ચહેરા, મો, આંખોની વિશિષ્ટતાનું એણે બહુ ધ્યાનપૂર્વક અવલોકન કર્યું હતું એ વખતના ટાઈકાનના રેખાંકનો જોઈજોઈને જ મને કાગળ પાણીમાં ભીંજાવી તેના ઉપર ચિત્રકામ કરી શકાય તે સમજાએલું હું જોતો કે ટાઈકાન ચિત્રને ઘણાઘણા 'વૉશ' આપી ભીંજાવી રાખતો મેં મારા ચિત્રકામ કરેલા કાગળો ભીંજાવી દીધા, અને પછી તેને ઉપાડીને જોતા તેમાં સારી અસર—એક સુંદર 'ઈફેક્ટ' નજરે પડી અને ત્યારથી 'વૉશ' પ્રચલિત થયા અજબ મસ્તરો હતો એ ટાઈકાન. હિશિદા તેવું ન કરતો એ લહેરથી અહીંતહીં ફાવે ત્યાં ફર્યા કરતો ક્યાંકથી કંઈક માટીનો ટુકડો મળતા તે ઘસીને તેમાંથી રંગ કાઢ્યો જ

છે અમારા બગીચામાં સિમ ઝાડ હતાં ફરતાફરતાં બે ચાર પા ઢ તેડી તે ચાખતા તેમા રગ જણાયો આવીને તુરત એનો ઉપયોગ એક ચિત્રકામમાં કર્યો બીજા કોઈ ઝાડની ડાળી હાથમા આવી તો લાવીને બાળી અને એના લાકડાના કોયલાની 'સ્ટિક' બનાવી તેનાથી એક ચિત્ર દોર્યું ! બીચારા જાપાન જતા જ અ ૧ા અવસાન પામ્યા છઅક મહિના અહી રહેલો જતી વેળા કહેતો ગયો હતા કે ફરીથી હિ દ આવીશ અને ત્યાં જઈને કલાકારના એક જૂથને હિ દ મોકલીશ પણ એ એમ કરી ન શક્યા એ જુવાન જીવતો રહ્યો હોત તો એક મહાન ચિત્રકાર થયા હોત એનુ એક ચિત્ર ખૂબ જ યાદ આવે છે એ ચિત્રમા દૂર સાગર ને આકાશ એક થઈ જતા હતા નામે ત્તાર કિનારા ચિત્રમા એણે માત્ર એક જ બાજુ ચીતર્યું હતું પણ એ બાજુ અજબ હતુ જાણે કિનારા ઉપર પડી નુ ન પડતુ હોય તેવુ હતુ એ એ ચિત્રની સુ દરતા વિષે શુ કહુ ? સાગર તર ગનો પન્ના રો વર્ણ, એનો ધુઘવાટ, જાણે કાનમા સ્પષ્ટ સ ભળાતા આ ચિત્ર પર હુ ખૂબ જ આકર્ષાએલો આ હિશિદા તો મરી ગયો પણ ટાઈકાન જીવતો હતો અમે અ તરગ મિત્રો જેવા થઈ ગએલા પત્ર વ્યવહારથી અમે પરસ્પરના કુશળ—અ તર નિયમિત જાણતા રહેતા

પછી રવિકાકા જાપાન જવાના હતા ન દલાલને પણ સાથે લઈ જનાર હતા તેમના દેશના કલાકારમાં ભળી આવી બધુ જોવુ—જાણવું જરૂરી હતુ ન દલાલને કહ્યુ 'ટાઇકાનને મળતો આવજે' પણ ખાલી હાથે મળવા જવાય ? મારી પાસે એક કોતરકામ કરવુ, બહુ જૂના— કોઈ નવાબના જમાનાનુ ઘોડાના પટ્ટામા ભરાવવાના બખ્તરના શણગાર જેવુ સુ દર કામાનુ એક ચગ઼ હતુ ન દલાલને કહ્યુ કે 'ટાઈકાનને મારા વતી આપજે અક બાજુ કડી જેવુ છે એટલે તેને એ ચિત્રકામમા ઠીક કામ લાગશે ' અને તની વડુ માટ આપજે ત્યાની સાડી તથા થાડુક કાપડ મોકલ્યુ ન દલાલ જાપાનથી પાછા ફરતાં તેમની પાસેથી

સાભળેલુ કે ટાઇકાન કામાના એ ચગદાથી બહુ ખુશ થએલો ફેરવીફેરવીને તે જોતોજોતો હસતો હતો

ઓકાકુરા જ્યારે પહેલી વાર હિંદ આવ્યા ત્યારે ઘણુ કરીને કલકત્તામા [1]સુરેનને ત્યા ઊતર્યા હતા ત્યારે તેમની સાથે ખાસ વધુ પરિચય થયો ન હતો વચ્ચે વચ્ચે જતો ત્યારે તેમને એક કોચ પર બેઠેલા જોતો નામે હોય એક કામાનુ પધ્મફૂલ એમા સિગારેટો ભરેલી પડી હોય એક પછી એક ઉપાડી ચેતાવે ને ધુમાડા કાઢ્યા કરે. વધુ વાત એ ક્યારે ય કરતા નહિ દીગણા ને ભરાવદાર માણસ, સુદર ચહેરા, લાબી આખો, જાણે ધ્યાનસ્થ મૂર્તિ. બરાબર કોઈ મહાપુરુષની અદાથી બેસતા એમના આખ–મો ઉપર રાજતેજ ચમકતુ રહેતુ. એમને સુરેન ખૂબ ગમતો સુરેન માટે એ કહેતા કે He is fit to be a king.

દસ વર્ષ પછી જ્યારે એ ફરી હિંદ આવ્યા ત્યારે હુ કળા–પ્રવૃત્તિમા રસ લેતો થયો હતો લગભગ હમેશા અમારા જોડાસાંકોના સ્ટૂડિયોમા આવીને બેસતા ને વાતો તથા ચર્ચા કરતા નદલાલ વગેરેને દીવાસળીની ત્રણ સળીઓ વડે એ આર્ટની ટૅડીશન, ઑબ્ઝર્વેશન અને ઓરિજિનાલિટી સમજાવતા,—જાપાનીઓ એને દેવતાની જેમ ભક્તિભાવે જોતા અમારે ત્યા એક જાપાની માળી હતો ઓકાકુરા આવ્યા છે એમ સાભળતા એને ઓકાકુરાને મળવા મન થયુ. ઓકાકુરા સ્ટૂડિયોમા બેઠાબેઠા નદલાલ સાથે વાતો કરતા હતા એ આવી દૂરથી દરવાજા પાસે ડોકિયુ કરવા લાગ્યો મે કહ્યુ, 'અદર આવ' પણ કેમે ય આવે નહિ. દૂર રહ્યો રહ્યો જ જોયા કરે થોડી વારે ઓકાકુરાનુ ધ્યાન જતા એમણે જમણા હાથની તર્જની ઊચી કરી એને અદર આવવાનો આદેશ આપ્યો, અને માળી બહારથી જ ગોઠણ વાળી, માથુ ઝુકાવી અદર આવ્યો. ઓકાકુરાએ કુશળતાની વાતો રૂપે બેએક વાત

[1] સુરેન : સુરેન્દ્રનાથ ઠાકુર

કરી, અને પછી એ આવ્યો હતો તે જ રીતે પાછો બહાર ચાલ્યો ગયો. એ જેટલી વાર અંદર રહ્યો તેટલી વાર સીધો થઈને ઊભો ન રહ્યો. પછી એને પૂછેલું કે 'તું એમ શા માટે ઊભો રહેલો?' તો કહે કે 'બાપા! અમારા દેશમાં એની પાસે જવું એ કંઈ રમત વાત છે? અમારે માટે તો એ દેવના જેવા છે.'

આ વેળા ઓકાકુરા ચોતરફ ફરીને ભારતવર્ષ નિહાળવાના હતા. ઘણે સ્થળે થઈ આવ્યા હતા ને હવે થોડાંક જ બાકી હતાં મેં કહ્યું, '*જ્યારે જોવા જ નીકળ્યા છો ત્યારે કોનારકના મંદિરો જોઈ આવો, નહિ તો ભારતવર્ષની મૂળ ચીજ જ જોવાની રહી ગયાનો વસવસો થશે.* ઓકાકુરા કહે કે પુરીનાં મંદિરો જોવાનું યે ઘણું મન છે: કંઈક ગોઠવણ



રાસલીલા : જાપાની કલાકાર ટાઈમાને દોરેલું ચિત્ર

કરી આપશો?' ત્યારે એ ભયંકર માંદગીથી પીડાતા હતા. શરીર સાવ ખખડી ગયું હતું. છતાં ભારતની કલાકારીગરી જોવા આવેલ: મારા આ વિદેશી કલાકાર બંધુને જગન્નાથનો સાદ હતો, પણ છડીદાર છોડતો નહોતો.

## ૧૯ · સિસ્ટર નિવેદિતા

ભારતવર્ષને જે જે પરદેશીઓએ ખરા અંતરથી ચાહ્યુ છે તેમા નિવેદિતાનુ સ્થાન મોખરે છે બાગબજારના એક નાના મકાનમા એ રહેતા અમે અવારનવાર ત્યા જતા નંદલાલ વગેરે માટે એને ખૂબ પ્રેમ હતો તેમને એ નાનો ઉત્સાહ આપતા નદલાલને અજતા મોકલ્યા પણ એમણે જ એક દિવસ મને કહે કે 'મિસિસ હૅરિંગહામ અજતા આવ્યા છે તમે પણ તમારા વિદ્યાર્થીઓને ત્યા મોકલી દો એના કામમા મદદ થશે અને બને પક્ષે ફાયદો થશે હુ કાગળ લખી બધુ ગોઠવી દઉ છુ ' મે કહ્યુ, 'અચ્છા' નિવેદિતાએ તરત મિસિસ હૅરિંગહમને પત્ર લખી નાખ્યો જવાબમા લખાઈ આવ્યુ કે 'મને મુબાઈથી મારા કામમા મદદ કરે તેવા આર્ટિસ્ટો મળી ગયા છે, તમો લખો છો એ બધા નવા છે, વગેરે વગેરે '

પણ નિવેદિતા એમ સીધી વાત ગણજમા મૂકે એવી બાઈ નહોતી એણે ફરી કાગળ લખ્યો અને મને કહ્યુ કે 'ખરચીખરચી દઈને આ છોકરાઓને અજતા મોકલી દો આવી સરસ તક હાથમાથી જવા દેવી નહિ પોસાય ' મે પણ એ વાત માની લીધી અને નદલાલ તથા

બીજા કેટલાક વિદ્યાર્થીઓને અજંતા મોકલી દીધા. પણ એમને રવાના કર્યા પછી હું ચિંતામાં પડી ગયો, કે આ બધા પારકા છોકરાઓને પહાડ—જંગલમાં તો મોકલ્યા, પણ ત્યાં કંઈક અણધાર્યું થયું તો? મને કયાંય ચેન ન પડે. ગયો નિવેદિતા પાસે કહ્યું, 'ત્યાં અજંતામાં એ બધાની ખાવાપીવાની શી ગોઠવણ છે? રસોયોબસોયો કોઈ છે નહિ બધા છોકરા જ છે' એણે કહ્યું: 'વારુ હું બરી ગોઠવણ કરું છું.' અને એણે ગણેન મહારાજને બોલાવ્યા. દાળ, ચોખા, તેલ, મીઠું, મેંદો, ઘી અને એક રસોયાને સાથે લઈ જવાનું કહી બધી સૂચના આપી એમને નંદલાલ પાસે મોકલી દીધા ત્યારે જ મને નિરાંત થઈ.



નિવેદિતા ન હોત તો નંદલાલને અજંતા જવાનું ન થાત. અજબ બાઈ હતી એ. મને એનો પ્રથમ પરિચય થયો અમેરિકન કૉન્સલને ઘેર. એણે ઓકાકુરાને પાર્ટી આપેલી, તેમાં નિવેદિતા પણ આવ્યાં હતાં. ગળાથી પગ સુધી શ્વેત-કંથા, ને ગળામાં ઝીણા રુદ્રાક્ષની માળા. જાણે શ્વેત પાષાણમાંથી કંડારેલી કો તપસ્વિનીની મૂર્તિ. એક બાજુ જેવું સ્થાન ઓકાકુરાનું હતું તેવું જ બીજી બાજુ નિવેદિતાનું હતું. મનમાં થયું જાણે બે જુદા જુદા કેન્દ્રના તારક ત્યાં આવી મળ્યા હતા. એ દૃશ્ય કેવું અદ્ભુત હતું તે કઈ રીતે સમજાવું?

બીજી એકવાર એમને જોયાં હતાં જસ્ટિસ હોમવૂડને ત્યાં મળેલી સોસાયટીની એક પાર્ટીમાં. એમાં સૌને નોતરવાનો ભાર મારા ઉપર હતો. નિવેદિતાને પણ આમંત્રણ મોકલ્યું હતું. પાર્ટી શરૂ થઈ ગયા પછી થોડીવારે એ આવેલાં. મોટામોટા રાજા રજવાડાના સાહેબ મેમ-સાહેબોની ભીડ જામી હતી. કુલીન કુટુંબોની સ્ત્રીઓ, એમના પરિધાન —શૃંગાર તથા કેશગુંફનના અનેકવિધ પ્રકારો સાથે, તેમજ કેટલીક વિખ્યાત સુંદરીઓ પણ આ પાર્ટીમાં આવી હતી. એમનાં સૌંદર્ય અને ફૅશનની ચારે બાજુ ઝાકમઝોળ હતી. સૌ હાસ્ય, વાર્તા વિનોદ અને ગાવા વગાડવામાં મસ્ત હતા, સાંજ પડવા આવી હતી. એવે સમયે નિવેદિતા આવ્યાં. એજ સાદો પોષાક ને ગળામાં રુદ્રાક્ષની માળા. માથાના વાળ એકદમ સોનેરી નહિ, પણ સોનેરી રૂપેરી મિશ્ર અને ઊંચા બાંધેલા. એ જ્યારે આવીને ઊભાં રહ્યાં ત્યારે લાગ્યું કે જાણે નક્ષત્રમંડળમાં ચંદ્રોદય થયો! સુંદર આંગ્લ સ્ત્રીઓ પણ તેની હાજરીમાં પળવારમાં ઝાંખી પડી ગઈ. સાહેબો પણ ગુસપુસ કરવા લાગ્યા. વૂડરૉફ અને બ્લાન્ટે આવીને પૂછ્યું કે આ કોણ છે?' તેમની સાથે નિવેદિતાનો પરિચય કરાવી આપ્યો.

સાથેસાથ સુંદરી હું કોને કહું છું તે તમને ખબર નહિ હોય. સુંદરીનો આદર્શ મારી પાસે એક જ છે: કાદંબરીમા મહાશ્વેતાનું વર્ણન છે તે. ચંદ્રમણિમાંથી કંડારેલી મૂર્તિ જાણે જીવતી જાગતી બેઠી થઈ ગઈ હોય.

નિવેદિતાના અવસાન પછી તેનો એક ફોટોગ્રાફ ગણેન મહારાજ મારફત મે મેળવ્યો હતો. તે મારા ટેબલ ઉપર જ હમેશાં રહેતો. લૉર્ડ કારમાઈકલના જેવી કળાદષ્ટિ બહુ ઓછાની હશે. સમાન શૉખે અમે બંને મિત્રો બન્યા હતા. જર્મનીની લડાઈ પહેલાં એમણે એક સ્ટીમર ભરીને પોતાનો કળા—સંભાર (સંગ્રહ) તેમજ અમારા ચિત્રોનો એક મોટો સમૂહ વિલાયત રવાના કરેલો. મારગમાં એ સ્ટીમર ભૂમધ્ય

સાગરમા ડૂબી ગઈ એ માટે શોક કરતાકરતા તેઓ કહેતા હતા કે 'મારો સરસામાન જે ગયો તે ભલે ગયો, તેનુ મને દુખ નથી, પણ તમારાં ચિત્રો ગયા એ ભાર દુખદ થયુ છે નદલાલે આવીને જ્યારે આ માટે અફસોસ જાહેર કર્યો ત્યારે મે કહ્યુ કે મારુ જ થયુ, એમા અફસોસ શો કરવાનો ? હુ જોઉ છુ કે જળદેવીઓ આપણા ચિત્રો વરુણાલયમાં ટાંગીને આનદ માણી રહી છે ગયા તો છો ગયા એ માટે શાક ન કરીશ

એ લૉર્ડ કારમાઈકલ એક દિ મારે ત્યાં આવેલા ટેબલ પર નિવેદિતાનો ફોટો જોઈ એમણે પૂછ્યુ કે આ કોનો ફોટો છે ? મે કહ્યુ, 'સિસ્ટર નિવેદિતાનો ' એમણે કહ્યુ, 'આ જ સિસ્ટર નિવેદિતા ? મારે આવો એક ફોટો જોઈએ ' આટલુ બોલી, વધુ કઈ જ બોલ્યા કર્યા વિના, મારા ટેબલ ઉપરનો એ ફોટો જ બગલમા દાબીને એ ચાલ્યા ગયા ! એ ફોટો હોત તો સૌન્દર્યની પરાકાષ્ઠા કોને કહેવાય તે તમને સમજાત એમા કઈ જ નાજશણગાર નહોતા પહાડ ઉપર ચદ્રનુ અજવાળુ પથરાતાં જેવુ દશ્ય ઊભુ થાય છે તેવુ જ ધીર–સ્થિર શિવસૌન્દર્ય હતુ તેનુ એમની પાસે જઈને વાતચિત કર્યે મનમા જાણે શકિતનો સચાર થતો હતો

વિવેકાનંદને પણ જોયા હતા મોટા દાદા[1] પાસે એ આવતા એ દીપુદા[2]ના સહાધ્યાયી હતા 'કેમ છો નરેન ?' એમ તેઓ એને સબોધતા વિવેકાનદનુ વ્યાખ્યાન સાભળવાનો લહાવો તો મળ્યો નથી, પણ એમનુ મોં બરાબર જોયુ છે મને લાગે છે કે એ નિવેદિતાને ન પહોંચે નિવેદિતાનો તો શો મહિમા હતો ! કઈ રીતે વર્ણવુ એનો ચહેરો ? એની જોડ જ જડી નથી, પછી ઉપમા યે શાની આપુ ?

---

૧ મહર્ષિ દેવેન્દ્રનાથ

૨ દીપેન્દ્રનાથ ઠાકુર (દ્વીજેન્દ્રનાથના પુત્ર)

કળાને પંથે જતાંજતાં સારાં—ખરાબ, વિદ્વાન—મૂર્ખ, ઘણાંના સંપર્કમાં આવ્યો છું. એમાં ઘણુંઘણું સહેવું યે પડ્યું છે. એવી એક વાત કહું.

ગવર્નર અને વાઈસરૉય વગેરે અંગ્રેજ મિત્રો પણ આવતા અને રાજા—રજવાડી બંધુઓ પણ આવતા. રવિકાકા જાપાનથી 'અંધ ભિખારી' નામનું એક ચિત્ર લાવેલા. એ એક વિખ્યાત કલાકારનું રેશમ ઉપર કરેલું એક મોટું ચિત્ર હતું. શું ઝીણવટભર્યું ચિત્રકામ હતું તે! પ્રત્યેક વાળની એ રેખાઓ જોતાં જ અવાક થઈ જવાતું. વિચિત્રતા હૉલમાં એ ચિત્ર ટીંગાડવામાં આવ્યું. એક રાજ—બંધુ એ જોવા આવ્યા. કલાપારખું તરીકે એમનું નામ હતું. મને કોણ જાણે કેવી મેં કુબુદ્ધિ સૂઝી કે હું એમને આ જાપાની ચિત્રકારની ખૂબી સમજાવવા ગયો કે એણે કુશળતાથી પ્રત્યેક વાળનું રેખાંકન કર્યું છે. રાજ—બંધુએ આંખો મીંચી થોડીવાર કંઈક વિચાર્યું અને પછી કહ્યું, કે 'અવનીબાબુ, અમારી ઘોડાગાડીનાં પૈડાં પર ચિત્રો દોરનારા પણ આના કરતાં સૂક્ષ્મ રેખાંકન કરે છે!' હું તો એ સાંભળતાં જ અવાક ' બની ગયો! એવો આઘાત મને કયારેય થયો નથી. મેં જોયું છે કે યુરોપિયનો ચિત્રોમાં ઘણું સમજે છે, રસ મેળવે છે. બે એક શબ્દમાં જ એ સમજાઈ જતું.

રાજ—બંધુની વાત તો તમે જાણી. હવે એક સામાન્ય માણસની વાત સાંભળો. કૅપેરિયન સ્ટ્રીટમાં ઑરીએન્ટલ સોસાયટીનું પ્રદર્શન હતું. સારાંસારાં ચિત્રો મૂકેલાં. મોટામોટા અંગ્રેજો, વાઈસરૉય—ગવર્નર, બાબુઓ, ક્લાર્કો, શિક્ષકો, વિદ્યાર્થીઓ બધાં ફરીફરીને એ જોતા હતા. હું પણ એક મિત્ર સાથે ફરતો હતો. બહારથી કેટલાક પંજાબી—ડ્રાઈવરો અંદર આવ્યા અને પ્રદર્શન જોવા લાગ્યા. અમારો ડ્રાઈવર પણ તેમાં હતો. મનમાં કુતૂહલ જાગ્યું કે 'આ લોકો પણ ચિત્રોમાં કંઈ સમજતા હશે ખરા?' અને મેં તેમને પૂછયું: 'કેમ, ચિત્રો કેવાં લાગે છે?'

જવાબમાં ખરેખર અત્યંત સુંદર! એક ચિત્ર તરફ નિશાની કરી એક ડ્રાઈવર બોલ્યો: 'આના જેવું સુંદર ચિત્ર બીજું એક પણ નથી.' એ ચિત્ર કોનું હતું તે યાદ નથી રહ્યું, પણ ત્યારે ભાન થએલું કે એવા સામાન્ય લોકોમાં પણ કળાની સમજ હોય છે.

મતિડોસાએ એકવાર મને આવું જ કહેલું. કહે, 'છોટાભાઈ, એક વાત કહું તો ચિડાશો નહિ ને?'

મેં કહ્યું, 'ના; ચિડાઉં શા માટે? કહે, કહે'

'આ તમારા વિદ્યાર્થી નંદલાલ, સુરેન ગાંગુલી વગેરેનાં ચિત્રો જોતાં જ લાગે છે કે જાણે ચિત્રકારે પૂરો પરિશ્રમ કરીને સરસ ચિત્રો ચીતર્યાં છે, પણ તમારાં ચિત્રો જોઈને એમ નથી લાગતું.'

'પણ એ ચિત્ર છે એમ તો લાગે છે ને?'

'ના, એવું યે નથી લાગતું.'

'તો શું લાગે છે?'

'લાગે છે જાણે.........'

બોલો, બોલો, અચકાવાની જરૂર નથી.'

'તમારાં ચિત્રો જોતાં લાગે છે કે એમાં કંઈ ચીતર્યું જ નથી!'

'શું કહો છો? આ તમારી નજર સામે જ બેસીને ચીતરું છું અને કહો છો કે કંઈ ચીતર્યું જ નથી!'

'ના, એવું લાગે છે કે એ કાગળમાં જ ચિત્ર હતું;—પ્રથમથી ચિત્ર ત્યાં જ હતું!' એની વાત બહુ આકરી હતી. હોશો કડક વિવેચક હતો. મને એણે મોટું પ્રમાણપત્ર આપ્યું હતું. અને એ વાત ખરી છે. ચીતર્યું છે, પરિશ્રમથી ચીતર્યું છે, એ હકીકતને ગોપવવામાં જ ચિત્રકારની સફળતા છે. ગીત વિષે પણ એ જ હકીકત છે. (ગગનમાં ઊડતાં પંખી પોતાની પાછળ હવામાં ઊડવાનું કંઈ નિશાન મૂકી જતાં નથી.) સૂર અને ચિત્રો વિષે પણ એ જ કહેવાનું છે.

## ૨૦ : મા ગંગાને ખોળે

વહેલી સવારથી ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. બેઠાં બેઠાં ગંગાનું રૂપ યાદ આવ્યું : વર્ષામાં કદાચ અત્યારે તો એ બેઉ કાંઠે છલકાતી હશે એટલે એ વખતે અહીંથી કલકત્તા જઈને દક્ષિણેશ્વર ગયો હતો, ગંગાને નિહાળવા. પણ અગાઉ નિહાળેલી ગંગા ફરી ક્યાંય જોવા ન મળી. ક્યાં ગયું એનું એ રૂપ? એવું લાગ્યું કે જાણે ગંગાના પાલવમાંથી કોઈક મોટો એવો ટુકડો કાપી, એની જગ્યાએ, જોવું યે ન ગમે એવું છીંટનું થીગડું મારી ગયું છે! ચારે બાજુ થોડી વાર નજર નાખીને પાછો ઘેર ચાલ્યો આવ્યો. પરંતુ ગંગાનું એ સ્વરૂપ મેં એક વાર જોયું હતું: "વન્દે માતા સુરધુની, પુરાણે મહિમા સુનિ, પતિતપાવની પુરાતની." 'શિશુબોધ'માં ભણતાં. અજબ ચોપડી છે એ. એનો જોટો મેં જોયો નથી. આજકાલનાં છોકરાંઓને એ વાંચવા મળી નથી.

કુરુવા કુરુવા કુરુવા લિબ્જે
કાઠાય કુરુવા કુરુવા લિબ્જે

કાઠાય કાઠાય ધૂલ પરિમાણ
દશ બિશ કાઠાય કાઠાય જાન.

મેં રચેલા જાત્રાના ગીતોમાં એક બકરાનાં મોંમાં મેં આ ગીત મૂકયું છે. કેવું ફક્કડ બોલે છે! જાણે કુર કુર કરતાં બકરીનાં બચ્ચાં ઘાસ ન ખાતાં હોય?

એમાં બીજી પણ ઘણી વાતો હતી. દાતા કર્ણની, ભકત પ્રહ્‌લાદની, સાંદિપની મુનીને ત્યાં ભણવા જતા કૃષ્ણ—બલરામ વગેરેની. મોટા થયા પછી મોહનલાલને કહીને એ મંગાવીને વાંચી હતી...

એ સુરધુની ગંગાને મેં દીઠી છે. બાળપણમાં કોનનગરની વાડીમાં બેઠો બેઠો જોતો: છલકાતી ગંગા બેઉ કિનારાને અદશ્ય કરતી કલકલ નાદે વહ્યે જાય છે. એનો એ નાદ સાથેસાથ સાંભળવા પામ્યો છું. ઘાટ પાસે જ બેસતો. કાનમાં એના સૂર સંભળાતા; કુલ કુલ્—ઝપ. કુલ્ કુલ્—ઝુપ. ને આ જ આંખોથી એની એ શોભા નિહાળી છે. શી અજબ હતી એ શોભા! ભરપૂર ભરી છલકાતી ગંગાના વક્ષ પર મોટા ઉઘાડા શઢ સાથે માછીમારોની હોડીઓ સંચરતી, રાત્રિ વેળાએ હારબંધ હોડીઓમાં પ્રગટતા દીવાઓનું પ્રતિબિંબ ગંગાના પાણીમાં પડતું, ને પાણીમાંના દીવા હોડીમાંના ઝળહળતા દીવાઓ સાથે નાચી ઊઠતા. કોઈ કોઈ હોડીમાં નાચ ગાન થતાં હોય, તો કયાંક બીજી હોડીઓમાં રસોઈ થતી હોય: દૂરથી એનાં અગ્નિની શિખાઓ નજરે પડતી.

સ્નાનાર્થીઓની હોડીઓ કતારબંધ વારા ફરતી રાત્રિના અંધકારમાં ચાલી જતી હોય એ પણ એક સુંદર દશ્ય બની રહેતું. છતાં ગંગા સાથે મારો બહુ નિકટનો સંબંધ નહોતો. અવારનવાર નોકરો મને ગંગા નવડાવવા લઈ જતા, પણ એ ગમતું નહિ. એમના હાથ પકડીને પાણીમાં એકબે ખંખોળિયાં ખાઈને ધરતીનો જીવ ધરતી પર પાછો આવી નિરાંત કરતો. છતાં મેં બાળપણમાં ગંગા ધરાઈને જોઈ, અને એવી કે એ જોયા વાટે હું એને બહુ નિકટ પામી શકયો છું.

તે પછી, મોટો થયા બાદ ફરી એક વાર એને જોઉં છે એક બીજા જ સ્વરૂપે. ત્યારે આકરી માંદગીમાંથી બેઠો થયો હતો. આપમેળે બેસવા—ઊઠવાની યે શક્તિ શરીરમાં નહોતી. સવારે છ વાગ્યે જગન્નાથ ઘાટથી ફેરી સ્ટીમર ઊપડતી, અને શિવતલા ઘાટ ફરીને સાડા નવ વાગ્યે એ પાછી ફરતી. સાંજે પણ એ જતી ને ઑફિસના બાબુઓને પહોંચાડી આવતી. બે અઢી કલાક લેતી. દાક્તરોએ સલાહ આપી કે ગંગાની હવા ખાશો તો જલદી સારા થઈ જશો. નિર્મળ મને હાથ ઝાલીને એ સ્ટીમરના તુતક ઉપર ખુરશીમાં બેસાડી જતો. મનમાં થતું જાણે ગંગા-યાત્રાએ જઈ રહ્યો છું, એટલી ખરાબ શરીર સ્થિતિ હતી. પણ અઠવાડિયું થયું ન થયું ત્યાં તો એની હવાએ એવો લાભ કર્યો કે મેં નિર્મળને કહી દીધું કે હવે તારે આવવાની જરૂર નથી. હું એકલો જ જઈ આવી શકીશ.

ગંગાનું એવું એ રૂપ મેં જોયું છે! ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમન્ત, શિશિર, વસંત એક પણ ઋતુના અપવાદ વિના સર્વ ઋતુઓમાં મા ગંગાને મેં નિહાળી છે. આ ચોમાસાના દિવસોમાં બેઉ કાંઠે છલકાતી ગંગાનાં નીર વચ્ચે જતાં હોય, પાણીનો રંગ ગેરુઓ—તમે ખાડાટેકરા ધોવાઈને વહેતાં પાણીની વાત કરો છો ને, તેવો જ—એના ઉપર ગુલાબી શઢ સાથે ડોલતી ડોલતી સંચરતી માછીમારની હોડીઓ; સરસ દૃશ્ય હોય છે એ! પછી શિયાળામાં સ્ટીમરના તૂતક ઉપર શરીરે શાલ વીંટી બેઠો હોઉં, ઓતરાદો વાયરો હૂહૂ કરતો ફૂંકાતો હોય, સામે ગાઢ ધુમ્મસ સિવાય કંઈ જ દેખાય નહિ, ને એને ચીરતી સ્ટીમર એકધારી આગળ જઈ રહી હોય. સામેનું જ્યારે કંઈ જ ન દેખાય તેવી એ સ્થિતિમાં એવું લાગતું કે જાણે વીતી ગએલા જમાનામાં થઈને નવયુગ કોઈ રહસ્ય ભેદવા આગળ ધપી રહ્યો છે. રહીરહીને ઓચિંતી એકાદ—બે હોડી એ ગાઢ ધુમ્મસને ચીરીને કોઈ સ્વપ્નની જેમ સરી આવતી દેખાતી.

મેં જોયું છે, ગંગાનું ઘણુંઘણું વિવિધ રૂપ મેં જોયું છે; અને એથી જ પૂછું છું કે આજકાલ ભારતીય કળાકાર તરીકે ઓળખાતા

ભારતીઓ ક્યાંના છે? ભારતનું અસલ સ્વરૂપ તેમણે જોયું—ઝીલ્યું છે ખરું? એમનાં સર્જનમાં હકીકતમાં ભારત દેખાતું જ નથી. કારણ એમણે ભારત જોયું નથી—જોતાં શીખ્યા જ નથી. આ વાત હું ભારપૂર્વક કહી રહ્યો છું. મેં વિવિધ રૂપે પુણ્યસલિલા ગંગાને જોઈ છે. તેથી જ આ લોકો શું ગુમાવી રહ્યા છે તે જાણીને, જોઈને વેદના થાય છે. ગંગાના વક્ષે કેવી કેવી મઝા માણી છે! માણવાની, વધુ ને વધુ માણવાની ઇચ્છા એટલી પ્રબળ હતી કે એક દિવસનો પણ આંતરો એને જોવા જવાના—માણવાના કાર્યક્રમમાં મેં પડવા દીધો નહોતો.

એ કાળે ગંગાના પટ પર અમે ઓછી ધમાલ કરી છે? સંગાથી મિત્રો પણ ભળી જતા. એમાં કેટલાક ગવૈયા ને બજવૈયા પણ હતા. એક વાર વિચાર્યું કે આ કંઇ ખોટું નથી. ગાતાં—વગાડતાં અમારું ગંગા ભ્રમણ સરસ થશે. ને વળતે જ દિવસે હારમોનિયમ, તબલા વગેરેથી સજ્જ થઈ સ્ટીમર ઉપર ચડયા. આ સ્ટીમર ઉપર ફરવા જનારા વધુ ભાગના લોકો માંદા અને માંદાની સેવામાં રહેનારા જ હતા. દાકતરની સૂચના હોઈને કોઈ પણ ઉપાયે ગંગાની હવા ખાવા લોકો સ્ટીમરમાં જેમતેમ ગોઠવાઈ જતા. સ્ટીમર થોડાક કલાક ફરીને પાછી ઘાટે આવીને ઊભી રહે એટલે તેઓ ઊતરીને પોતપોતાને ઘેર પાછા ફરે. બાકીના મુસાફરોમાં મોટા ભાગના કલકત્તાની ઑફિસોમાં કલાર્ક તરીકે કામ કરનારા હતા. સવારે તેઓ આવતા અને સાંજે પાછા ફરતા. એ એકધારા સ્ટીમર—પ્રવાસમાં અમે થોડાક મિત્રોએ ગાયનવાદનનો ઉમેરો કર્યો. અમારો ઉત્સાહ ખૂબ જ હતો, એટલે બે દિવસમાં તો વાતાવરણ બહુ જ જામી ગયું. રાયબહાદુર વૈકુંઠ બોઝ નામના એક વૃદ્ધ સજ્જન પણ સ્ટીમર ઉપર ફરવા આવતા. તાજા જ માંદગીમાંથી ઊઠેલા, પણ એક જમાનામાં તબલાં બહુ સારાં વગાડી જાણતા. અમારી ટોળીમાં એ પણ આવી ગયા. એમને કાને જરા યે સંભળાતું નહિ, પણ એ તબલાં કંઈ અજબ વગાડતા! મેં પૂછયું કે 'કઈ રીતે તમે આટલાં સરસ

તબલા વગાડી શકો છો?' તો કહે કે 'ગાયકના ચહેરા—ઓ પરથી જ એની વાત સમજી લઉં છું ગીતો પણ ગવાતા નિધુબાબુના ટપ્પા, ગોપાલ ઉડિયાના યાત્રા—ગીતો એ અને એવું બધું જ ગાયનવાદનની ધમાલ સાથે ગંગાદર્શન ચાલુ હોય માર્ગમાં આવતા ઘાટો ઉપર સ્ટીમર ઊભી રહે. મુસાફરોની ચડઊતર થતી હોય, ફેરી બોટ પણ ચાલતી હોય. ત્યારે ગંગામા વચ્ચે નાના બેટ જેવી જગ્યાઓ હતી હવે તો એવું કંઈ દેખાતું નથી ધુસરી નજીકની એવી જગ્યા મને બરાબર યાદ છે બાપુજીના વખતમા તેઓ જ્યારે પરતાના બગીચાવાળા ઘેર જતા ત્યારે એ બેટ ભૂમિ ઉપર ઊતરી નહાતા ધોતા, રસોઈ પણ કયારેક કયારેક ત્યા થતી, અમે ખાવા કરવાનું પતાવી પછી ફરીથી બોટને મારી મૂકતા. આ એમની કાયમી ગોઠવણ હતી હમણા છોકરાઓને પૂછ્યું કે પેલી બેટ જેવી જગ્યાઓ હવે કેમ દેખાતી નથી? ગંગા શું એકદમ બદલાઈ ગઈ? આ મે જોએલી એ જ ગંગા છે એવું લાગતું જ નથી આમ કેમ?

તે દિવસોમા જોએલું એક દશ્ય હજુ યે યાદ છે ઘાટ પરથી લોકોને લઈને સ્ટીમર ઊપડી હતી વચ્ચે બેટ જેવી જગ્યા આ બાજુએ ગંગા ને પેલી બાજુએ પણ ગંગા, અને વચ્ચે છે બેટ. એમાં બેઠો છે શિવુ સોદાગર પેલી બાજુના ઘાટે એક નાની હોડી ઊભી છે નાનકડા ગામની છાયા હતી એ ઘાટ ઉપર. નાની હોડી ઉપર એક નાનકડી વહુ લાલ ચોળી પહેરીને બેઠી છે એ સાસરિયે જાય છે એ રડી રહી છે લાલ સાળુવતી આંખો લૂછતી જાય છે ને રડતી જાય છે બાજુમા બેઠેલી બુઢ્ઢી દાઈ એને શરીરે હાથ ફેરવતી એને ધીરજ આપી સમજાવી રહી છે નદીને આ કાંઠે એના બાપનું ઘર છે ને સામે કાંઠે સાસરું છે નાની વહુ આખે રસ્તે આંસુ સારતી રડતી રહી છે એવું સરસ એ દશ્ય હતું! શું કહું? માનસપટ પર એનું ચિત્ર આલેખાઈ ગયું છે, જે આજે પણ એવું ને એવું જ નજરે પડે છે આવા તો કેટલાંયે

દશ્યો ગંગાના પટ પર ફરતા ફરતા નિહાળ્યા છે. ગંગાની બન્ને બાજુએ કેટકેટલાયે ઘર, કાચા—પાકા ઘાટ, ક્યાંક વળી દ્વાદશ મંદિર, ચૈતન્ય—ઘાટ—ગંગાના વક્ષ ઉપર ઝૂકી પડેલા વડદાદા ને એની નીચે જ આવીને બેઠા હતા ચૈતન્યદેવ—ગદાધરની જગ્યા, આ બધું વટાવતી સ્ટીમર આગળ વધતી, ગાયન—વાદનની ધમાલ વચ્ચેથી આ બધું જોવાનું પણ ચાલ્યા કરતું.

આને અંગે નાનપણમાં એક મિત્રને કેવો હેરાન કર્યો હતો તે સાંભળો. એ મિત્રનું નામ બલાઈ. નાનપણમાં અમે સાથે ભણતા. મોટી ઉંમરે પછીના એક દિવસે જોયું તો એ પણ સ્ટીમર ઉપર આવ્યો છે. એને જોઈને ખૂબ આનંદ થયો. થોડીક વાતો પછી એણે ગજવામાંથી એક ચોપડી કાઢી અને ઉઘાડીને આંખ સામે ધરી. જોયું તો એ ગીતા હતી. એ તો વાંચવા જ લાગ્યો. એના પાનામાંથી આંખ ઊંચી કરે જ નહિ. કહે કે 'બાએ કહ્યું છે કે ગીતા વાંચજે. મારે મને હેરાન કરશો નહિ.' મેં કહ્યું. 'બલાઈ, એ ભાઈ બલાઈ, થોડી વાર તો ચોપડી બાજુએ મૂક. શું થવાનું છે એ વાંચ્યે? જો તો ખરો—આ આકાશ અને પાણીના બે પાના કેવા ઉઘાડા પડ્યા છે કુદરતના? એમાંથી તને ગીતાનું બધું સત્ત્વ સાંપડી રહેશે. જો તો, જરા જો તો ખરો ભાઈ.' પણ એ તો માથું ઊંચું કરે જ નહિ. મહા મુશ્કેલી થઈ!

ધર્મ, કર્મ મને રુચતા નથી. કોઈ કાળે ય મેં એવું કંઈ કર્યું નથી. એ તરફ મને રુચિ જ નથી. સ્ટીમરયાત્રાની શરૂઆતમાં એક વાર પાછળા સેકન્ડ કલાસમાં બેઠેલા કેટલાક કલાર્ક અંદરોઅંદર એકબીજાને કોણી ભરાવતા આંખના ઈશારે પૂછતા કે 'અલ્યા, આ કોણ છે?' કોકે કહ્યું કે એ તો 'અવન ઠાકુર, ઠાકુર—ઘરવાળા.' ત્યાં બીજું કોક બોલી ઊઠ્યું કે 'એમ? ત્યારે, જુવાનીમાં ઘણા પાપ કર્યા પછી હવે આવતા ભવનું ભાથું બાંધવા ગંગાનું પુણ્ય લેવા આવ્યા લાગે છે!' એ સાંભળીને હું મનોમન હસ્યો હતો. છતા વાત યાદ તો રહી જ ગઈ

અમારી ટોળીમાં અવિનાશ તોફાની ટીખળી હતો મારી સાથે આવતો, ગાયનવાદનની મહફિલ જમાવતો એને જરા ઠેલો મારીને મેં કહ્યુ, 'જો તો ખગે અવિનાશ, પેલી બાજુ પેલો બચાઇ ગીતામાથી માથું જ ઊંચું કરતો નથી?' આટલું કહેતા જ એ તો કૂદકો મારતોક ને ઊભો થઈ બલાઇ જ્યાં સંકોચાઈને બેમેબેઠો ગીતામાં માથું ધુણાવતો હતો ત્યાં પહોચ્યો, અને ધીરેકથી હાથ લંબાવી ઝપ કરતાક ને બલાઇના હાથમાથી ગીતા લઇ લઈ પોતાના ગજવામાં નાખી દીધી બલાઈ બૂમ પાડી ઊઠયો કે 'આ શુ કરો છો—શુ કરો છો? બાએ કહ્યું છે કે સવારમાંજ ગીતાપાઠ કરજે. અરે મારી ગીતા..!'

'વધુ રકઝક કરીશ તો તારી ગીતા સીધી પાણીમાં જ જશે' કહેતાં અવિનાશે એને ધમકાવ્યો બલાઈ બિચારો શુ કરે? આખરે એણે પણ અમારી સાથે ગાયનવાદનમા હિસ્સો પુરાવ્યો. જે કલાકે તે દિવસે આવતા ભવની વાત કરીને મને આઘાત પહોચાડયો હતો. તે એક દિવસ સ્ટીમરમાં ચડવા જતાં પગ ફનકતાં નીચે પાણીમા પડી ગયો અમે તુરત સારગ વગેરેને કહી એને ઉપર ખેંચી લીધેલો પછી તો એ મારો દોસ્ત બની ગયો હતો ત્યારે જે કોઇ આવતું તે અમારી ટોળીમાં ભળ્યા વિના રહી શકતું નહિ

ગીતો જુદી જાતના છે ' એમણે કહ્યુ 'તે ભલેને રહ્યા, ચાલવા દો ચાલવા દો, એને ' અને એમ બીતાગીતા શરૂ કર્યું તેઓ બહુ આનંદમા હતા ને ખુશમિજાજથી ગીતો સાભળતા હતા એમનો ઉત્સાહ જોયા પછી અમારે બાકી શુ હોય ? જોતજોતામા ટપાટપ ટપ્પા જામી ગયા અને માત્ર ગીતો જ નહિ, જાતજાતની રમૂજો પણ ચાલતી આખી સ્ટીમર—કૅપ્ટનથી માડી નાના નાવિકો પર્યંત એમા સાથ પુરાવતા

માછીમારની હોડીઓને બોલાવી બોલાવી અમે માછલી પણ ખરીદતા એક દિવસ રાખાલ ઘણી બધી તપસે*માછલી ખરીદીને ઘેર લઈ ગયા વળતે દિવસે એને પૂછયુ કે 'માછલી કેવી લાગી ?' તો કહે કે 'વધુ પૂછો મા ભાઈ મને ઠીક બનાવ્યો એ તપસે નહિ પણ ભોલામાછ હતી એ મને છેતરી ગયો ' અને અમે પેટ ભરીને હસ્યા હતા એ જ રાખાલ કહેતો કે 'અવનભાઈ, તમે તો બહુ કરી દિલ્હીમા ચાદ મેળવ્યો, ખિતાબ મેળવ્યો, ચિત્રો ચીતરી ઈતિહાસમા નામ કર્યું '

અમારા સ્ટીમર—પ્રવાની—સઘને મે 'ગગાયાત્રી ક્લબ' નામ આપ્યુ હતુ રીતસરની એક મોટી મડળી જેવુ જ જામી ગયુ હતુ એક વાર અમે એ ક્લબને નામે ડરબીની લૉટરીની ટિકિટ લીધી હતી સહુએ એકએક રૂપિયો આપ્યો અને ઈનામ લાગ્યે સહુના સરખા ભાગ કરવાનુ નક્કી કરેલુ વૈકુઠબાબુ સૌના વડીલ જેવા હતા એટલે બધા રૂપિયા એમને આપવામા આવ્યા હતા એમણે નિયમસરની વિધિપૂર્વક ટિકિટ લઈ લીધા પછી અમે સૌ રોજ એક વાર એમને પૂછતા કે વૈકુઠબાબુ ટિકિટ તો બરાબર લીધી છે ને ? એ કહેતા કે 'હા, બધુ બરાબર છે, ચિન્તા કરો મા ઈનામ લાગશે સહુને સમાન ભાગ મળશે ' એ તો થશે જ પણ બધી વાતો મોઢાની હતી કઈ લખાણ થયુ નહોતુ અવિનાશને વાત કરી એ તો તડ ને ફડ કરનારો માણસ વળતે

---

*માછલીની એક જાત

દિવસે વૈકુઠભાઈ સ્ટીમર ઉપર આવતા જ એમને પકડી એમે વાત શરૂ કરી 'વૈકુઠભાઈ, તમારે એક વિલ કરવું પડશે '

'વિલ? એ શા માટે?'

'શા માટે શું ? તમારે એ કરવું જ પડશે '

વૈકુઠભાઈ નજમના ગભરાઈ ગયા 'શાનુ વિલ? શા માટે એ કરવુ જ પડશે?' એમને કંઈ સમજાયું નહિ. અવિનાશે એમને ખુલાસો કર્યો કે 'ઈનામ લાગે અને તમે અમને એનો ભાગ ન આપો કે મરી બરી જાઓ તો શું થાય? ટિકિટ તો તમારી પાસે છે ને? પછી શુ થાય? આજે જ તમારે વિલ કરવુ પડશે!'

અને વૈકુઠભાઈએ હસનાલ સના જવાબ આપ્યો, 'આની જ વાત કરતા હતા શું ? બરાબર છે, બરાબર, લાવો કલમ ને કાગળ ' અને તરત જ કપ્તાકથી કાગળ—કલમ લાવી તેમને આપ્યાં અમે તો ચારે બાજુ ગોળાકારે તેમને ઘેરીને બેઠા વિલમા કઈ રીતે લખાય એ જાણવા વકીલની જરૂર હતી અમારી 'ગંગાયાત્રી કલબ'મા એક વકીલ પણ હતા ડિસ્પેપ્સીયાથી પીડાતા એ નાવ હાર્ડપિન્જર જેવા થઈ ગયા હતા એને જ પકડી પાડ્યા. એમણે મુસદ્દો ઘડ્યો વિલ તૈયાર થયુ 'ગંગાયાત્રી કલબને નામે લેવાએલી ટિકિટને ઈનામમાં જેટલા રૂપિયા આવે તે તેના બધા જ સભ્યોમા સમાન હિસ્સે વહેંચી દેવામા આવશે અને મારી ગેરહાજરીમા મારો ભાગ મારી સહધર્મિણી શ્રીમતીને મળશે ' એમ લખી તેની નીચે વૈકુઠભાઈએ પોતાની સહી કરી થોડા દિવસ પછી ડરબીની ઘોડદોડ શરૂ થઈ રોજ છાપાં વાંચીએ અને કહીએ, 'વૈકુઠભાઈ, ઘોડો લાગ્યો?' કંઈ જ વળવાનુ નથી એમ જાણવા છતા અમે સૌ વૈકુઠભાઈને રોજ આ એકનો એક સવાલ કર્યા કરતા આખરે એક દિવસ એમ પુછતા વૈકુઠભાઈ બરાડી ઊઠયા, 'ઘોડો લાગ્યો છે એ પણે જો—સામે!' અને એ મુજબ જોતાં બારાનગર પરામાનિક ઘાટ પાસે કાળા ઘોડાની એક જોડ પાણીમાથી બહાર આવતી

દેખાઈ ! એમને નવડાવવા લાવ્યા હશે ! અને હોહા થઈ ગઈ કે આપણો ઘોડો આવ્યો—ઘોડા આવ્યો ! આખર સુધી ગ ગાયાત્રીઓના નસીબમા એ પાણીમા ઊતરેલા ઘોડા જ આવ્યા હતા !

કેવા કેવા તોફાનો કર્યા છે મા ગ ગાને ખોળે ? ભાતભાતના માનવીઓને જોયા—જાણ્યા છે અક વાર એક ગોરા એ સ્ટીમર ઉપર આવી ચડ્યો ગ ગાની સામે પાર આવલી કોઈ મિલવાળો હતો એ પડછદ કાયવાળો જુવાન ને હાથમા ટનિસનુ રૅકેટ જોતા એ વિલાયતથી તાજો જ આવેલા લાગતો હતો ગોરાને જોતા જ અમે સૌ ગ ભીર થઈને વિરુટ પીતા એક બાજુએ બેઠા સાહેબે અદર આવીને જરા આમતેમ નજર નાખી ક તુરત પેલા માદલા વકીલે પોતાની જગ્યાએથી ઊઠી એમને જગ્યા કરી આપી ગોરો સાહેબ ત્યા બેઠી ગયો અમે ત્રાસી નજર એ જોયુ અને પેલા વકીલ ઉપર ખૂબ ખીજ ચડી સાહેબની સાથોસાથ એનો ચપરાસી પણ હાથમા ફર્સ્ટ ક્લાસની ટિકિટ લઈ જગ્યા માટ ધક્કામુક્કી કરવા લાગ્યો ટિકિટ છે તો પોતે શા માટે અહી ન બેસે ? અવિનાશે એને કહ્યુ કે 'ફર્સ્ટની ટિકિટ છે તો જા બેસ નીચ કૅબિનમા અહી અમારા જેવા થઈને બેસવુ છે શુ ?' આમ કહી એ ઝબ્બાની બાહ્ય ચડાવવા લાગ્યો ઝગડા જેવુ જોઈ સાહેબ પણ ઊભો થઈ ગયા, પણ બીચારાને કઈ સમજાતુ નહોતુ સાહેબને કહ્યુ કે ચપરાસીને અહી શા માટે લાવ્યા ? એને પાછળ જવા કહો એ વિલાયતથી તાજો જ આવલો મારી વ ત સમજી એણે ચપરાસીને પાછળ મોકલી દીધો ભલો માણસ હતો થોડી વાર પછી એ ચપરાસી સાથે પોતાને મથકે ઊતરી ગયો મે વકીલને પૂછ્યુ કે 'પેલા ગોરાએ તને શુ પૂછ્યુ ?' એણે કહ્યુ કે 'એ તમારુ નામ જાણવા માગતો હતો' મે કહ્યુ, 'તે આપી દીધુ ને ?' એણે કહ્યુ, 'હા !' મે કહ્યુ, 'સારુ કર્યુ પણ આટલા બધામાથી તે મારુ જ નામ કેમ દીધુ ? હવે મારે માથે કેસ કરશે તો હુ મરી જઈશ ને ?' હુ હ મેશનો બીકણ હતો જરા બીક પણ લાગેલી !

'પથે વિપથે'ની સાગરકથાઓ હું ત્યારે લખતો હતો. સ્ટીમરની આ બધી વાતો મેં એમાં ગૂંથી લીધી છે. ઘણા સમય પછી ભાદરવાની ભરપૂર વહેતી ગંગાનાં બેચાર ચિત્રો પણ ચીતર્યાં હતાં. એ પ્રદર્શનમાં મૂકેલાં. પછી કયાં ગયાં તે ભગવાન જાણે. પણ એમાંનું એક ચિત્ર રૂમાનિયાના રાજવીએ ખરીદેલું. ગંગાનું એ ચિત્ર રૂમાનિયાના રાજવી ઉપાડી ગયા, અહીંના લોકોને એ પૂરું જોવા પણ ન મળ્યું! છતાં 'મા ગંગા' કહી આપણે બરાડા ઘણા પાડીએ છીએ અને અમને લાગેલા ટરબીના ઘોડાની જેમ ડૂબકી મારી મારીને ઉપર આવીએ છીએ!

## ૨૧ : હું ચીતરતાં કેમ શીખ્યો ?



અવનીબાબુએ રંગીન પેસ્ટલમાં કરેલી કવિવર રવીન્દ્રનાથની તસવીર

ચિત્રકામ શીખતા કેટલો સમય લાગે? છ મહિના વધુ નહિ એ મુજબ મે શિખવાડ્યુ પણ છે છ મહિનામાં આર્ટિસ્ટ તૈયાર કરી આપ્યા છે અથી વધુ સમય લાગવો પણ ન જોઈએ શીખવાના હશે તે એ દરમિયાન શીખી જ જશે, અને જે ન શીખી શકે એણે ઘેર પાછા ફરવુ જોઈએ હા, હુ સ્વીકારુ છુ કે ઈંડાને પાકતાં ને તેમાથી બચ્ચુ બહાર આવતા અમુક સમય લાગે પણ એ પછી ? બગ ઊડી જાઓ! હસ—બાળ હો તો પાણીમાં ઝપલાવો! ચિત્ર ચીતરા તમે પોતે અને એની ભૂલ સુધારા દે માસ્તર—મોશાય? તમે ઝાડની ડાળ જેવી જોઈ હોય એવી જ ચીતરી હોય માસ્તર મોશાયે ચીતરી હોય તેવી ચીતરવા શા માટે જવુ ? શાકમા મીઠુ વધુ પડી ગયુ હોય તો ફેંકી દઈને ફરીથી નવુ વઘારીએ, ખીરમા ખાંડ ઓછી હોય તો થોડીક વધુ ઉમેરીએ, એ જ રીતે ચિત્રમાં પણ ખામી હોય તો નવેસરથી બીજુ ચીતરો, ફરીફરીને એકજ વિષય લઈને ચીતર હુ હોઉ તો એમજ કરુ ચિત્રમા વળી ભૂલ સુધારીને વધારો—ઘટાડો કરવો એ તે કઈ જાતનુ શીખવવુ ? નદલાલને મે આ રીતે જ શીખવ્યુ છે હા, વિદ્યાર્થીની પીઠ થાબડવી જોઈએ અને કહેવુ જોઈએ કે ધીરજ રાખ, જરા આમતેમ થશે તો હુ તારી સાથે જ છુ નચિન્ત રહેજે

આ જ વાત મારા લેખન અગે રવિકાકાએ મને કહી હતી એક દિવસ એમણે મને કહ્યુ 'તુ લખતો કેમ નથી? જેમ વાતો કરે છે તેમ, તે રીતે જ લખ' મને થયુ કે બાપ રે, લખવુ એ મારાથી કોઈ કાળે ય નહિ થાય એમણે કહ્યુ, 'તુ લખ તો ખરો ભાષામા કઈ ખામી હશે તો હુ તો છુ જ ને?' એ શબ્દોમાથી મને જોમ મળ્યુ એક દિવસ લખવા બેસી ગયો ને એકીસપાટે 'શકુન્તલા' પુસ્તક લખી નાખ્યુ લખીને ગયો રવિકાકાને બતાવવા એમણે એ અથથી ઈતિ વાચ્યુ, બરાબર ધ્યાનપૂર્વક વાંચ્યુ છે. એમાં એક સ્થળે એક શબ્દ 'પલ્લવઘેર જળ' સસ્કૃતમા લખ્યો હતો, એના પર છેકો મારવા જતા

હતા, પણ પછી 'ભલે રહ્યુ' કહી એ શબ્દ રહેવા દીધો મને થયુ કે ચાલો ફાવ્યા ત્યારે મે સૌ પ્રથમ જાણ્યુ કે મારામા બગાળીમા પુસ્તક લખવાનુ સામર્થ્ય છે, અને હુ જે આગલા અધિકારમા હતો તે બહાર નીકળી ગયો ને પછી તો હુ સપાટાબધ લખવા લાગ્યો 'ક્ષીરર પુતુલ' 'રાજકાહિની' વગેર તે દિવસે રવિકાકાએ જે કહેલુ કે 'ચિતા શુ છે? હુ તો છુ જ ને?' એ શબ્દોના જોમથી જ મારો લેખનનો પ્રવાહ ઊઘડી ગયો

પરતુ ચિત્રકામમા મારે એવુ નહોતુ થયુ નિષ્ફળતા ઉપર નિષ્ફળતા જ સાપડેલી કેટકેટલા કષ્ટ વેઠીને ચીતરતા શીખ્યો છુ ? અમારે તમારી જેમ નહોતુ ફ્રેન્ડ્ઝ મઝાનુ સ્થળ કે આરામથી ત્યા જઈને થોડાક કલાક બેઠા, કઈક ચિત્રકામ કર્યુ ને મસ્તર–મોશાયે આવી ભૂલો સુધારી દીધી કલાકાર તો સદા ય શીખે છે, હજુ યે વરસો વરસ હુ શીખી જ રહ્યો છુ મારુ કલાજીવન જોકે નાનપણથી જ શરૂ થયુ છે, છતા કેમ કરતાં, કઈ રીતે એ મારામાં આવ્યુ તે તો હુ પોતે પણ નથી જાણતો મોટા ભાઈ સેન્ટઝેવિયરમા રીતસર ચિત્રકામ શીખતા, ને એમા એમણે સારા ઇનામો પણ મેળવ્યા હતા સત્યદા ઘરે હરિનારાયણ-બાબુ પાસે તૈલચિત્રો ચીતરતા શીખતા મોટા ભાઈને પણ એ હરિબાબુ જ શીખવતા વચેટ ભાઈ, નિરુ ા, મ રા ફઈબાનો દીકરો, એમને ઘડિયાળ મરામત કરવાનો અને હાથીદાત ઉપર કારીગરી કરવાનો શૉખ હતો ખિાયતખિયાના એક ઓરડામા બેની તેઓ હાથીદાત ઉપર ચિત્રકામ કરતા એક દિ હીવાન આવતો એમને એ શીખવવા હુ વચ્ચે વચ્ચે ત્યા ડોકિયુ કરતો મને એ બધુ બહુ ગમતુ હિન્દુ મેળામા દિ હીનુ જે ચિત્ર જોએનુ તે એ દિલ્હીવાને જ બનાવ્યુ હતુ જો કે ત્યારે એની પણ આખો ભૂસેલી જ કારણ એ વેળા મને ચીતરતાં તો જરાયે નહોતુ આવડતુ, છતાં રગ સાથે રમત તો કરતો જ મનમા થતુ કે હુ પણ રગ–પીછી લઈ આ અને પેલુ ચીતરુ

ચીતરવાનું મન એ બાળ વયથી જ જાગ્રત થએલું. એ પછી લાંબે કાળે મોટો થયો, પરણ્યો, મોટી દીકરીનો જન્મ થયો, અને ત્યારે એક દિવસ વિચાર આવ્યો કે 'સ્વપ્ન—પ્રયાણ'નાં ચિત્રો ચીતરું. એ પહેલાં સ્કૂલમાં ભણતો ત્યારે ચીતરવાની થોડીથોડી ટેવ પાડેલી. સંસ્કૃત કૉલેજમાં અનુકૂળે મને લક્ષ્મી તથા સરસ્વતી ચીતરતાં શીખવ્યું હતું. ખરું કહીએ તો એ જ મારો પ્રથમ કળાગુરુ. મારે હાથ ચિત્રકામના શ્રીગણેશ એણે જ કરાવ્યા હતા.

એ 'સ્વપ્ન—પ્રયાણ'નાં ચિત્રો કરવાનો જ્યારે વિચાર આવ્યો ત્યારે મારો હાથ ચિત્રકામમાં જરાક જામતો હતો. હાથ કઈ રીતે જામ્યો એ યાદ નથી, છતાં મારું સામર્થ્ય પ્રગટ કરવાનો પ્રારંભ એ 'સ્વપ્ન પ્રયાણ'થી થયો. નીરવપણે આવતી સંધ્યાની જેમ સ્વપ્ન સુંદરી આવીને ઊભી રહે—તેવું જ મારા ચિત્રો વિષે થયું છે. ત્યારે સાથેસાથ જાણે મંનમંદિરના દ્વાર ઊઘડી ગયા. એ ચિત્ર 'સાધના'માં પ્રગટ થયેલું. ખેર. 'સ્વપ્ન—પ્રયાણ'નાં ચિત્રો લગભગ પૂરાં કર્યાં. ભાભુ[1] અમને બહુ ઉત્સાહ આપતાં. 'બાલક' પત્ર માટે એમણે અમને પોતાને ત્યાં એક લિથોગ્રાફ પ્રેસ કરી દીધું. જેને જેને કંઈ લખવા—ચીતરવાનો શૉખ હતો તે સૌ—રવિકાકા સુદ્ધાં તેમની પાસે જતા. 'સ્વપ્ન—પ્રયાણ'નાં ચિત્રો જોઈ મારો હાથ પકડીને ભાભુએ કહ્યું, 'અવન, તારે રીતસર ચીતરતાં શીખવું પડશે.' એમણે જ મારી પાછળ પડીને મને કળાકારીગરીના કામે વળગાડી દીધો.

મને પણ થયું કે ચીતરતાં શીખવું પડશે. ત્યારે યુરોપિયન આર્ટ સિવાય બીજો માર્ગ નહોતો. 'ભારતીય કળા'નું નામ પણ ત્યારે કોઈ જાણતું નહિ. આર્ટ સ્કૂલના વાઈસ પ્રિન્સિપાલ ત્યારે એક ઈટાલિયન આર્ટિસ્ટ મિસ્ટર ગિલાર્ડી હતા. ભાભુએ કુમુદ ચૌધરીને કહ્યું કે 'તમે અવનને તમારી સાથે લઈ જઈને મિ. ગિલાર્ડી સાથે ઓળખાણ કરાવી તેના શિક્ષણની ગોઠવણ કરો.' મેં બાને પૂછ્યું તો કહે કે 'કંઈ કામ

[1] ભાભુ-જ્ઞાનદાનંદિની દેવી-સત્યેન્દ્રનાથના પત્ની.

હુ બરાડી ઊઠ્યો કે 'અરે ! અરે ! આ શુ કરો છો ? પાટલૂન તમારે નથી કાઢવાનુ ' પણ અલી તો પાટલૂન ઉતારવાની તૈયારી કરતા કહ્યુ કે 'એમ ન કરુ તો તમે મને ઓછા પૈસા આપશો ' મે પાદરીને કહ્યુ કે 'સાહેબ, તમે આને સમજાવીને કહી દો કે પૈસા એને બરાબર મળશે, માટે પાટલૂન ઉતારે નહિ અ પાટલૂન સિવાય ઉઘાડ બદન બેસે તે પૂરતુ છે ' આખરે સાહેબે અને સમજાવીને શાંત કર્યા એક વાર એક ઍંગ્લો–ઈન્ડિયન મેમ 'મૉડલ ' તરીકે આવી હતી એનુ પૉર્ટ્રેટ ચીતર્યું તે ચિત્ર જોઈને એ બાઈ પૈસાને બદલે એ ચિત્ર જ માગી બેઠી કહે કે પૈસા માર નથી જોઈતા, એને બદલે આ ચિત્ર જ મને આપી દો તમાર મને આપવુ જ પડશે, નહિ તો એકે ડગુ પણ નહિ ભરુ !' હુ ચિન્તામા પડ્યો કે આનુ કરવુ શુ ? સાહેબ કહે 'એ ભલેને કહે, ચિત્ર એને ન આપી શકાય ' અને એમણે એને જરા જોરથી ધમકાવી કે તુરત પેલી બડબડાટ કરતી ચાલી ગઈ આ રીતે થોડા દિવસોમા તેમની ઢબના તૈલ–ચિત્રો કરવાની કુશળતા પ્રાપ્ત કરી

એ પછી એક દિવસ એમણે એક મૉડેલ કમર સુધી ચીતરવા આપ્યુ ને કહ્યુ કે 'એકી બેઠકે બે કલાકમા આ ચિત્ર પૂરુ કરવાનુ છે ' મે એ કામ તે મુજબ પૂરુ કર્યું સાહેબ ખુશ થયા કહે કે આશ્રેહૂન અદલ થયુ છે–Passed with credit ' મે કહ્યુ, 'એ તો સારુ, પણ હવે મારે કરવુ શુ ?' સાહેબ કહે 'જો ભાઈ મારે શીખવવાનું હતુ તે મે તને શીખવી દીધુ છે હવે તારે ઍનૅટૉમી (શરીરશાસ્ત્ર)નો અભ્યાસ કરવો જોઇએ ' અને એટલુ કહી એમણે મુડદાની એક ખોપરી આપી તે ચીતરવાનો આદેશ આપ્યો એ ખોપરી જોતાં જ મને કોક દરદના જતુ હવામાં મારી તરફ આવતા હોય એમ જણાયુ મે સાહેબને કહ્યુ કે 'મારા મનમા કઇક થાય છે ' પણ સાહેબ કહે કે 'No, you must do it—તારે એ કરવુ જ પડશે.'

એ બધો વ વખત મનમાં ને મનમાં હું જાણે અકળાતો રહ્યો. જેમતેમ કરીને એ પૂરું કરીને ઘેર પાછો ફર્યો ત્યારે જોયું તો ૧૦૬ ડીગ્રી તાવ હતો!

· મોડી સાંજે ભાનમાં આવતાં જોયું તો ઘરની બત્તીઓ બુઝાતા દીપકની જેમ ટમટમી રહી છે. બાએ પૂછ્યું કે 'શું થયું છે?' મેં માને પેલી મડદાની ખોપરીની વાત કરી અને માએ તત્કાળ પૂરતું મારું ચીતરવાનું બંધ કરાવ્યું, એમ કહીને કે હવે વધુ ચીતરવાનું શીખવાની જરૂર નથી. થોડો સમય ચિત્રશિક્ષણ બંધ રહ્યું. એ પછી મને ફ્રેન્ચ શીખવવા એક માસ્તર આવતા. એમનું નામ હતું હેમર ગ્રેન. રામમોહનરાયનું નામ સાંભળીને એ પોતાના દેશ નૉર્વેથી ખાસ અહીં પગપાળા આવ્યા હતા. એમની પાસે ફ્રેન્ચ શીખ્યો. એ બહુ સારી રીતે ભણાવતા, પણ હું ભણવાના સમયમાં ચોપડીમાંની ખાલી જગ્યામાં એમનું નાક, મોં વગેરે ચીતર્યા કરતો. એથી ફ્રેન્ચ હું વધુ શીખી શકયો નહિ. એમનું અવસાન અહીં જ થયું હતું. તે પછી મેં મારી ચોપડીમાંથી પેલી રેખાઓ જોઈજોઈને એમનું ચિત્ર ચીતર્યું હતું. ઘણા સમય પછી પેલે દિવસે રવિકાકાએ કહ્યું કે 'નૉર્વેમાં એનું સ્મારક થાય છે. તારી પાસે તેમનું કંઈ ચિત્ર હોય તો તે લોકો એ મંગાવે છે.' એમનું ચિત્ર ત્યાં કોઈની પાસે નહોતું. મેં જૂનાં બાકસ ફંફોળી પેલું ચિત્ર શોધીને તેમને મોકલી આપ્યું. એમનાં આત્મીય સ્વજનોએ ખૂબ ખુશ થઈને એ વિષે મને કાગળ લખેલો. સુભાગ્યે એમનો ચહેરો રમતગમતમાં મારી ચોપડીમાં અંકિત થઈ ગએલો તે કામ લાગી ગયો.

તૈલચિત્રોનું તો શીખી લીધું. હવે જળ–રંગ વૉટર કલરનું કામ શીખવાનું મન થયું. બાને કહીને ફરીથી એમની પાસે જ શીખવાનું શરૂ કર્યું. હવે હું લૅન્ડ સ્કેઈપ આર્ટિસ્ટ બની ખભે 'ઈઝેલ' અને

બગલમાં રંગપેટી સાથે ભટકતો ભમવા લાગ્યો પણ એમ કયાં સુધી ચાલે ? છતાં મુંગેર બાજુ ફરતા ફરતા ઘણાં દશ્યો ચીતર્યા.

થોડા દિવસ એમ ચાલ્યું, પણ મનને સંતોષ થતો નહોતો. ચિત્રો તો ચીતર્યે જ જતો હતો, છતાં મનમાં તૃપ્તિ વળતી નહોતી. એવું થાય કે શું કરું ? શું કરું તો મન ભરપૂર બને ? રોજ એ જ વિચારતો. ત્યારે સ્ટુડિયો મારે માટે તમાકુ પીવાનો અને દિવસે ઊંઘવાનો અડ્ડો બની ગયો હતો. એ અરસામાં એક સુયોગ સાંપડ્યો. મારા દાદા નગેન્દ્રનાથ ખૂબ સોહામણા હતા એમ સાંભળ્યું હતું પણ એમની એકેય છબી નહોતી. એ માટે હું ઘણે સ્થળે તપાસ કરતો હતો. એ અંગે વિલાયતથી એક મિસિસ માર્ટિનડેલે લખ્યું કે 'તમે એમના જ પૌત્ર છો જાણી બહુ આનંદ થયો. અમારે એમની સાથે ગાઢ પરિચય હતો. તમે પરણ્યા કર્યા હશો ! તમારી પુત્રી માટે એક ઢીંગલી મોકલું છું.' અને મોટી એવી એક વિલાયતી ઢીંગલી એણે મોકલી આપેલી. એ બાઈ ત્યારે એકદમ ડોશીમા થઈ ગઈ હતી. છતાં કેવું અજબ જેવું એનું મન હતું ! કયારેક મારા દાદા સાથે એમને મૈત્રી હતી. એ સંબંધે મને જોયા જાણ્યા વિના પણ નગેન્દ્રનાથ ઠાકુરના પૌત્ર લેખે તેઓ પ્રેમભરી નજરે જોતા હતા.

વધુમાં એણે લખેલું કે "તમારું વલણ ચિત્રકામ તરફ છે...... હું પણ થોડું ચિત્રકામ જાણું છું. તમને કંઈ ઉપયોગી બની શકું ખરી ? જો તમે કંઈ મોકલો તો તેને ચારે બાજુ શણગારી આપું. પુસ્તકોમાં લખાણની ફરતું ચારેબાજુ સુશોભનો કરવાની કળા પશ્ચિમમાં બહુ જૂની છે, એવું જ કંઈક કરી મોકલશે. મનમાં થયું કે આ કંઈ ખોટું નથી. એણે લખ્યું હતું કે 'હું બહુ ગરીબ છું એથી આ કામ માટે તમારે મને કંઈક આપવું પડશે..'

દસ કે બાર પાઉંડ મેં મોકલ્યા હતા એવું યાદ છે. આઈરીશ મેલોડિઝ (સ્વર માધુરી)ની કવિતાઓ દાદાજીને બહુ પ્રિય હતી એટલે

વિચાર્યું કે એ કાગ્રજપૂર્વક સાચવવાની વસ્તુ બનીને ભલે એ જ આવે. થોડા સમય પછી ઠીકઠીક મોટાં એવાં દસથી બાર ચિત્રો આવી પહોંચ્યાં. એ એટલાં સુંદર હતાં કે હું એ જોઈને દંગ જ થઈ ગયો હતો.

અને જોગાન જોગ એ જ અરસામાં મારા બનેવી સૌમેન્દ્ર (પ્રતિમાના પિતા) દિલ્હીથી પર્શિયન ચિત્રોનો એક સંગ્રહ લાવેલા તે તેમણે મને ભેટ આપ્યો. રવિકાકાએ પણ એ જ અરસામાં રવિવર્માનાં કેટલાક ચિત્રોના ફોટા મને આપ્યા હતા. એ કાળે ભારતીય ચિત્રોનો આદર્શ—રવિવર્માનાં ચિત્રો હતાં. ખેર, ત્યારે એ આઇરીશ સ્વપ્નમાધુરીના ચિત્રોએ તથા દિલ્હીનાં 'ઇન્દ્રસભા' ના એ ચિત્રોએ મારી આંખો ઉઘાડી નાખી. એક બાજુ જૂની યુરોપી કલાનું દર્શન અને બીજી બાજુ અહીંની પ્રાચીન ચિત્રકલાનું દર્શન. પણ એ બન્નેના મૂળમાં એક જ વસ્તુ—વિચાર દેખાતા હતા. એથી કેવો કેટલો આનંદ થયો હતો! એ વખતના 'સાધના'માં મારા એ "ઇન્દ્રસભા," સંગ્રહનું વર્ણન આપી 'દિલ્હીની ચિત્રશાળા' એ મથાળા હેઠળ બલેન્દ્રનાથ ઠાકુરે એક લેખ લખ્યો હતો. જે પ્રગટ થતા ચારે બાજુ એની જ વાતો થતી હતી.

ચાલો, ભારત શિલ્પની એક દિશા તો સાંપડી, પણ હવે કામ કઈ રીતે શરૂ કરવું? ત્યારે ભોંયતળિયાના વિશાળ ખંડમાં એક બાજુએ બિલિયર્ડની રમતની હોહા ચાલતી ને બીજી બાજુ હું રંગ—પીંછી વડે ચીતરતો. ભારતીય શિલ્પનો માર્ગ તો જડી ગયો હતો, હવે શું ચીતરું? રવિકાકાએ સૂચવ્યું કે વૈષ્ણવ પદાવલી વાંચી જા અને તેનાં પરથી ચિત્રો કર. ચંડીદાસ અને વિદ્યાપતિની કવિતાને રૂપ આપવાનો આગ્રહ પણ એમણે જ કર્યો હતો. એ પદાવલી વાંચવામાં લાગી ગયો. જે પહેલું ચિત્ર ભારતીય પદ્ધતિએ ચીતર્યું તે ચંડીદાસની નીચેની બે પંક્તિ ઉપર હતું.

પૌખલી રજની પવન બહે મંદ,
ચૌદિકે હિમકર, હિમ કરે ફંદ.

એ ચિત્ર હજુ યે મારી પાસે જ પેટીમા અકબધ પડ્યુ છે એ જ મારુ ભારતીય ઢબે ચિતરાયેલુ પ્રથમ ચિત્ર નામ એનુ "શુકલાભિસાર" પણ રાધિકા ભારતીય ન થઈ કાઈ ગોરી મઢમને સાડી પહેરાવીને શિયાળામા રાત વેળાએ રખડતી મૂકી દીધી હોય તેવી એ બની હતી બહુ ખીજ ચડી—ના, એ નહિ ચાલે, ભારતીય શૈલી શીખવી પડશે. અને પછી એ તરફ જ વલણ દીધુ ચિત્રમા સુવર્ણને પણ મઢવુ પડશે એ દિવસોમા રાજેન્દ્ર મલ્લિકને ત્યા એક સુતાર ફ્રેમ બનાવતો એનુ નામ હતુ પવન, અને મારુ નામ અવન અને બોલાવીને કહ્યુ એ રે દોસ્ત, પવન—અવનનો મેળ છે તારો ને મારો શીખવી દે કે આમા સોનુ કેમ લગાવવુ એ કહે, એ શુ કહો છો બાબુ, તમે આ કામ શીખીને શુ કરશો? મને કહેજો, હુ કરી આપીશ

મે કહ્યુ—ના, જો, મારે ચિત્રમા સોનુ લગાવવુ છે મને એ શીખવી દે એની પાસે એ શીખ્યો શીખી લીધુ

બધી જ પ્રણાલી—શૈલી શીખી લીધી, પછી મને કોણ પહોચે? વૈષ્ણવ પદાવલીના ચિત્રોનુ એક ઝૂમખુ સોનેરી—રૂપેરી રગ કામ સાથે તૈયાર કરી નાખ્યુ એ પછી "વૈતાલ પચવિશતી"ના ચિત્રો ચીતરવા શરૂ કર્યા પેલી પદ્માવતી પદ્મ ફૂલ લઈને બેઠી છે અને રાજકુમાર વૃક્ષની ઘટા વચ્ચે થઈ ડોકિયુ કરે છે વગેરે હ, રસ્તો મળી ગયો અને હુ ચાલતા પણ શીખી ગયો હવે ઝપાટાબધ આગળ વધવુ પડશે પછી તો એક પછી એક પુસ્તક હાથમા લેતો અને દરેકના વીસ—પચીસ ચિત્રો કરી નાખતો અને એમ થોડોક સમય ગયો

ત્યારે ચિત્ર માટે જાણે વિચારવુ જ પડતુ નહોતુ આખો મીચતા જ નજર સામે ચિત્ર તરવરતુ. એના રૂપ, રગ, એની રેખા, અરે એના આછી પાતળી ગ્રથ સુદ્ધાં ત્યારની મારી સભરતા કઈ રીતે સમજાવુ? ચિત્રોમા ત્યારે હુ મન પ્રાણથી ભરપૂર હતો સ્પર્શ કરતા જ ચિત્રો સરજાયે જતા હતાં

ઝપાટાબધ ચિત્રો ચીતરાવા સરજાવા લાગ્યા કૃષ્ણ ચરિત્ર, બુદ્ધ ચરિત્ર, વેતાલ પચવિશતિ વગેરે નીચે વરડામા એક ચિત્તે તલ્લીન થઈ ચિત્રો ચીતરતો.

હુ કૃષ્ણનુ ચિત્ર ચીતરતો હતો શિશિર ઘોષ એ જમાનામા પરમ વૈષ્ણવ હતા એ કૃષ્ણનુ ચિત્ર જોવા આવ્યા હુ તો તલ્લીન થઈને ચીતરતો હતો અકાએક મો ઊંચુ કરીને જોયુ તો બારણા પાસે એક અપરિચિત ચહેરો અદર ડોકિયુ કરી રહ્યો છે મે પૂછ્યુ, "કોણ તમે ? એમણે કહ્યુ, "હુ શિશિર ઘોષ તમે કૃષ્ણનુ ચિત્ર ચીતરા છો એમ સાભળ્યુ એટલે જોવા આવ્યો છુ " સફાળા થઈ ઊભા થતા મે કહ્યુ, 'પધારો પધારા,' અને એમને અદર લઈ આવી આદરપૂર્વક બેસાડી હુ એક પછી એક ચિત્રો બતાવવા લાગ્યો

બધુ જ ધ્યાનપૂર્વક જોયા કર્યા પછી હસીને એમણે કહ્યુ—"આ શુ ચીતર્યુ છે તે ? આ શુ રાધાકૃષ્ણ છે ? લાબા લાબા લાકડી જેવા પાતળા હાથ—પગ બાંધો આવો હોય ? રાધાના હાથ સુડોળ હોવા જોઈએ અને શરીર જોઈએ ભર્યુ ભર્યુ એનુ રૂપ—વર્ણન નથી જાણતો ? આટલુ કહી એ ચાલ્યા ગયા થોડી વાર હુ બાઘોવા જેવા રહ્યો પણ એમની વાતે મનમા કઈ આઘાત ન કર્યો હુ મારુ ચિતર્યે જ ગયો ત્યાર હુ કળા વિષયક વિદેશી સામયિકો પણ નહોતો વાચતો મનમા ડર હતો કે એથી રખેને એનો સ્પર્શ મારા કામમા આવી જાય તો ! ગાયન, વાદન અને ચિત્રોની દુનિયામાં મસ્ત હતો રાતદિવસ માત્ર ઇસરાજ વગાડતો અને ચિત્રો ચીતરતો

## ૨૨ : શિક્ષક-જીવનનો પ્રારંભ

જ્યારે કલકત્તામા પ્લેગ ફાટી નીકળ્યો ચારેકોર એનુ જોર. ઘેરઘેર ખાટલા કુટુંબોના કુટુંબો સાફ થઈ જતા રવિકાકાને અમે આ ઘરના સૌએ મળી ફાળો ઉઘરાવી પ્લેગની ઇસ્પિતાલ ખોલી હતી ઘેરઘેર ફરીને દવા વહેચતા રવિકાકા ને સિસ્ટર નિવેદિતા શેરીએ શેરીએ તપાસ માટે જતા નર્સ—દાક્તર વગેરેની બધી ગોઠવણ કરેલી એ પ્લેગ મારા મનમા પણ અમર કરી ગયો ચીતરવાનું ઓછુ કરી હુ ગાવા—બજાવવા તરફ વળ્યો ચારે બાજુ જ્યારે પ્લેગે હાહાકાર મચાવી દીધો હતો ત્યારે હુ બેઠોબેઠો વિવિધ વાજિંત્રો બજાવ્યા કરતો! થવા કાળ હશે, તે પ્લેગ અમારે ત્યાં મારા જ ઘરમા પ્રવેશ્યો અને મારી નાની દીકરીને ઉપાડી ગયો! ફૂલ જેવી મારી એ દીકરી મારી બહુ લાડીલી હતી બા કહેતા કે અવનની આ છોકરી જ સૌથી સુદર છે નવ—દસ વરસની દીકરી ટપ કરતીક ઘરમાથી સદાને માટે ચાલી ગઈ મારુ હૈયુ ભાંગી પડ્યુ મન કેમે કર્યું શાત ન થાય. આખરે અમે ચૌરંગી બાજુના એક મકાનમા સ્થળાતર માટે જતા રહ્યા.

ત્યાં નાનો એવો એક પોપટ ખરીદ્યો એને ચણા ને સાથવો ખવડાવું. મારી પત્ની પણ એને ખવડાવતી અમે એને બોલી શિખવાડતા એ નાનું પંખી બાળ-દુખ ભુલાવવામાં અમારું સાથી થયું એનું નામ પાડેલું 'ચચુ' માનો ખોળો તજીને એ અમારે ત્યાં ખાલી ખોળે આવ્યું હતું

એ દિવસોમાં પતંગ ચગાવવાની ધૂન જાગેલી બાજુના મકાનમાં રહેતી મિસિસ હાથાર કરીને એક બુઢ્ઢી યહૂદી મેમસાહેબ સાથે મારે ઓળખાણ થઈ એ ભલા ડોશીમા મારું બહુ ધ્યાન રાખતાં વિવિધ વાનીઓ બનાવી મને એનો આસ્વાદ કરાવતા એને એક સુંદર મઝાનો બગીચો હતો બકરાંના ત્રાસથી બચવા એના ફરતી પહાડ જેવી મોટી વાડ કરી હતી બહુ મોટા ખાનદાન કુટુંબની એ બાઈ હતી બા સાથે એને બહુ વાતો થતી અવારનવાર મારા માટે ભરમ સુગંધી તમાકુ પણ મોકલાવે આ રીતે ત્યાં મારા દિવસો વીતતા હતા એ દિવસોમાં ભાભુને ત્યાં જતા આવતા હેંવેલ સાહેબ સાથે ઓળખાણ થઈ એક દિવસ ભાભુએ કહ્યું કે, 'તારે આર્ટ સ્કૂલમાં જવું પડશે હેંવેલ તને વાઈસ પ્રિન્સિપાલ બનાવવા ઈચ્છે છે' પરંતુ એ વખતે મારી મનોદશા ઓછી કંઈ કામ કરવા જેવી હતી? મેં સાહેબને મારા મનની વાત કરી એ અમારા વડીલ જેવા હતા એમણે કહ્યું, 'તું કરે છે શું? You do your work. Your work is your only medicine તું તારું કામ કર્યે જા, તારું કામ જ તારી એક માત્ર દવા છે' હું એમને સદા મેં વડીલ તરીકે આદર આપતો આવ્યો હતો, એમની ભક્તિ કરતો આવ્યો હતો પરંતુ ઓછું એ તદ્દન સ્વેચ્છાએ કરતો? એ પણ મને સદાયે Collaborator —સહકર્મી ગણીને માનથી, આદરપૂર્વક બોલાવતા ક્યારેક ક્યારેક મને ચેલો પણ કહેતા મારા પર એમને પોતાના નાના ભાઈ જેવું હેત હતું મને નટલાલ ઉપર હેત છે તેથી વધુ હેત એમને મારા ઉપર હતું

એ તો કહી ગયા પણ હુ નોકરી કરીશ ખરો? ત્યા સમયસર હાજરી આપવી પડશે, જ્યારે અહીં તો દિવસમા સાત વાર તમાકુ ખાવાની ટેવ વળી શરીર પણ જરાક કથળેલુ મે કહ્યુ 'બા' એ મારાથી નહિ બને તમે ઠીક પડે તે રીતે સમજાવજો સાહેબને ' પણ સાહેબ હતો અગ્રેજ બચ્ચો એમ છોડે તેમ નહોતો અણે કહેવડાવ્યુ કે 'તમારા દીકરાની બધી જ જવાબદારી મારા ઉપર. તમાકુ એ હવે એટ્લી ખાઈ શકશે એની તબિયત હુ સારી કરી આપીશ સુખસગવડમા એને વાંધો નહિ આવે એના બપોરના ભોજનની ચિંતા મારા ઉપર' કેમે કર્યો મને છોડ્યો નહિ. આખરે 'હા' પાડવી જ પડી પણ વળી ચિંતા ઊભી થઈ કે હુ ત્યા જઈને શીખવીશ શુ? અને હુ પોતે પણ શુ જાણુ છુ? સાહેબ કહે કે 'એ જોવાનુ કામ મારુ છે તુ એની ચિંતા ન કરતો તુ ફક્ત તારુ કામ કર્યે જજે મહિને તારે કેટલા રૂપિયા જોઈએ એ કહે.' મેં કહ્યુ 'એ હુ શુ જાણુ? જ્યારે બધુ જ તમારે જોવાનુ છે તો એ વાત પણ તમારે જ વિચારવાની શુ દેવુ, શુ ન દેવુ, એ તમારી મરજીની વાત છે મારે કઈ નથી જોઈતુ' સાહેબે કહ્યુ, 'વારુ, તને હુ વાઈસ પ્રિન્સિપાલ બનાવુ છુ માસિક ત્રણસો રૂપિયા તને મળશે.'

મેં થોડુ થોડુ ખાઈને જવુ શરૂ કરી દીધુ પહેલે દિવસે ઑફિસમાં પ્રવેશતા જ ઉત્સાહ ઓસરી ગયો ઑફિસકામ જેવુ કઈ તો હુ જાણતો જ નહિ સાહેબ કહે કે 'તને કોણ એ બધુ કરવા કહે છે? એને માટે તો હેડમાસ્તર ને હેડક્લાર્ક વગેરે છે ઑફિસનુ કામ એ બધા સંભાળશે તુ તારુ કામ કર્યે જા' અને પછી, 'ચાલ, તને આર્ટ ગૅલેરી બતાવી દઉં' કહી એ મને આર્ટ ગૅલેરી બતાવવા લઈ ચાલ્યા. આગળ પાછળ પગવાળા મોંઘા એવા એક હાથપખા વડે પવન ઢોળતા ચાલતા હતા વચ્ચે હુ અને સાહેબ શાહી ઢબે હું જતો હતો બસ સાહેબની આર્ટ ગૅલેરી જોવા ત્યા જઈને સાહેબે પગવાળાને કહ્યુ

'આનો પડદો ખસેવો ' બહુ મોટી આર્ટ ગૅલેરી જોઈ ન હોય તો! કે એમા પાછો પડદો ખમેડવાનો! આજે એ વિચારતાં હસવુ આવે છે મુગલ પદ્ધતિના બે ત્રણ ચિત્રો અને એક બે ઈરાની ચિત્રો આ ચાર પાંચ ચિત્રોની હતી ત્યારે એ આર્ટ ગૅલેરી! પડદો દૂર થયો ને જોયુ તો એક બગલાનુ ચિત્ર નાનકડુ જ હુ ધ્યાનપૂર્વક એ જોતો હતો સાહેબ છાતીએ હાથ મૂકી પાછળ ઊભા હતા મારા હાથમા એક સુક્ષ્મદર્શક આપતા એમણે કહ્યુ કે 'આ લે, આના વડે જો '

ત્યારથી એને હુ કદી વેગળો ન મૂકતો લાંબા સમય સુધી એ મારા ઝભ્ભાના ખિસ્સામા જ ફરતો રહેતો નંદલાલને હુ કહેતો કે એ તો મારો 'દિવ્યચક્ષુ' છે એ કાચ આખ પાસે રાખી હુ પેલુ ચિત્ર જોવા લાગ્યો—અને જોઈ જ રહ્યો એ કોઈ સામાન્ય નાના બગલાનુ ચિત્ર નહોતુ એમા તો એક મોગલ રાજાની બગલાને બેસાડી દેવામા આવ્યો હતો કાચ વાટે જોતાં એના પ્રત્યેક પીછામા કંઈ અજબ કારીગરી દેખાઈ પગ પાસે ખરબચડુ ચામડુ, અણીદાર નખ, ઝીણાઝીણા પીછા શુ જોઉ ને શુ ન જોઉ! હુ તો અવાક થઈ ગયો મોમા શબ્દ ન આવે. મારી પાછળ સાહેબ એમ ને એમ છાતીએ હાથ મૂકી ઊભાઊભા મારી એ સ્થિતિ જોઈ આછુઆછુ હસે છે જાણે એ જાણતા જ હતા કે આ કાચ વાટે એ છબિ જોતા મારી સ્થિતિ આવી જ થવાની તે પછી બીજા ત્રણચાર ચિત્રો જોયા બધામા એ એક જ વાત મારુ માથુ ફરી ગયુ ત્યાર તો, આપણી કળામા પણ આવુ જ છે?! નાહકનો આજ સુધી ચિંતામા મરતો હતો

જૂનાં ચિત્રોમા હુ ઐશ્વર્ય અપરંપાર જોતો સોનુરૂપુ પણ અઢળક વેર્યુ હોય છે એમાં. પરંતુ એક ચીજનો એમા અભાવ જણાતો, અને તે ભાવ બધુ જ ઐશ્વર્યથી ભરી દીધું છે ક્યાય જરા જેટલી પે કજુસાઈ દાખવી દેખાતી નથી છતા ભાવ એમા લાવી શકાયો નથી માનવી ચીતરતાં સૌએ શણગાર કરીને જાણે પૂતળા બેસાડી આપ્યા છે

મે જોયું કે હવે માગ વારા છે ઐશ્વર્ય મળ્યુ છે, કઈ રીતે એને વાપરવુ એ જાણુ છે, હવ ચિત્રમા ભાવ જગાડવો પડશ

ઘેર આવીને ચીતરવા બેસી ગયો ને ચીતર્યું 'શાહજહાનુ મૃત્યુ'

એ ચિત્ર અટલુ બધુ સુદર થયુ હતુ તે આછુ આપમેળે? પુત્રીના મૃત્યુની જે કઈ વદના હૈયામા ભરી હતી ને બધી જ એ ચિત્રમા રડી દીધી હતી 'મૃત્યુની રાહ જોતા શાહજહા'મા મારા હૈયામા હતી તેટલી બધી જ વ્યથા મે ઠાલવી દીધી દિલ્હીમા જ્યારે દરબાર ભરાયા ન માટા મોટા તથા જૂના અને જાણીતા ચિત્રકારોના ચિત્રોનુ પ્રદર્શન ત્યા ભરાયુ ત્યાર હૅવેલ સાહેબે મારા એ ચિત્રો તથા 'તાજ નિર્માણ'નુ ચિત્ર દિલ્હી દરબારમા મોકલી આપ્યા મને એક મોટો એવા રૂપાનો ચાદ મળ્યો, વજનમા એ ઠીકઠીક ભાર હતો તે પછી યોગેશે એ જ ચિત્રો કૉંગ્રેસ ઇન્ડસ્ટ્રિયલ એક્ઝિબિશનમા મોકલ્યા ત્યાથી એક સુવર્ણ ચદ્રક મળ્યો હતો આ ત્રણચાર ચદ્રકો મને મળ્યા છે, પણ મે એ કદી પહેર્યાં નથી.

'શાહજહા' ચિત્રની વાત મૂકી પેલા 'પદ્માવતી'ના ચિત્રની વાત કરુ હૅવેલ સાહેબે એ પદ્માવતી અને 'વૈનાવ પક્ષીની'ના ત્રણચાર ચિત્રો સ્કૂલના પ્રદર્શનમા મૂકયા 'પદ્માવતી' ચિત્રની કિમત શી રાખવી? સાહેબે એની કિમત એશી રૂપિયા મૂકી લૉર્ડ કર્ઝન પ્રદર્શન જોવા આવ્યા એમણે 'પદ્માવતી' ચિત્ર પસંદ કર્યું ને કહે કે કિમત થોડી ઓછી કરી આપો' નાક રૂપિયા જેવી કઇક રકમ દેવા એણે ઇચ્છા દર્શાવી મે કહ્યુ, 'સાહેબ, આપી દો રૂપિયા—પૈસા કઈ મારે જોઈતા નથી લૉર્ડ કર્ઝને માગ્યુ છે એ જ ઘણી કિમત છે' સાહેબ કહે કે 'તુ ચૂપ રહે, જે કહવા—સમજવાનુ હશે તે હુ સમજીશ.' આમ કહી લૉર્ડ કર્ઝનને બધી વાત સમજાવી પણ ન તો ચિત્રની કિમત ઓછી કરી, કે ન તો લૉર્ડ કર્ઝનને આપ્યુ મે છેલ્લે શુ કર્યું, કહુ? મે એ 'પદ્માવતી'નુ અને બીજા બેત્રણ ચિત્રો જે હતા તે હૅવેલ સાહેબને ભળાવતાં કહ્યુ

કે 'આ લો સાહેબ, તમારી ગુરુદક્ષિણા; આ હું તમને ભેટ આપું છું.' સાહેબે આનંદપૂર્વક એ સ્વીકારતાં કહ્યું કે 'આ ચિત્રો હું ગૅલેરીમાં મૂકાવીશ.'

હવે મારા શિક્ષક જીવનના પ્રારંભકાળની વાત કહું. સાહેબે તો મને એમની સ્કૂલમાં લઇ જઈને મૂકી દીધો. સુરેન ગાંગુલી થયો મારો પહેલો વિદ્યાર્થી. સુરેનને સાહેબે વણાટકામ શીખવા બનારસ મોકલ્યો હતો. તેને ત્યાંથી પાછો બોલાવી મને કહ્યું કે 'તું તારો વર્ગ શરૂ કરી દે.' અને સુરેન તથા બીજા બેચાર વિદ્યાર્થીઓને લઈને મેં મારા કામનો પ્રારંભ કરી દીધો. એ પછી થોડા સમયે સત્યેન બટઝેલ નામનો એક એન્ગ્રેવિંગનો વિદ્યાર્થી એક છોકરાને લઈને આવ્યો. કહે કે 'આને તમારે વર્ગમાં લેવો પડશે.' ત્યારે તો હું માસ્તર હતો ને ? એટલે ગંભીરતાથી આંખો ઊંચી કરી જોયું. જોયો એક શ્યામવર્ણો, બેઠી દડીનો છોકરો. મેં પૂછ્યું, 'કંઇ વાંચતાલખતાં શીખ્યો છે ?' તો કહે કે 'એફ. વાઈ. એ. સુધી ભણ્યો છું.' મેં કહ્યું, 'જોઉં તારા હાથનું કામ.' એણે એક ચિત્ર બતાવ્યું. એક છોકરી; બાજુમાં હરણ ને વેલપાંદડાં. શકુન્તલા ચીતરી હતી. આ આજકાલના છોકરાઓ જેવો અહંભાવ હતો એમાં. મેં કહ્યું, 'આ નહિ ચાલે; કાલે સિદ્ધિદાતા ગણેશનું એક ચિત્ર ચીતરી લાવજે.'

વળતે દિવસે એ આવ્યો, એક લાકડી પર ધજા બેસાડીને એમાં સિદ્ધિદાતા ગણેશનું ચિત્ર ચીતરીને. સવારના સૂરજના વાતાવરણ સાથે સરસ ચિત્ર કર્યું હતું. મેં કહ્યું, 'શાબાશ !' એની સાથે એના સસરા હતા. મઝાનો ચહેરો હતો એમનો. એમણે કહ્યું કે 'આ છોકરાને તમારા હાથમાં સોંપું છું.' મેં એમને કહ્યું કે 'વધુ અભ્યાસ કરત તો સારો ધંધોપાણી કરી શકત.' છોકરાએ જવાબ આપ્યો કે 'અભ્યાસ કરું તો યે ત્રીસ રૂપરડીથી વધુ તો કમાણી થવાની નથી. આમાં હું એ કરતાં વધુ મેળવી શકીશ.' મેં કહ્યું, 'તો મને વાંધો નથી.' ત્યારથી નંદલાલ

મારી પાસે રહી ગયો એ રીતે એક તરફ સુરેન ગાગુલી, એક તરફ નદલાલ અને વચ્ચે હુ, એમ મે કામ શરૂ કરી દીધુ

હવે એક પંડિત આવી ભળ્યા કહે કે 'નોકરી જોઈએ છે' મે કહ્યુ, 'સારુ, લાગી જાઓ રોજ અમને મહાભારત ને રામાયણ વાચી સંભળાવજો' એ અમારા બાગપાવના પંડિત—મોશાય રજની પંડિત હતા એ રાજ આવીને રામાયણ—મહાભારત વાચી સંભળાવતા, અને હુ એ નાભળી પ્રસગો ચૂટી લઈને ચિત્રો ચીતરતો

નદલાલે પૂછ્યુ, 'શુ ચીતરુ ?' મે કહ્યુ, 'કર્ણની સૂર્યપ્રાર્થના ચીતર' એ ચીતરવા હુ મથ્યો હતો પણ બરાબર ફાવ્યો નહોતો નદલાલ એ ચીતરી લાવ્યો મે એને બેત્રણ 'વૉશ' દઈ એક બાજુ મૂકી દીધુ ચિત્ર હાથમા લઈ ભૂલ બતાવી બતાવીને મે એને ક્યારે ય શીખવ્યુ નથી એ ચીતરીને લઈ આવે, હુ એને થોડાક 'વૉશ' આપી જરા મુલાયમ કરી દઉં, અથવા કયારેક નહિ જેવા 'ટચ' આપી દઉં જે રીતે ફૂલ ઉપર સૂર્યનો પ્રકાશ હાથ ફેરવી દે છે તેમ જો કે બરાબર સૂર્ય નહિ. હુ કયા રવિ હતો? વિવિધ રગની માટીનો જ પ્રલેપ હતો.

ત્યારે અમારુ ચીતરવાનુ ઝડપથી ચા યુ હતુ નદલાલે 'સૂર્યપ્રાર્થના' ચીતર્યું તો બીજી બાજુ સુરેને 'રામચદ્રનો સાગર વિજય' ચીતર્યું આ કાઠ ધનુષ્ટકાર કરતા રામચદ્ર ધનુષની પણછ ખેચીને ઊભા છે નદલાલ ચીતરી લાવ્યો એક યુવતીનુ ચિત્ર મુકેશ બાધો ને સુનજ્જિત વસ્ત્રો, મગેડદાર આખો ને ભ્રમર મે કહ્યુ 'આ તો કૈકેયી થઈ, પાછળ મથરા દાસીને ચીતરી નાખ' ને થઈ ગયુ કૈકેયી—મથરાનુ ચિત્ર ચિત્રો ઉપર ચિત્રો ચીતરાવા લાગ્યા ચારે બાજુ ત્યારે વાત પ્રસરી ગઈ ઑરીએન્ટલ આર્ટ સોસાયટી ઊભી થઈ હોબ મચી ગઈ 'ઇન્ડિયન આર્ટ' શબ્દ સૌ પ્રથમ ત્યારે શબ્દકોશ મૂકીને લોકજીભે આવ્યો

હુ પોતે જ્યારે ચીતરતો હોઉ ત્યારે કોઈને ઘરમા પ્રવેશવા દેતો નહિ અવારનવાર હૅવેલ સાહેબ નીરવ પગલે અદર આવતા અને પાછળ ઊભાઊભા ચૂપચાપ શુ થાય છે એ જોઈ જતા હુ ખુરશી પરથી ઊભો થાઉ તો એ મને ધમકાવતા મારા વર્ગમા પણ એ જ નિયમ રાખ્યો હતો બારણા પર લખેલુ રહેતુ કે 'તાજિમ માફ '

એ દિવસોમા કલાકાર તરીકે મને ઉત્તરોત્તર નિષ્ફળતાઓ જ સાપડતી હતી, એમ શા માટે ગણુ છુ એ કહુ ચિત્રકાર—જીવનમા કેવુ દુ ખ મળ્યુ છે ! જે વિચાર્યુ ધાર્યું તેમાથી કેટલુ હુ ચિત્રમાં ઉતારી—ઉપસાવી શક્યો ? જે રગ, રૂપ, રસ મનમા રમતા,—આખમા તરવરતા તેનો ચતુર્થાંશ પણ હુ મારા ચિત્રમા ઉતારી ન શકતો ત્યારે મનમા અકથ્ય વેદના થતી સદાયે એ દુ ખ સામે ઝઝૂમ્યો છુ ચિત્રકાર તરીકે ખરો આનદ કેટલો મેળવ્યો ? માત્ર બે વખત જ જીવનમા એવુ થયુ છે, જ્યારે ચિત્રમા અને મારામા કઈ જ ભેદ નહોતો રહ્યો જાતને ભૂલીને ચિત્રો ચીતર્યા છે જ્યારે ચિત્રમા અને મારામા કઈ જ ભેદ રહ્યો ન હતો પોતાની જાતને ભૂલીને એ ચિત્રો મે ચીતર્યા છે કૃષ્ણ ચરિત્રના ચિત્રો કર્યા ત્યારે એક વાર એવુ થયુ હતુ મારુ આખુયે અતર—મન ત્યારે એમા તરબોળ થઈ ગયુ હતુ આખો મીચતા જ ચારે બાજુ એનાં ચિત્રો ચિત્રો દેખાતા હતા અને પછી હાથ કાગળને સ્પર્શતા જ ચિત્રો જ ચીતરાઈ જતા—કઈ જ વિચારવુ ન પડતુ ચિત્રો પીંછીમાથી જાણે આપોઆપ સર્જાતે જતા હતાં ત્યારે કૃષ્ણની જુદી જુદી અવસ્થાના—બધી લીલાના ચિત્રો કલ્પનાની આખે જોવા મળતા દરેક ચિત્ર એના પૂરા કદમા અને મૂળ રગોમા હુ નજર સામે નિહાળી શકતો એવો ભાવ ફરી કદી યે નથી આવ્યો

ફરી એક વાર એવો ભાવ પકવાર માટે આવ્યો હતો તે સમયે બાના અવસાન પછી મને એનો આવિર્ભાવ થયો ઘરમા બાની એક પણ છબી નહોતી એક દિવસ બેઠે બેઠે વિચારતો હતો કે બાની છબી

કઈ રીતે ચીતરુ ? ત્યા એકાએક મારી આખ સામે સ્પષ્ટપણે બા દેખાઈ એના મોની પ્રત્યેક રખા એવી તો સ્પષ્ટ હતી કે હુ તુરત જ કાગળ–પેન્સિલ લઈ બાના ચહેરાનુ રેખાકન કરવા બેસી ગયો કપાળથી શરૂઆત કરી હજુ નાકની ઉપરના ભવા ચીતરુ, ન ચીતરુ ત્યા આ શુ ? બા ક્યાય અદશ્ય થઈ ગઈ ઓચિતાનો જાણે ચારે બાજુ અધકાર વ્યાપી ગયો કોઈએ જાણે એકાએક બત્તી બુઝાવી નાખી ચાર બાજુ ગાઢ અ ધારુ થઈ ગયુ મે ચોંકીને પૂછ્યુ —" મોટાભાઈ, આ શુ થયુ ?" એ જરા દૂર બેઠા હતા મો ભીડી જરા હસીને એમણે કહ્યુ—' તુ બહુ ઉતાવળો થતો હતો ને ! " મન મારુ ઉદાસ થઈ ગયુ મૂ ગો મૂ ગો બેઠો રહ્યો વારે વારે મનમા થતુ હતુ કે આમ કેમ થયુ ? બા આવી અને આ રીતે પાછી ક્યા ચાલી ગઈ થોડીવાર એમ ને એમ બેઠો રહ્યો એકાએક જોયુ તો બા ફરી આવીને ઊભી છે આ વખતે હુ ઉતાવળો ન થયો શાત ચિત્તે બેઠો રહ્યો વાદળા સોસરવા જે રીતે આથમતા સૂર્યના રગો નીરખી શકાય છે તે રીતે જ બાનો ચહેરો પ્રગટ થવા લાગ્યો મે બાને જોઈ હૈયુ ભરીને જોઈ પછી ધીરે ધીરે એ ચહેરો અદશ્ય થઈ ગયો પણ મારા કાગળ ઉપર બાનો ચહેરો રેખાઓમા રહી ગયો બાનુ એ ચિત્ર એ રીતે જ ચીતરાયુ છે એટલે એવો ભાવવાહી ચહેરો બીજો કોઈ હુ ચિત્રમા ઉપસાવી શક્યો નથી

મારી વાતમા તમને શ કા આવે પણ તે દિવસે પ્રત્યક્ષ પ્રમાણ જોયુ ને ? સ ધ્યાના અ ધકારમાં રવિકાકાનુ મો ચીતરવા બેઠો ધુધળી ધુધળી અસ્પષ્ટ રેખાઓ કાગળ પર પડી તમને કોઈને એમા રવિકાકાનુ મો સ્પષ્ટ દેખાતુ નહોતુ પણ મને કાગળ પર એ સ્પષ્ટ દેખાયુ હતુ અને એથી જ હુ નચિંત હતો એ રાત પૂરતું ચિત્રકામ ત્યા જ પૂ રુ થયુ નિરાત જીવે ઘેર ગયો સવાર ઊઠીને આમ તેમ બે ચાર લસરકા ખે ચવાના જ બાકી રહ્યા હતા

આવુ છે કલાકારનુ' જીવન તેમ છતા દરેક ચિત્રમા આવુ નથી

થતું. અને એથી જ તો કહું છું કે ચિત્રકારના જીવનમાં દુ:ખ ઘણું હોય છે. એવું દુ:ખ હું સદૈવ સહેતો આવ્યો છું. હૈયામાં કંઈક અતૃપ્તિ રહી જ જાય. ક્યારેય એવું તો ન જ થાય કે હવે ચિત્ર થવું જોઈએ એવું થયું છે એમ લાગે. છતાં એમ વિચારીને અટકી જઈએ કે નિરુત્સાહી થયે કામ નહિ ચાલે. અવિરત કામ કર્યે જ જવું એ જ આપણું કામ છે. થોડો વખત કંઈ જ ચીતરી ન શકાય તો પણ ઉદાસ ન થશો, ચિત્રો તો વાસંતી વાયરા જેવાં છે, શરૂ થયા પછી કેમે કર્યા અટકશે નહિ. ત્યારે સપાટાબંધ ચિત્રો આપોઆપ સરજાવા લાગશે. ઉદાસ ન થશો. મારા જીવનના અનુભવથી તમને એ સમજાશે.

વિદ્યાર્થીને તેના ચિત્ર વિષે શિક્ષકે કંઈક કહેવું પડે છે. પણ ક્યારેક ક્યારેક એ મોટી આફત બની જાય છે. અને એમાં શિક્ષકની જવાબદારી પણ કંઈ ઓછી છે? એક વારની વાત કહું. નંદલાલે 'ઉમાની તપસ્યા' નામનું એક મોટું ચિત્ર ચીતર્યું. પહાડ ઉપર ઊભી ઊભી ઉમા શિવ માટે તપ કરે છે. એની પાછળ માથા ઉપર પાતળી એવી ચંદ્રની રેખા છે. એ ચિત્રમાં રંગ જેવું ખાસ કંઈ જ નહોતું. આખા ચિત્રમાં સહેજ સાજ ગેરુઆ રંગનો આભાસ હતો. મેં કહ્યું, 'નંદલાલ, આ ચિત્રમાં થોડોક પણ રંગ ન મૂક્યો? એની તરફ જોતાં હૈયામાં કંઈ થઈ જાય છે. વધુ નહિ તો ઉમાને જરા શણગારી દે. એના કપાળમાં થોડુંક ચંદન બંદન લગાવ. ઓછામાં ઓછું એક જવા-ફૂલ.' ઘેર આવ્યો, પણ રાત્રે ઊંઘ ન આવી. મનમાં રહીરહીને પ્રશ્ન થવા લાગ્યો કે મેં શા માટે આ બધું નંદલાલને કહ્યું? કદાચ એણે ઉમાને મારી જેમ નહિ જોઈ હોય. એણે કદાચ ઉમાનું એ રૂપ જ જોયું હશે, જેમાં ઉમા પથ્થર જેવી દૃઢ જ છે, ને તપ કરતાં કરતાં એનાં રંગ, રૂપ, રસ બધાં ઊડી ગયાં છે. એથી જ તો 'ઉમાનું તપ' જોતાં હૈયું ફાટી જાય એ સહજ છે. પછી એ ચંદન લગાવે કઈ રીતે? ઊંઘી ન શક્યો. સવાર ક્યારે પડે એની રાહમાં તરફડિયાં મારતો હતો.

સવાર થતા જ દોડ્યો નદલાલને ત્યા ડર હતો કે એણે મારી વાત સાભળી કદાચ રાત્રે જ એના પર હાથ ચલાવ્યો હશે તો ! જઈને જોયુ તો નદલાલ ચિત્રની સામે બેસી અના પર રગ—પીછી ફરવતા પહેલા છેલ્લી વાર વિચારી રહ્યો છે

મે કહ્યુ, 'શુ કરે છે, નદલાલ? થોભ ! થોભ ! હુ કેવી ભૂલ કરી બેસત ! તારી ઉમા બરાબર જ છે હવે અના પર વધુ હાથ ચલાવવાની જરૂર નથી '

નદલાલે કહ્યુ, ' તમે કહી ગયા ક ઉમાને શણગાર રાત આખી મે પણ એનો જ વિચાર કર્યો, અત્યાર પણ વિચારતો હતો કે એના પર વધુ કામ કરુ કે નહિ?'

કેવો સર્વનાશ કરી બેસત, કહો તો ! એક જરા જેટલી વાર લાગત તો આવુ સરસ ચિત્ર નાશ પામત ને? ત્યારથી બહુ ચેતી ગયો છુ અને સમજી ગયો છુ કે ચિત્ર તો સહુનુ નિજનિજનુ સર્જન છે એમા ઉપદેશ દેનારા આપણે કોણ?

જ્યારે આપણી ભારતીય કળાની ચર્ચા આગળ વધવા લાગી ત્યારે વિચાર્યુ કે ફક્ત ચિત્રોમા જ નહિ, બધી દિશામા આ વાત વિચારવા જેવી છે એટલે પછી ઘરના સરસામાન તરફ વળ્યો ગૃહ શૃગારમા ને આજુબાજુના વાતાવરણમા ભારતીયકળાનુ વાતાવરણ લાવવા પ્રયત્નશીલ થયો ઘરમા જે કઈ જૂનો સરસામાન, વડીલોના જમાનાની પરદેશી કીમતી કીમતી ચીજ વસ્તુઓ હતી તે બધુ વેચી નાખ્યુ ને પછી મદ્રાસી મિસ્રી ધનકોગી આચારીને બોલાવી કામે લગાડી દીધો હુ પોતે જ નમૂના આપતો, નકશા બનાવતો, અને એમ નવુ રાચરચીલુ તૈયાર થતુ બધુ સાદુ સીધુ રાચ કરાવ્યુ એની પાસે આખા ઘરમા પથરાઈ રહે તેવી જાપાની ગાદી કરાવી અત્યારે તમે ખાટના જે પાયા જુઓ છો એ ક્યાથી આવ્યા તે જાણો છો? કોડિયુ રાખવાની જૂની

થાંભલી પરથી ! મજૂરી કંઈ ઓછી કરી છે? સૌ પ્રથમ ભારતીય રાચ-રચીલાની શરૂઆત તો અહીંથી જ થઈ હતી. હું અને મોટાભાઈ, અમારે ચારે બાજુથી સંભાળી—સાચવીને ચાલવું પડતું. હવે એ બધાને એક રાહ મળી ગયો છે. એમાં થોડોક નવો ફેરફાર કરી દેવો સહજ છે. પરંતુ અમારે તો ત્યારે મૂળ સહિત ઝાડ ઉખેડી તદ્દન નવેસરથી નવું વૃક્ષ અમારે હાથે જ રોપવું પડયું હતું. એને આ વિચારે જ જાળવી રાખેલું કે એક દિવસ એમાં ફૂલ ફૂટી શકશે.

## ૨૩ પુરી અને કોનારક



ભારતીય કલાલક્ષ્મીના ઝાંઝર સમુ કોનારક (કોણાર્ક)નુ આ સૂર્યમંદિર જગન્નાથપુરીથી ૨૦ માઈલ દૂર ઓરિસ્સાના દરિયાકિનારે આજથી ૭૦૦ વર્ષ પહેલા બંધાએલુ બંગાળના તોફાની સાગરના સૂસવતા પવનોની થપાટો ખાઈ તેનુ મુખ્ય મંદિર તો નાશ પામીને આજે માત્ર ઉપર દર્શાવેલો સભામંડપનો ભાગજ બાકી રહ્યો છે

હું નાનો હતો ત્યારે જગન્નાથ પુરીના પંડાઓ અમારે ત્યાં આવતા વરસમાં એકાદ વાર તો આવે જ આવે અને એમના આવતાની સાથે જ જગન્નાથના દર્શનની ઇચ્છા બા, ફઈબા, બાપાકો, નોકર—દાસી, આડોશી—પાડોશી સૌના મનમાં જાગતી જગન્નાથના દર્શનની એ ઉત્સુકતા કંઈ અજબ હતી પંડાને ઘેરીને સૌ કહેતા 'એ પંડા ઠાકુર, કયારે દેવ—દર્શન કરાવો છો, કહોને ?' અને એકાદ—બે દાસી તો એમની સાથે નીકળી જ પડતી

એ પછી ઘણે સમયે હું મોટો થયો, પુત્ર—પૌત્રાદી થયા, રવિકાકાએ પુરીમાં મકાન ખરીદ્યું, બનુએ પણ મકાન લીધું અને મને યે જમીન ખરીદવા કહ્યું જગન્નાથના દર્શનની ઇચ્છા બાના મનમાં સદૈવ રહ્યા કરતી, એટલે થોડીક જમીન ખરીદી નીલકોઠીવાળું એક મકાન પડાવી નાખ્યું એમાંથી મકાન બંધાવવા સારો એવો સરંજામ પણ મળ્યો અને હાથમાં થોડાક હજાર રૂપિયા પણ આવી ગયા એમાંથી પુરીનું મકાન 'પાથાર પુરી' તૈયાર થયું

એ દિવસોમાં પુરી જવાનું મહત્ત્વ મુસલમાનોની મક્કાની હજ જેવું હતું બા, વહુ, દાસી અને બાળગોપાળ સાથે જગન્નાથના દર્શને પુરી જવા ઊપડ્યો સૌ ખૂબ ઉત્સાહમાં હતા. બા આખી રાત જાગતી બેઠી હતી અમે સૌ પોતપોતાને બાંકડે લાંબા થઈને સૂતા હતા કટક કે એવું જ કંઈ સ્ટેશન આવતાં પાનખીવાળા ઊડિયાઓનાં 'હુમ્પા હુઆ, હુમ્પા હુઆ' અવાજ કાને પડતા જ બા સૌને જગાડવા લાગી કે ઊઠો, ઊઠો, ઊડિયાઓનો દેશ આવી ગયો હડબડ કરતા સૌ ઊઠી ગયા. ઊડિયાઓનું એ 'હુમ્પા હુઆ' બહુ ગમ્યું જાણે એ શબ્દોમાં જગન્નાથનો સાદ સંભળાતો હતો, જાણે એ જગન્નાથનો શબ્દદૂત હતો એ શબ્દો દ્વારા પંડા ઠાકુરની બધી વાતો તાજી થઈ ગઈ

ટ્રેન અપાગમિર ચાલી જતી હતી કોણ મંદિરનું શિખર પહેલું જોવા પામે છે એવી વાતો કરતાં અમે બારી બહાર ડોકિયાં કરી રહ્યા

હતા. થોડી જ વારમા સવાર પડી અને દૂરથી મ દિરનુ શિખર દેખાયુ એ જોતા અપાર આન દ થયો મનમાં થયુ, જાણે આવો જ કે આથી યે વ્ધુ આન દ ચૈતન્યદેવને થયો હશે જો કે અમે તો રેલ્વે રસ્તે જતા હતાં તે પછી એવા જ આન દ સમુદ્ર દર્શનનો હતો સ્ટેશન પાસે જ મકાન હતુ ત્યાં જઈને ઉતાવળો ઉતાવળો બહારના વર ડામા ગયો જોયુ તો શુ અજબ નીલિમા હતી! આખો ત્યા જડાઈ જતી હતી અને કેવો ઘુઘવાટ! કેવી હવા! જાણે જગન્નાથનો શ ખ બાજે છે

એકાદ બે દિવસમા બધુ બરાબર ગોઠવાઈ ગયુ બા સૌને વારાફરતી જગન્નાથના દર્શનાર્થે મોકલવા લાગી ઘરનુ નાનુ–મોટુ, દાસી–નોકર કોઈ જ બાકી ન રહ્યુ હુ પણ ત્રણ ચાર વાર મ દિરમા જઈ બધુ જોઈ આવ્યો માત્ર બા જ બાકી હતી એને જાણે ક ઈ જ ઉતાવળ નહોતી હુ કહેતો–'બા પાલખી નક્કી કરી દઉ, તુ દર્શને જઈ આવ' પણ મારી વાતને એ કાન જ દેતી નહોતી જાણે એ વિષે તદ્દન નચિંત ન હોય! કે પછી જગન્નાથના દર્શન એને થઈ ગયા હોય કયારેક પાલખીમા થોડીવાર સાગર–તીર ફરી આવતી, બાકી વ્ધુ ભાગે તો ઘેર જ બેઠી બેઠી સૌની ખાવા–પીવાની કાળજી રાખતી ને એક પછી એક સૌને આગ્રહ કરી કરીને મ દિરે મોકલતી એક દિવસ ઓચિંતાનુ એણે મને પૂછયુ—"તે જગન્નાથને જોયા?"

"જગન્નાથને? ના, એ તો કયાય ન દેખાયા?

શું કહે છે? મ દિર ગયો છતાં વેદી ઉપર ભગવાન ન દેખાયા! તો તો જગન્નાથે તને દર્શન જ ન આપ્યા ગણાય તારા મનમા પાપ છે તેથી જ આમ થયુ

કદાચ એમ જ હશે મદિરમા તો ઘણી વાર ગયો છુ ચારે બાજુ ફરી ફરીને ઝીણી નજરે બધી જ કલા–કારીગરી જોઈ છે જગન્નાથ માટે કયા–ચદન ઘસાય છે, માળા ગુથાય છે ફૂલના અલ કારો તૈયાર

કરતી સ્ત્રીઓ બેસે છે ફૂલોનો બગીચો છે ને બટુકૃષ્ણની મૂર્તિ ક્યા છે તે બધુ જ જોયુ છે પણ બાએ પૂછ્યુ ત્યારે જ ભાન આવ્યુ કે ક્યાય જગન્નાથને જોયા નથી હુ ગયો ત્યારે અધારામા દીવાને અજવાળે લોકોની ભીડ તો દીઠી હતી પણ જગન્નાથ ક્યાય નહોતા દેખાયા હકીકતમા જગન્નાથના દર્શને ગયા જ નહોતો જે જોવા ગયો હતો તે જોયુ હતુ જે જોવા જઈએ તે જ દખાય ને ?

બાની વાત સાભળી વળતે દિવસે ફરી મ દિરે ગયો આ વખતે જગન્નાથના દર્શન જ ગયા હતો પ ડાને પણ સાથે લીધો હતો પડાને સાથેસાથ રાખી છેક અદર જઈ જગન્નાથના દર્શન કરી, એના સાચા સુવર્ણના ચરણોનો સ્પર્શ કરી આવ્યો ઘેર જઈ આ વાત કરી ત્યારે બાએ કહ્યુ—હવે મને દર્શન કરાવી શકીશ ને ?

"જરૂર" મે કહ્યુ

પાલખીનુ નક્કી હ‌ુ પ ડા સાથે બધી જ ગોઠવણ કરી લીધી જેથી બાને ભીડ ન નડે અને વધુ ચાલવુ ન પડે બક્ષીસના લોભે એણે ભીડ ખાસી થોડીવાર માટે મ દિરનુ પ્રાગણ મોકળુ રખાવ્યુ ત્યારે હુ જ જાણે ત્યાનો પડો બની ગયો, જે કહેતો એ થતુ બાને ગરૂડ સ્ત ભ, આનદ બજાર, વૈકુઠ વગેરે જોવા જેવુ બધુ જ વારા ફરતુ બતાવી છેલ્લે જગન્નાથ સમિપે લઈ ગયો અધારામા આગળ વધતા બાને પડી જવાની બીક લાગતી હતી મે કહ્યુ—'મને બરાબર ઝાલી રાખજો, જગન્નાથનો ચરણ સ્પર્શ કરી આવીએ ' હાથમા દીવો લઈ પડો 'બાનુ ઉચા, નીચા, ઉંચા—નીચા' કરતો પગથીયા ઉતરાવી અમને એકદમ વેદી પાસે લઈ ગયો બાએ જગન્નાથનો ચરણ—સ્પર્શ કર્યો. પછી પ્રદક્ષિણા કરવાની હતી અધકારમા વાદા અને ચામાચિડિયા ફડફડાટ કરતાં ઉડતા હતાં. બીક લા ી, મનમા થયુ કે બાને લઈને અહીં ક્યા આવ્યો ! આખરે બધું પતાવીને બહાર આવ્યા બા ખૂબ આનદમા

હતી વારેવારે મારે માથે હાથ મૂકી આશીર્વાદ આપતા કહેતી હતી કે બેટા, તારે લીધે જ હુ જગન્નાથના દર્શન પામી છુ

યૂલ્ફ (સર જૉન યૂલ્ફ) અને બ્લાન્ટ પણ આવતા અમારે ત્યા જ ઉતરતા કોનારકનુ મહત્ત્વ એમને મન બહુ હતુ.

પુરીમા શોભનલાલ—મોહનલાલ સાથે ઘણી મઝા કરી છે હજી થોડા દિવસ ઉપર જ એમને પૂછયુ હતુ કે—'યાદ છે પુરીનો દરિયો?' તો કહે 'ના' એમને યાદ પણ કેમ રહે? તે વખતે એ કેટલા નાના હતા? એમને સાથે લઈ દરિયા કિનારે કરચલા પકડ્યો કરચલાના દરમા બ્રેડના ટુકડા નાખતા મનમા થયુ કે દરિયામા આગબોટ ચલાવીએ. આગબોટ માટે કલકત્તા લખ્યુ રમકડાંની મોટી આગબોટ આવી એને દોરી બાંધી ફરફણીમા દોરી વીંટી કિનારે બેઠો અને નોકરને કહ્યુ કે—'જા આગબોટ પાણીમા વહેતી મૂક'

મને તો એમ કે સાગરના મોજાના તાલે તાલે આગબોટ પાણીમા સરતી જશે હુ યે દોર છુટ્ટો મૂકી દઈશ અને ફરી મન થયે એને ખેંચીને કિનારે લાવીશ પણ ત્યારે સાગરરાજની પૂરી ઓળખાણ નહોતી નોકરે ઘૂંટણબૂડ પાણીમાં આગબોટ મૂકી દીધી અને શુ થયુ! એક જ મોજુ આવતા અમારી આગબોટ ઊંધી વળી રેતીમા ફસકાઈ પડી અને આગબોટ હાંકવાનો શોખ ત્યા જ પૂરો થયો

એક વખત મોહનલાલે કહ્યુ, જુઓ જુઓ દાદાજી, પેલો લાલ ચાંદો ઊગે છે જોયુ તો સૂર્યાસ્ત થતો હતો એ જાણે ધરતીને અડીને જ ન ઊગતો હોય એવુ લાગતુ હતુ મે કહ્યુ—'હા, હા, એમ જ છે લાલ ચાંદો જ છે મારી દશા પણ એમના જેવી જ હતી તે દિવસ બાળકની નજરે મે પણ લાલ ચાંદો જોયો હતો

ત્યા એક વૃદ્ધ વિદ્યાર્થી મળી ગયો થોડા સમયમા એ ઠીક ઠીક તૈયાર થઈ ગયો હતો આગળ જતા એ આર્ટ—માસ્ટર થઈ પુરી

શાન્ત્યો ગયા સામી ગોપાલમાં એનું ઘર હતું. એક દિવસે બળતા બપોરે માથે એક ટાપલો લઈને એ આવ્યા. મેં પૂછ્યું, 'કેમ શું છે?' તો કહે કે 'તમારે માટે આમો લાવ્યો છું.'

ઉપરાઉપર પાંચ વરસ સુધી પુરી ગયો હતો. દરિયાઈ પવન રહેતા ત્યાંથી વખત બા ત્યાં રહેતી વાય। ઊલટી [શામા વગેરે] જ બા કહેતી 'હવે વધુ નહિ, ચાલો કલકત્તા.'

એક વાર મોટા બાપુજી (દ્વિજેન્દ્રનાથ ઠાકુર) માંદગી પછી સાજા થવા પુરી આવ્યા હતા. મોટા મકાનની બાજુનું મકાન જ એમને માટે લીધું. સાથે હતા કૃતીભાઈ, હેમલતા વહુ ને નોકર મુનીશ્વર. મોટા બાપુજી આવી ગયા એટલે મળવા ગયો. જઈને જોઉં છું તો મુનીશ્વર ઉપર પહેલે માળે એક મોટી પાટ લઈ જાય છે. પૂછ્યું કે 'વાત શી છે?' તો મોટા બાપુજીએ કહ્યું કે 'આ તે કેવું મકાન છે? મેં તો માન્યું કે બરાબર સમુદ્ર ઉપર જ મકાન હશે. બેઠાબેઠા મજાથી જોઈશ. પણ અહીં તો કાંઈ એવું મકાન નથી. વચ્ચે રેતી સુધી રેતી પથરાઈ છે.' મેં ખુલાસો કર્યો કે અહીં સમુદ્રકાંઠે આવેલા બધા મકાનો આ ધોરણના જ છે, એકે મકાનને ઘસાઈને સમુદ્ર જતો હોય તેવું તો કેમ બને? પણ મોટા બાપુજીનું મન વરતમાં બેસીને સમુદ્ર જોવાથી ધરાયું નહોતું. ઉપર પહેલે માળે ચબૂતરાની સામે એક મોટી પાટ ઉપર કોચ બિછાવી તેના ઉપર બેઠાબેઠા આરામથી સાગરને નિહાળ્યા ત્યારે જ એમના ચહેરા પર પ્રસન્નતા રેલાઈ. હસતાં હસતાં એમણે મને પૂછ્યું, 'તમારે ત્યાંથી આવું સુંદર દેખાય છે ખરું?' મેં હસતાં હસતાં જવાબ આપ્યો, 'લગભગ આવું જ દેખાય છે.'

મોટા બાપુજી બહુ ભલાભોળા હતા. એક દિવસ સાંજે કહે: 'ચાલ જરા સંતુને ઘેર જતા આવીએ.' હું ને કૃતિ એમની સાથે હતા. થોડીવાર વાતચીત કરી ને ચૂપચાપ બેસી રહ્યા, અને વધુ બોલવા જેવું

હતું યે શુ ? સાંજ ઢળતી હતી અમે ઊંચાનીચા થતા હતા, પણ મોંગ બાપુજી તો નિર્વિકાર ચિત્તે બેઠા હતા ઊઠવાનું ચિહ્ન સરખું યે એમના ચહેરા પર નહોતું જણાતું ધીરેધીરે રાત પડી અને એમનો વાતુ કરવાનો વખત થયો ઓચિંતાના એ 'મુનીશ્વર ! મુનીશ્વર !' એમ સાદ પાડી ઊઠ્યા કે તુરત કૃતિએ કહ્યુ કે 'મુનીશ્વર અહીં ક્યાંથી ? એ તો ઘેર છે' 'ઓહ એમ વાત છે ? આ ઘર કેનુ છે ? હુ તો વિચારતો જ હતો કે હજી યે મુનીશ્વર કેમ મારુ વાળુ ન લાવ્યો, રાત તો પડી ગઈ ઠીક ત્યારે, મારી જ ભૂલ થઈ ગઇ ?' કહી એ ખડખડાટ હસી પડ્યા !

એ વખતે વરેટ બાપુજી પણ પુરી આવ્યા હતા અમારા ત્રણ કુટુંબો બાજુબાજુમા જ રહેતા સુરેન પણ હતો જ્યા, મજુ ત્યારે નાના હતા એક દિવસ વખત થઈ સુરેન સાગરતીરે ભીની રેતી ઉપર આંટા મારતો હતો જ્યા મજુ પણ સાથે સુરેનને એ યાદ ન રહ્યુ એક મોજુ આવ્યુ અને જ્યાને ખેંચતુ ચાલ્યુ ઓચિંતા સુરેને મોજામા એના વાળ જોયા દોડીને વાળ પકડી એને ખેંચી લીધી જરાક જ મોડુ થાત તો શુ નુ શુ થઈ જાત

ત્યાની કઈ વાત કરુ ને કઈ ન કરુ ? પણ બધુ ક્રમવાર યાદ નથી કેટકેટલીયે વાતો છે એક વાર હુ ખોવાઈ ગયો હતો એની યે વાત છે ! પુરીમા ઘણા દિવસ થયા એટલે મને તો એમ કે પુરી આખુ મારા નખદર્પણમા છે એક દિવસ ફરતોફરતો સાગરતીરે સ્વર્ગતીર્થ વટાવી આનદ ચા રો ગયો સીધો મારગ મૂકી રેતાના પટ ઉપર ધપાધપ ધપાધ કરતો ચાલતો હતો કેટલે દૂર નીકળી ગયો એ કોણ જાણે ! ઓચિંતાનુ ભાન થયુ જોઉં છુ તો સૂર્યાસ્ત થઈ ગયો છે જ્યા નજર કરુ ત્યા ચારે બાજુ રેતી જ રેતી ! ન દેખાય જગન્નાથનુ મદિર, રસ્તો કે બીજુ કઈ માત્ર સાગરનો ઘુઘવાટ જ સભળાય કઇ તરફ જાઉં એની ભારે વિમાસણ થઈ પડી ! તારા જોઈને ચાલુ, પણ એનુ યે

ત્યાર કંઈ ભાન—સાન નહોતું એકદમ થંભી ગયો છેવટે સાગરના ઘુઘવાટવાળી દિશા તરફ વળ્યા થોડી વારે લાકડીને ટેકે ચાલતી એક ડોશી મળી અણે મને પૂછ્યું કે 'ક્યાં જવું છે?' મે કહ્યું, 'ચક્રતીર્થ' વિચાર્યું કે ચક્રતીર્થ પહોંચી જાઉં તો બસ ડોશીએ કહ્યું, 'પણ તમે જે બાજુ જાઓ છો ત્યાં તો દરિયો છે મારી સાથે ચાલ્યા આવો હું ચક્રતીર્થ જ જાઉં છું' ડોશીની સાથે ચક્રતીર્થ પહોંચ્યો ત્યારે નિરાંત થઈ નહિ તો આખી રાત ફર્યા કરત તો યે કંઈ જ માર્ગ શોધી શકત નહિ 'ભુતપત્રી' વાર્તામાં અનું વર્ણન છે અંધારે અંધારે દરિયાકિનારે ફરતા ભુતાવળ જેવું ભાસતું હતું મનમાં—ભૂતો પણ ક્યાં હોય છે!

એ વખતે મેં ભૂત જોયું હતું,—સાચે સાચ ભૂત!

ભુવનેશ્વર અને પૂરી ફરી કોનારક જોઈ આવ્યા પછી મને કહે કે 'જાઓ એક વાર પેલું મંદિર જોઈ આવો' અને હું કોનારક માટે રવાના થયો ચાર પાલખીમાં કુટુંબકબીલા સાથે, નોકરચાકર લઈને મારા 'પથે—વિપથે'માં એ પ્રસંગનું વર્ણન છે લગભગ વીસેક માઈલ રેતી ઉપર જ ચાલવું પડે છે અમે રાતોરાત ચાલ્યા હતા પાન તમાકુ, પીવાનું પાણી બધું જ પાલખીમાં લીધું મિષ્ટાન્નની એક માટલી પણ લીધી હતી સાથે લાકડીઓ લીધેલી પાલખી 'હુમ્પા હુઆ' કરતી આગળ ચાલતી હતી પુરીથી નીકળી આખી રાત ચાલ્યા હતા મનમાં બીક પણ લાગતી હતી કે કોઈ જાણે અધવચ્ચે આ રેતાળ ભૂમિમાં જ પાલખી નીચે મૂકીને પાલખીવાળા ચાલ્યા જાય તો! અમારી આગળ ત્રણ પાલખી હતી વચ્ચેવચ્ચે હાકોટા—પડકારા કર્યા કરતો 'બરાબર છોને બાપા?' નૂમસામ મરુભૂમિ ક્યાં છીએ તે જાણવાનું કંઈ જ સાધન નહોતું રહીરહીને ધપાક ધપાક કરતા વાહકોના આઠ ન પગલા સામટા સંભળાય એક વાર અવાજ આવ્યો 'ઝપ ઝપ ઝપ'

'અલ્યા શુ થયુ ?' મે પૂછ્યુ

'બાબુ, નિયાખિયા નદી આવી ગઈ '

'એમ ? સારુ, સારુ '. મ કહ્યુ

નિયાખિયા નદી પાર કરી રાતનો છેલ્લો પહોર હતો ચાંદો અસ્ત પામતો હતો ભળભાખળુ થવાની તૈયારી હતી રાત આખીનો ઉજાગરો હતો એટલે હવે જરા ઊંઘ પણ આવતી હતી અને ભૂતની થોડીક બીક પણ લાગતી હતી આગળ જતી પાલખીઓ હવે દેખાતી નહોતી. પાલખીવાહકોને સાદ પાડી પૂછ્યુ 'બધા બરાબર છો ને?' એટે વખતે જોયુ તો એક હાથમા એક લાકડી અને બીજા હાથમાં ફાનસ લઇને કોઈ મારી પાલખની લગોલગ ચાલતુ જણાયુ મે પૂછ્યુ, 'એઈ ભૈય્યા, આ કોણ છે વળી?'

'અરે બાબુ એ બાજુ જુઓ મા, એ બધા દેવતા છે, દેવતા.' આમ કહી એણે પાલખીનો એ બાજુનો દરવાજો બધ કરી દીધો.

સરતી હતી બારણુ ઉઘાડીને જોયુ તો મોજા કાંઠા સાથે અફળાતા હતા અને પાલખીની નીચે થઈને એના નીર વહ્યે જતા હતા એ પાણીમા ફૉસ્ફરસ હતુ મોજા આવતા ને જતા, ને જાણે પ્રકાશ ઝબકી જતો મનમા થતું કે જાણે સમુદ્ર ઉપર તણાઈ રહ્યો છુ દાનવો મને ખભે ઉપાડીને જાણે દોડયે જાય છે આ રીતે જતો હતો ત્યારે ફરી એક બીજી પાલખી ઝપાટાબધ મારી પાલખીની બાજુમા થઈને આગળ કોનારકના મદિર તરફ ચાલી ગઈ અની સાથે ફાનસ હતુ આ શુ? પાલખી એ બાજુ કયા ગઈ? નીચે ઊતરીને જોયુ તો અમારી ચાર પાલખી બરાબર હતી તો મે એ શુ જોયુ?

બેહરાઓ તો પેલી એકની એક જ વાત કહેતા હતા 'એ બાજુ જુઓ મા, બાબુ તમે સૂઈ જાઓ' પણ ઊંઘ કેમ આવે? ઈન્દ્રજાળ હશે કે શુ, કોણ જાણે! છતા મે એ દીઠુ હતુ તે ખરુ હતુ સવાર પડી ગઈ હતી મણિલાલને મે પૂછ્યુ, 'તમે કઈ જોયુ?' એણે કહ્યુ, 'ના'

ભૂતનો પરચો જોતાજોતા કોનારકને મદિરે પહોચ્યા સ્ત્રી વર્ગ તો નીચે ઊતરતા જ મદિર જોવુ છે કહી તે બાજુ ગયો

કોનારકમાં છે તેવો સુદર સમુદ્ર પુરીમા નથી તીર ગયો શુ મનોહર દૃશ્ય! શ્વેત જાજમ બિછાવી હોય તેવી રેતી જામી હતી એને ઘસાઈને જતો હતો નીલ, ઘૂઘવતો સાગર માનવીને એ પોતાની પાસે ફરકવા દેતો નહોતો. જાણે એ વિરાટની મહેફિલ હતી અને ત્યા માનવીનો પ્રવેશ સહજ નહોતો એને પેલે પાર સુવર્ણકળશ શો સૂર્ય ઊગી રહ્યો હતો નામે જ સૂર્યમદિર હતુ સૂર્યોદયના કિરણો એના ઉપર એ રીતે પડતા હતા કે જાણે સૂર્યદેવ આવીને હમણા જ રથ ઉપર પોતાનુ શૂન્ય આસન પૂર્ણ કરતા ત્યા વિરાજશે બધુ જ તૈયાર છે, હવે રથ ચાલે એટલી જ વાર છે જાણે આ બધાનો ખ્યાલ કરીને જ બરાબર દેખાય ને બરાબર રીતે જ શિલ્પીઓએ મા ર રથનુ નિર્માણ કર્યુ હતુ

મંદિર પણ બહુ ગમ્યું શી સરસ હતી એની કોતરણી ! એ જોઈને જ એકાકુરાએ કહેલું કે 'કોનારકનું સૂર્યમંદિર જોઈ આવો ! મંદિરની સામે રેતીમાં અર્ધ દટાએલી એક પ્રતિમા પડી છે પાષાણી અહલ્યા મંદિરના દ્વારમાં પડી છે અહલ્યા ચીતરવી હોય ત્યારે એ જ ચીતરજો

દિવસ આખો કોનારકના મંદિરે ગાળી, ડાક બંગલામાંથી નમતા બપોરે ત્રણ વાગ્યે પાલખીઓ ઉપાડી પાછા વળતા મારગની શોભા જોઈ થોડે દૂર મૃગ જૂથ ચાલતાં હતાં રહીરહીને વચ્ચેવચ્ચે ઊભા રહી શીંગડાં ઊંચાં કરીને મોં પાછું વાળે એનું એક ચિત્ર મેં ચીતર્યું છે એમ ચાલતાચાલતા ફરી નિયાખિયા નદી પાર કરી સાંજ પડવા આવી હતી, જોયું તો સૂર્ય બરાબર જગન્નાથના મંદિરની પાછળી બાજુ અસ્તાચળે જતો હતો ઝપ કરતાકને પાલખી નીચે મૂકી પાલખી વાળા બહેરાઓએ શિખર ઉપર જ્યાં સૂર્ય પ્રકાશી રહ્યો હતો ત્યાં નિહાળતા બે હાથ જોડીને પ્રણામ કર્યા ને બોલ્યા, 'જય મહા પ્રભુ !' 'જય મહા પ્રભુ !'

ખરું કહું છું, કે કોનારકમાં એવી સુંદર સુંદર મૂર્તિઓ જોઈ હતી કે તે ચોરી લેવાનું મન થયું હતું ! મનમાં થતું કે રાવણની જેમ બાથ ભીડીને એ બધું ઘેર લઈ જાઉં ! પેલી જે પ્રતિમા અર્ધી રેતીમાં દટાએલી આકાશ તરફ જોતી ત્યાં પડી હતી તે જો મારામાં કાંઈ રાક્ષસી શક્તિ હોત તો નક્કી હું ઉપાડી લાવત

એક વાર તો ખરેખર એક મૂર્તિ ચોરવા જ ગયો સંગ્રહ કરવાની વૃત્તિ મારામાં ચિરકાળની છે સાગરતીરે પડેલા પથ્થરા પર જતાઆવતાં નજર પડતી, પણ ખાસ ધ્યાન નહોતો કર્યો એક દિવસ મજૂર કરીને એ ઘેર લઈ આવ્યો જોયું તો એના ઉપર ભૈરવીનું કોતરકામ હતું. બા કહે, 'આ ઠીક નહિ, કોઈ ભગવાન બગવાન હશે પુરીની પૂગ

પણ ઘેર લઈ જવી પાપ ગણાય એ હતી ત્યા પાછી મૂકી આવ '
પછી કોક અગ્રેજ એ લઈ ગયેલો મારા નસીબમા નહિ હોય, બીજુ
શુ ! મૂર્તિ નસીબમા નથી એટલે પથરા—પાચીકા ભેગા કરતો ફરુ છુ

જગન્નાથના મ દિરે તો રોજ જતો પ્રાગણની બાજુમા એક
નાની એવી ઓરડી હતી મોટે ભાગે એ બધ જ રહેતી પડો કહે કે
ત્યા ભોગ મૂર્તિ રહે છે જગન્નાથની મોટી મૂર્તિ હર વખત હેરવીફેરવી
ન શકાય, એટલે આ મૂર્તિથી જ કામ ચલાવાય છે એ એક ઓરડી
નહિ પણ કોટડી જ હતી મે કહ્યુ 'મારે એ જોવી છે ' પડાએ એ
ઉઘાડી આપી અ દર જોયુ તો ફક્કડ ફક્કડ નાની નાની અનેક
મૂર્તિઓ જોતા જ લાલચ થઈ આવી નાની છે, લઈ જવાની યે
સગવડ છે પડાને પૂછયુ, તો કહે કે ના, એ ન બને બાજુ એ ન બને
ફોસલાવ્યા મનાવ્યા છતા ક ઈ જ ન વળ્યુ ત્યારે મનમા થયુ કે જોઉ
જો ક ઈક ખિસ્સામા સેરવી શકાય તો ! ફરીફરીને બધુ જોયા—જાણ્યા
પછી થોડીક હિંમત પણ વધી હતી

ત્યારે સ્નાનયાત્રા ચાલતી હતી જગન્નાથને લઈને રથ જતો
હતો બધા તે બાજુ હતા મ દિર ખાલી હતુ મારા મનમા પેલી નાની
નાની મૂર્તિઓ જ રમતી હતી ચૂપચાપ મ દિરમા પ્રવેશી સીધો પેલી
મૂર્તિઓવાળી કોટડી પાસે ગયો જોઉ તો દરવાજો પણ ઉઘાડો અદર અધારુ
હતુ સરસ તક હતી ઉંબર પાર કરુ એટલી જ વાર બારણામા જઈ
ડેકિયુ કર્યુ તો અધારામાથી જાણે એક મૂર્તિ બોલી ઊઠી 'કોણ બાબુ,
તમે ? આજે તો અહી ક ઈ જ નથી બધી જ મૂર્તિ સ્નાનયાત્રામાં
ગઈ છે ' હુ કેવો ભોંઠો પડેલો અદર કોઈ બેઠુ હશે એવો ખ્યાલ
જ નહોતો આવ્યો

ખેર, ભગ્ન મને ઘેર પાછા ફર્યો. એ રાત્રે સ્વપ્ન આવ્યુ જાણે
એ કોટડીમા પ્રવેશી એક મૂર્તિ ઊપાડી લાવવાના ઈરાદે જેવો મે ત્યાં

હાથ મૂક્યો તેવો જ એક મૂર્તિએ મારો હાથ પકડી લીધો, છોડે જ નહિ ચીસો પાડુ છુ 'ઓ બા, જો હુ હાથ છોડાવીને આવી શકતો નથી ' સ્વપ્નમા માગે શ્વાસ જાણે ઘૂંટાવા લાગ્યો સવારે ઊઠીને બાને સ્વપ્નની બધી વાત કરી બા બોલી 'ખબરદાર છે જો ક્યાય હાથ દીધો તો ? એવુ કરીશ તો હાથ ગાચેસાથ ઝલાઈ જશે સાવચેન ! ભગવાનની વાતમા ચેતતો રહેજે બન '

પણ શુ કરુ ? એવી તો સુદર મૂર્તિઓ હતી કે એ ચોરવાનુ મન થાય જ થાય

તે પછી બીજે એક વખતે એક મૂર્તિ જોઈ નગેન્દ્ર—સગેવરને આર ઘણી મૂર્તિઓ છે પડાઓએ એ બધી ફરીફરીને બતાવી ખાસ દમ જેવુ નહોતુ પૈસો પૈસો મૂકતો જતો હતો ત્યા એક તરફ એક નાનુ એવુ મદિર હતુ બારણા પણ ખડિત હતા મે કહ્યુ, 'આમા શુ છે તે બતાવો ' પડો કહે, 'એમાં કઈ નથી, બાજુ એ એક ડોશીનુ મદિર છે '

મે ડાશીને કહ્યુ, 'ડાશીમા તમારુ મંદિર બતાવો ' એ કહે, 'જોવું હોય તો ચાલો દરવાજો ઉઘાડતા જ જોયુ તો કાળા કસોટીના પથ્થરમાથી કડારેલી એક સુદર બસીધારી મૂર્તિ ! માનવ કદની ઊચી એક હાથ એનો ભાગેલો હતો પણ શુ સૂક્ષ્મ એની કારીગરી હતી ને શુ એનો મરોડ હતો ! ક્યાય એવી મૂર્તિ જોઈ નથી ડાશીમાને કહ્યુ કે 'તમને મદિર બંધાવી આપીશ, નવી મૂર્તિયે બનાવડાવી દઈશ, પણ આ મૂર્તિ મને આપો ' પરતુ એણે હા ન પાડી નટલાલ વગેરને કહેલુ કે પુરી જાવ ત્યારે ખરેખર સુંદર મૂર્તિ જોવી હોય તો એ મૂર્તિ જોઈ આવજો હવે એ ડાશીમા છે કે નહિ, કે એ મૂર્તિ છે કે નહિ તે તો ભગવાન જાણે પડાઓ એનુ ધ્યાન નથી રાખતા કદાચ ખંડિત મૂર્તિ ગણીને જ એ ફેકી દીધી હશે ડોશીમા એની પૂજા કરતાં એ જોઈને મન ખુશ ખુશ થઈ ગએલુ, છતા એને ઘેર ન લાવી શકયો એનો વસવસો રહી ગયો

તમે સૌ 'ભારતશિ પ, ભારતશિ પ'ની બૂમો પાડો છો, પણ કોઈને એની પડી છે ખરી? પુરીના રાજાને, અના મૅનેજરને કે અના પડાને કોઈને અની કંઇ પડી નથી આ વાતની સાબિતી આપી શકુ અમ છુ

જગન્નાથની માશીનુ મકાન મરામત થતુ હતુ પડાએ ખબર આપ્યા કે 'માશીના મંમનના બે હરણ વવવાના છે, ખરીદવા હાર તો'

મે કહ્યુ 'આ કેવી વાત! પાળેલા હરણ ત્યાં જ મોટા થયા છે માર એની જરૂર નથી ભાોવીનુ કેવી કાઇ મૂર્તિ હોર તો કહે'

'કેટલી જોઈએ? જોઇએ એટલી મળશે, બાબુ' પડાએ ઉત્તર આપ્યો

'તો આજે જ ચાલો ત્યા જઈને જોઈએ

ગયા ત્યારે સાંજ્વેળા હતી જઇને જોયુ તો માશીનુ મકાન ધરતીકપથી વેરવિખેર બની ગયુ હતુ અના શિખર ઉપરનો સિંહ ભોયભેગો થયો હતો જમીનના ઊંડે સુધી પાયો નાખીને ઊભી કરેલી દીવાલો એ સમયે જાણે સૂઈ ગઈ હતી બધુ હતુ ન હતુ થઇ ગયુ હતુ મોગમોગ સિંહ લઇને શું કરુ? નાની એવી મૂર્તિ મળી જાય તો લઈ જવી મે ઠીક પડે અંદર ગયો અંદર પણ એ જ દશા હતી અંકીની ચીજ નહી મૂકેલી મનમા એક પ્રકારનો ત્રાસ અનુભવ્યો પડાને પુછ્યુ કે આ બધુ મરામત ને સાફસૂફી પછી હતુ ત્યા ને ત્યા મૂકાશે ને?

એણે જવાબ આપ્યા એનો અર્થ કંઈક આવો હતો કે આ બધા જમ્બર જમ્બર પથ્થર એને ઠેકાણે મૂકી શકે એવા માણસો અહો નથી મને થયુ કે આ પુનરુદ્ધાર નથી પણ એનો નાશ છે ભગ્ન મંદિરમા માનવીનો અવાજ સાભળીને એક જોડ વિશાળકાય હરણની ચાર આંખો કંઈક વિસ્મય સાથે અમારી તરફ વળી કેટકેટલા યે વર્ષનાં

પાળેલા હરણ, એ મંદિરના બગીચામાં જ જન્મેલા અને ત્યાં જ આટલા મોટા થએલા હવે આજે એને વેચી નાખવાના છે! અને એની સાથેસાથ જે બગીચો હતો તે વધતા વધતા હવે વન બની ગયો છે! વનસ્પતિ જ્યા ઘાટી છાયા પાથરે છે, પંખીઓ જ્યા ગાય છે, હરણા જ્યા કિલ્લોલે છે, એ વનફૂલની પરિમલે ભર્યો જૂનો બગીચો ઉખેડીને હવે ત્યા યાત્રાળુઓ માટે રસોડુ થવાનુ છે!

મારે હજુ વધુ વેદના ભોગવવી બાકી હશે તે ફરતાંફરતા એક બેવડા તાળા દીધેલુ ઘર દીઠુ પૂછ્યુ, 'આમા શું છે?' પંડાએ ધીરે રહીને એ ઘર ઉઘાડ્યુ જોયુ તો મિન્ટન અને બર્ન કંપનીનાં વિલાયતી નળિયાંથી આખુ ઘર ઠાસ્યુ હતુ

'આટલા બધા નળિયા શા માટે?' મે પૂછ્યુ

'માશીના મકાન માટે' પંડાએ ખુલાસો કર્યો

ઓહ! સર્વનાશ! આનુ જ નામ જીર્ણોદ્ધાર? એ ખંડેરમા, ધ્વંસના એ ઢગલામા રમ્ય ને રહસ્ય પેલા બે હરણની જેમ માળો નાખીને પડ્યા હતા એની જે સુંદરતા હતી તેની શાન્તિ મનમા સમાતી નહોતી ચમકદાર રંગેલા નળિયા જોઈને વેદના જાગી ઊઠી

મનમા થયુ કે આ કોઈ પણ રીતે અટકાવવુ જોઈએ સમય નહોતો વળતે દિવસે જ કલકત્તા આવવાનુ હતુ ઘેર આવી મણિલાલ સાથે વાતચિત કરી પુરીના કમીશ્નરને કાગળ લખ્યો 'હુ આ બધુ જોઈ આવ્યો છુ અટકચાળાપણાની યે હદ હોય છે કોઈ પણ રીતે તમે આ અટકાવશો ' કમિશ્નર અગ્રેજ બચ્ચો હતો કાગળ મળતા જ નીધો માશીને મકાને ગયો અને પોતે હાજર રહીને મૂળ જે વસ્તુ જ્યાં હતી ત્યાં મૂકાવી મરામતકામ કરાવ્યુ એણે વચન પાળ્યુ પુરીમા આ એક પુણ્યકાર્ય કરી આવ્યો છુ જગન્નાથની માશીના મકાનની સુંદરતા જવા બેઠી હતી જો જરાક મોડુ થાત તો

આ જ વખતે મંદિરની દેવદાસીનુ નૃત્ય જોએલુ એવુ નૃત્ય મે કદી જોયુ નહોતુ અને એ જોયા વિના પુરી કમ છોડાય ? નૃત્ય જોયા પછી જ પડાના ચોપડામા સહી કરીશ એમ મે કહી દીધુ પણ પડો કેમે કર્યો હા ન ભણે કહે કે એમા બહુ ખર્ચ થાય મે કહ્યુ, 'એ આપીશ, પણ એ વિના નહિ ચાલે દેવતા સામેનુ નૃત્ય તો જોવુ જ છે ' મહીની આશાએ અને રૂપિયાના લોભે આખરે પડા સમજ્યો, કહે, કાલે વહેલી સવારે આવીને તમને તેડી જઈશ તૈયાર રહેજો

પરોઢિયે હુ એકલો જ ગયો એની સાથે ત્યારે મંદિરમા લોકોની ભીડ નહોતી અધારામા એકાદ બે માથા અહીંતહીં દેખાતા હતા કદાચ પડાઓના જ હશે પડો મને લઈને નૃત્યમંદિરમા બેસાડી ગયો એક બાજુ એક માદલ વાગે છે, એક મશાલ જલે છે, અને એક દેવદાસી નૃત્ય કરે છે એ દેવદાસીના હરવાફરવા સાથે મશાલ પણ ફરતી ફરે છે ને એના દેહ ઉપર પ્રકાશ પાડે છે જાણે જગન્નાથ એને નિહાળી રહ્યા છે ને હુ ખૂણામાં બેઠેબેઠો એ જોઉં છુ કેટકેટલા ભાવ એ જગન્નાથ પાસે પ્રગટ કરતી હતી !

તમે નાટકમાં 'નટીની પૂજા' જોઈને ચિત્ર ચીતરો છો, મે સાચેસાચ દેવમંદિરમા જઈ દેવદાસીનુ નૃત્ય જોયુ છે અજબ હોય છે એ ત્યાથી પાછા ફર્યા બાદ મે તેનુ એક ચિત્ર ચીતર્યુ હતુ અને બીજુ એક ચિત્ર 'કાજરી'નું ચીતર્યું હતુ એ પણ પુરીમા કમિશનરને ઘેર જોયા પછી જ ચીતરેલુ. બગીચામા મહેફિલ હતી વાદળિયુ આકાશ, ટપટપ કરતી એકાદ બે ફોરા જેવી વર્ષા પડે છે, કેટલાક ફૂલ–છોડ, તેને પડખે કેટલીક ઊડિયા કન્યાઓ નાચતી હતી તેમાથી 'કાજરી' સર્જ્યું

## ૨૪ : મનની સૃષ્ટિ

જીવનમાં કેટકેટલું જોયું, જાણ્યું ને ચીતર્યું છે એનો તે કંઈ શુમાર છે, કે ઓછો એનો મેં હિસાબ રાખ્યો છે? અને મેં કઈ દૃષ્ટિએ ને કઈ રીતે એ ચિત્રો ચીતર્યાં છે એની વાત જાણો તો તમે એ પૂછવાનું મન પણ ન કરો. પુરીમાં બેસીને સાગર જોયો, નૃત્ય જોયું, છતાં એનાં ચિત્રો તો તે પછી ઘણે લાંબે ગાળે કલકત્તામાં ચીતર્યાં. મસૂરી ગયો હતો. ત્યાં રહ્યો, ફર્યો અને ઘણુંઘણું જોયું, પણ ત્યાંના પ્રવાસના પરિણામ રૂપ પંખીઓનાં ચિત્રો તો તે પછી ઘણાં મોડાં સર્જાયાં. ત્યાં રહ્યો એ દરમિયાન તો કંઈ જ ચિત્રકામ નહોતું કર્યું. માત્ર રઝળતાં-રખડતાં—ભમતાં ચારે બાજુનું અવલોકન જ કર્યા કરતો ને પંખીઓનું સંગીત સાંભળતો. અને સાચ્ચે જ મને એ સંગીતે આકર્ષ્યો હતો. શહેરનાં પંખીઓ કદી ગાતાં નથી, એ તો માત્ર ચિત્કાર કરે છે—પોતાના આહારવિહાર માટે મારામારી કરતાં ચીસો જ પાડે છે. પણ મસૂરીના એ પહાડી પ્રદેશનાં પંખીઓની તો વાત જ જુદી. ઉષ:કાળ હતો. સૂર્યોદય નિહાળવા મળે એ આશાએ ઉઘાડા આંગણામાં, મોંમાં ચિરૂટ સાથે, કામળો વીંટાળી, કાન ઢાંકી, આરામખુરશી ઉપર પડ્યો હતો.

અને એ જ સમયે પખીઓના પ્રભાતિયા શરૂ થયા આઘેઆઘેના કોઈ પહાડ પરથી કોઈ પખીએ એક સૂર છોડ્યો, ત્યાથી જરા દૂર બીજા પહાડ ઉપરના એક પખીએ એ સૂર ઝીલ્યો અને પોતાના કંઠમાથી એક નવો સૂર હવામા વહેતો મૂક્યો, અને એમ કરતા થોડી વારમા એ સમગ્ર ગિરિમાળામા પ્રભાતવંદના શરૂ થઈ ગઈ

ત્યાર હજુ સૂર્યોદય નહોતો થયો ધીમેધીમે સામેના બરફના પહાડો પાછળ સૂર્યનારાયણ ઉપર આવતા દેખાયા અને શ્વેત હિમશૃંગો ઘેરા નીલ જણાવા લાગ્યા જાણે નીલમણિની જ ગિરિમાળા ! પખીઓના પ્રભાતિયા હજુ યે ચાલુ જ હતા આ પહાડેથી પેલા પહાડે અને ત્યાથી વળી ત્રીજા પહાડે, એમ, જાણે એ એક અનંત ગાન હતુ, પણ સૂર્યોદય થતા જ એ થભી ગયુ પછી દિવસ આખામા એ ફરી સાભળવા ન મળ્યુ

લોકો જાગ્યા, ઘટડી વગાડતી રિક્ષાઓ નીકળી અને અમે સૌ પોતપોતાને કામે વળગ્યા દૂર મિશનરી શાળામા ટન ટન ટનનન કરતો ઘટ વાગ્યો અને એનો રણકાર આકાશને પથે પડ્યો પ્રવૃત્તિના અવાજથી આખી ગિરિમાળા જાણે ગુજી ઊઠી એ રીતે દિવસ આખો ગયો સાજ પડી ને શાળામા રજાનો ઘટ વાગ્યો ગિર્જા (ખ્રિસ્તીદેવળ)ની ઘડિયાળ પણ ડકા વગાડીને શાત પડી સમગ્ર ગિરિમાળા ઉપર ફાગણનો રગ વેરી સૂર્યમહારાજ અસ્તાચળે ગયા રાત્રિનુ આકાશ વધુ ગાઢ આસમાની બન્યુ સાજના તારાએ કોક ખોડીબારા વાટે એમા ડોકિયુ કરીને દર્શન દીધા. અને બરાબર એ જ વેળાએ આઘેઆઘેના કોક પહાડ ઉપરથી ફરી સાધ્યસગીતના સૂર છેડાયા ફરીને પહાડેપહાડે પખીગાન ગુંજી ઊઠ્યાં એકએક કરતા નવનવા સૂર હવામા વહેતા મૂકાય છે અને એકબીજા એને ઝીલતા આગળ પ્રસરતા જાય છે થોડીવાર એ રીતે ચાલ્યુ ત્યા નીલ ગગનની સીમાને શુભ્ર પ્રકાશે અજવાળતો ચદ્ર ઊગ્યો અને એ સાથે જ પંખીઓએ પોતાનાં ગાન થભાવી દીધાં.

એ જાણે કિન્નરીઓનું દિવ્ય સંગીત હતું. રોજ આ રીતે બે વાર એ સાંભળવા મળતું.

આમ છતાં મનમાં થતું કે જાણે એ સંગીત નહોતું. એ બધાં પંખી જાણે સૂર્યચંદ્રને વંદના કરતાં હતાં. એ દિવ્ય સંગીત પાસે તમારી સંગીત સભાના ઉસ્તાદી સંગીતનું શું ગજું? મન એ કિન્નરીઓ પર જ ઠર્યું હતું. એથી જ ઘણા દિવસો પછી કલકત્તામાં એ બધી એક પછી એક મારાં ઢગલોએક પંખી ચિત્રોમાં પ્રગટ થઈ છે. એ ચિત્રો જરા ધ્યાન દઈને જોશો તો એમાં તમને આછા આછા સૂર પણ દેખાશે! જો કે માટીના રંગોમાં એ બધા યે સૂર પૂરેપૂરા નથી ઝિલાયા. કેટકેટલાં એ પંખી! બધાંને તો આંખે પણ નથી જોયાં. ઘણાંનાં તો માત્ર ગીત જ સાભળ્યાં છે.

આપણું મન પણ કેવું છે? કેટકેટલાં દશ્યો ને ભાવો એ સાચવી રાખે છે? એ બધાં જ તે એકી સાથે પ્રગટાવી શકે છે એવું પણ નથી. કયારેક કયારેક એવું યે લાગે છે કે જાણે પૂર્વજન્મની સ્મૃતિઓને પણ એ સાચવી રાખતું હશે. તેથી જ તો લોકો મારી કેટલીક વાતોને પૂર્વ જન્મની વાતો કહે છે ત્યારે હું એની ના નથી પાડી શકતો. નહિ તો સારનાથમાં અમુક સ્થળ મારું જ ઘર હતું એમ મને કેમ લાગે? એ સ્થળ જોતાં જ મનમાં થએલું કે આ તો મારું જ ઘર! અહીં જ રહેતો, પૂતળાં ઘડતો ને વેચવા બેસતો.

એકવાર જૂનું સારનાથ જોવા ગયો હતો. ત્યારે માત્ર સ્તૂપ જ હતા. માટીની નીચેથી શહેર ધીરેધીરે ખોદીને બહાર કાઢતા હતા. એ વેળા વરુણા નદી પર સાંજ પડતી હતી. એક શ્વેત બગલું પેલે પારથી આ પારે આવીને બેઠું. બહુ જ શાંતિદાયક એ સ્થળ હતું. ભમીભમીને જોતો હતો, એવામાં એક નાનું એવું ઘર અને એથી યે નાનો એનો દરવાજો નજરે પડયો. દ્વારની ચોગઠ ઉપર બે હંસ ચીતરેલા. સામે જ એક કૂવો.

જાણે રસ્તાને આરે આવેનુ ઘર એ જોતા જ એવુ થયુ કે જાણે એ મારુ પોતાનુ જ ઘર હતુ ! જાણે કો'ક કાળમા હુ ત્યા હતો જીવનમા આટલુ આટલુ જોયા છતા ક્યાય આવુ નહોતુ થયુ ત્યા જ જાણે પોતાપણાની આત્મીયતા જાગી જોડાસંકોના મકાનમા જતા જેવો અનુભવ થાય છે તેવો જ અનુભવ એ ઘરની સામે જતા થયો નેત્રીને કહ્યુ કે, 'જો, જો, અહી બેસીને હુ પૂતળા ઘડતો એમાના જ બેચાર હજુ યે અહી પડી રહેલા દખાય છે!' એ સાભળી અલકની બા બોલી ઊઠલી કે 'આનુ શુ બોલો છો? ચાલો, ચાલો, અહીથી આગળ ચાલો '

બીજી બધી વાતને વીસરીને મારુ મન એ ઘર પાસે જ અટકીને ઊભુ રહે છે જાણે અતરને એ પરિચિત છે બીજુ બધુ જ જાણે આખ ઉપર થઈને વહ્યુ જાય છે એથી જ કહુ છુ કે કદાચ પૂર્વજન્મની સ્મૃતિઓ પણ મનમા સચવાઈ રહેતી હશે વિદ્વાન ખગોળશાસ્ત્રીઓ કહે છે કે અમુક જે તારાઓને આજે આપણે જોઈએ છીએ એ તારાઓ ખરી રીતે તો યુગો પહેલા અલોપ બન્યા છે અને આજે આપણે જે જોઈએ છીએ એ તો એનો એ કાળનો પ્રકાશનો ચમકારો માત્ર છે, જેને અહી પહોચતા યુગો લાગે છે, એટલા એ દૂર છે મને પણ એમ જ લાગે છે પ્રાણનો યુગો પહેલા અસ્ત પામેલો એ ચમકારો આજના ચિત્રોમા લોકોની આખે ચડે છે! કલાકારના મનનો તાગ કે કામનો હિસાબ લેવા મથવુ એ ભૂલ છે 'શાહજાદીની મૃત્યુશય્યા' હૂબહૂ થયુ છે એમ લોકો કેમ કહેતા હશે? મને પણ એ સમજાતુ નથી કોણ જાણે, કોક જમાનામા ત્યા રહ્યો હોઈશ કે શુ ? નથી સમજાતુ જ્યા રહ્યો હોઉ, જેની સાથે ઊઠતોબેસતો હોઉ તેનુ ચિત્ર ચીતરાય એ સહજ છે પરતુ જ્યા ગયો જ નથી, જે જોયુ જ નથી, ત્યાનુ ચિત્ર આવુ હૂબહૂ ચીતરાયુ એ કઈ રીતે? આવા તો હજારો ચિત્રો, હજારો ચહેરા મન સાચવી રાખતુ હશે ઘણી યે વાર ચીતરુ છુ ત્યાર ખબર નથી પડતી કે હુ જાતે જ

મન રમ્યા કરે છે તેમાં હજુ યે ચિત્ર જ વધુ રમ્યા કરે છે છતાં જોઉં છું કે મન એક વાર જેની પકડ લે છે એનો તો અંતે તાગ લઈને જ જંપે છે મન બહુ ભયંકર વસ્તુ છે છેલ્લી માંદગી પછી દાક્તર ડી એન રાયે કહેલું કે 'બધા કામકાજ બંધ કરો' પણ એ તો મહામુશ્કેલ વાત છે આખરે એક માઈક્રોસ્કોપ લઈને બેઠો બેઠાબેઠા બધું જ એમાથી જોયા કરું પુસ્તકો વાચ્યા, જીવજંતુ શોધ્યા—જોયા, અને જ એની પ્લેટો તૈયાર કરી,—એમ ઘણુ જ જોયુ, જાણ્યુ

મન કોઈ પણ ચીજને એક વાર લીધા પછી છોડવા નથી ઇચ્છતું મોહનલાલ વગેરેને પાસે બેસાડીને જ્યારે દેખાડતો ને ભણાવતો એ વખતે એક અજબ જેવી વાત બની ઝીણાઝીણા કેટલાયે કરચલા પ્લિસ્ટિકના એક બૉક્સમા મે પાળ્યા હતા એમા દરિયાનું પાણી અને રેતી પણ ભર્યા હતા કરચલાએ તેમા આપમેળે દર કરીને ઘર કરી લીધા હતાં રોજ સવારે જે રીતે સાગરતીરે કરચલાને પાઉંરોટી ખવડાવવા જતો તેમ એમને પણ ખવડાવતો. એક દિવસ જરા મુરબ્બો ચોપડી પાઉંનો એક ટૂકડો કરચલાના બૉક્સમા મૂકી દીધો હતો. અને એવી જ ક્યાંકથી આવીને એક માખી ગણગણ કરતી એ મુરબ્બો ચોપડેલા પાઉંના ટુકડા પર બેઠી માખી જેવી બેઠી તેવો જ એક કરચલાએ દોડતા આવીને એના ઉપર હુમલો કર્યો મારા હાથમાં માઈક્રોસ્કોપ હતું એનાથી જોયુ તો માખી ને કરચલાની ભયંકર લડાઈ જામી પડી છે જાણે દાનવોનું યુદ્ધ! કોઈકોઈને છોડતું નથી ત્યારે જ સમજાયું કે પ્રકૃતિએ એવા નાના જીવોમા પણ કેવી અજબ શક્તિ મૂકી છે! જર્મન—રશિયન યુદ્ધથી એ લડાઈ કોઈ રીતે ઓછી નહોતી આખરે માખી જ હારી આપણું મન પણ એવું જ છે. જો કે એને આખે જોયું નથી, પરતુ એ પણ કરચલાની જેમ એક વાર પકડ્યા પછી છટકવા દે એવુ નથી.

જોયુ એવુ જ ચીતર્યું એમ મારાથી નથી બનતું ઘણા દિવસથી જે મનમા પડ્યું પડ્યું પાકીને તૈયાર થાય છે તે જ ચિત્ર રૂપે પ્રગટ થાય

છે મન તો એના કપાટ ઉઘાડી ચૂપચાપ બેઠુ હોય છે પણ એમાંથી પ્રગટતુ બધુ યે બરાબર સૂઝ્યુ જ હોય છે? મસૂરી પહાડના એક સાજલ પંખીને ચીતર્યું હતુ કઇ રીતે એ ચીતરાયુ હશે?

સાંજ પડતી હતી, વરસામા મેઘ હતો એ દશેરાનો દિવસ હતો એકાએક જોયુ તો એક રતુંબડા પ્રકાશ ધીમધામે ટેકરીઓ ઉપર થઈને ચાલ્યો ગયો એ પ્રકાશમા પહાડો ઉપરના ધાનપાંદડા ચમકી ઊઠ્યા અને મનમાં થયુ જાણે ભગવતી આજે કૈલાસ ઉપર પાછી ફરી છે પોતાના પાતવમાંથી ચાર બાજુ સુવર્ણરંગ પાથરતી પાથરતી ફરી કૈલાસને પાવન કરી રહી છે રંગ, પ્રકાશનો ઝગઝગાટ અને તેની સાથે એક ભાવના, કે જાણે ઉમા કૈલાસ ઉપર પાછી આવી રહી છે એ દશ્ય મનમા ત્યારે ઝીલાઇ તો ગયુ કલમ્યા પાછા ફર્યા પછી ચીતરવા બેઠો પણ ચિત્ર એવુ જ ઊતર્યુ ખરુ? એવુ તો ન જ થયુ ત્યા શુ નીપજ્યુ? મનને એક ખૂણેથી નોનેરી–રૂપેરી રગ લઇ સુદર એક સાધ્ય–પખી પ્રગટ થયુ જાણે પોતાને માગે એ પાછુ ફરી રહ્યુ છે મનના આ કારખાનાને સમજી નથી શકાતુ મસૂરીનો અસ્તવ્યસ્ત એ પ્રકાશ, એટલો ગાઢ ભાવ, બધુ યે તળિયે બેસી જઈને અંતે ત્યાથી પ્રગટ થયુ એક પખી! એક કાળા પહાડનો ટુકડો અને તેના ઉપર ભાગ્યેક નોનેરી ધાન! મારા ઘણા યે ચિત્રોમાં આવુ થયુ છે મનને તળિયેથી આવચી વસ્તુ જ પ્રગટી છે

'કવિ-કલ્પ'મા છેલ્લુ ચિત્ર ચીતર્યુ છે બે પહાડની વચ્ચે થઈને હાથમા ઘડૂલો લઈને એક નારી આવી રહી છે મસૂરી પહાડ ઉપર દશેરાને એ દિવસે મનમા એવા જ કઇક ભાવોનુ આલેખન થયુ હશે એમ લાગે છે એ મસૂરીના પહાડી પ્રદેશની સ્મૃતિ ઘણે ભાગે ગાઢ 'કવિ-કલ્પ'ના ઉપરલાના ચિત્રમા આલેખાઇ છે

મારાં તો કેટલાક ચિત્રોની વાત કરુ? બધુ યે અવ્યવસ્થિત છે જેમ પૂતળા ઘડતો તેમ માલુમ હોય, ઘણા દિવસ એને ફેરવીફેરવીને

એક દિવસ ચાચ બેસાડી દઉં ને એ થઈ જાય પાખી! તેથી જ કહુ છુ કે આખ અને મન દર વખતે એક જ ચીજને નથી સાચવતા, ઘણે ભાગે મન જ પ્રબળ હોય છે ઈચ્છા હોય તો સામાન્ય પાખીને સ્વર્ગનુ પક્ષી બનાવી દઈ શકીએ લેખનનુ પણ એવુ જ છે આખ માત્ર જાબલી ફૂલ જોતી હોય છે ત્યારે બાકી બીજુ ક્યાથી આવે? મન જ એ જોગવી દે છે આખ પાત્રને ઝાલે છે ને મન એને મધથી પરિપૂર્ણ કરી દે છે ત્યારે તે એક નવી જ વસ્તુ બની જાય છે કા એ સુવર્ણ મયૂર યા તો સુવર્ણમૃગ બની જાય છે

જવા દો, કલાની એ બધી તત્ત્વવ્યાખ્યાની મગજમારી કરવાની જરૂર નથી તમે તમારે ચીતર્યે જાઓ મન સાથ આપે તો સારુ છે, નહિ તો આખે જોયુ તે પણ ઘણુ છે

ચોખેર દેખા દેખે આસિ, પ્રાણેર અધિક জাগে ભালো বাসি
પ્રાણથી યે વધુ પ્રિય છે તેથી જ તો આખે જોયાની આટલી મમતા છે ને?

## ૨૫ : ત્રણ મધુબિંદુ

બધું જ થંભી ગયું હતું દસ—અગિયાર વર્ષ કંઈ જ ન ચીતર્યું. અરેબિયેન નાઈટસનાં ચિત્રો ચીતર્યાં પછી બાળકોને વિદ્યાર્થીઓને કહ્યું કે 'લો, આ રાખી જાઉં છું: મારા જીવનના બધા જ અનુભવોનો સાર આમાં જોઈ શકશો.'

બસ, ત્યારથી ચીતરવું બંધ કરી દીધું હતું. કોણ જાણે કેમ, પણ મન ચિત્રકામમાં ચોંટતું જ નહિ નવાં નવાં યાત્રા—ગાન[1] લખતો. બાળકો પાસે એ ભજવાવતો. હું પોતે જ દિગ્દર્શક થતો, રંગમંચની ગોઠવણી કરતો, એમને પાઠ આપતો, અભિનય શીખવતો. કોઈને અમલદાર તો કોઈને વળી ભજનિક બનાવતો, ઢોલક વગાડતો અને એમ મઝાથી દિવસો વિતાવતો

એક દિવસ રવિકા'[2]એ કહ્યું, 'અવન, તને થયું છે શું? ચિત્રકામ મૂકી કેમ દીધું?'

---

૧. યાત્રા=ભવાઈને મળતો એક નાટ્ય-પ્રકાર; ૨. રવિકાકાનું ટૂંકું રૂપ.

'કોણ જાણે રવિકા,' પણ હવે ઇચ્છું છું એવું ચીતરી શકું છું એટલે મન કંઈ નવી જ પ્રવૃત્તિ માગે છે—ચિત્રકામમાં મન ચોંટતું જ નથી.' મેં ઉત્તર આપ્યો.

હમણાં આટલા ગાળા પછી ફરી ચીતરવું શરૂ કર્યું છે. જાણે નવા સાથી જોડે ફરીથી મૂળ પ્રવૃત્તિમાં પરોવાયો હોઉં એવી મઝા આવે છે.

સૌને પોતપોતાનો એક જન્મ—તારો હોય છે. મારે પણ છે. મારા એ જન્મતારાનો પ્રકાશ વસુંધરાના વક્ષે અંધારો છાયા—પથ વટાવી અગાધ ઊંડાં પાણીએ-પહોંચ્યો છે અને ત્યાંથી એ આગળ ને આગળ ચાલ્યો જાય છે. અને એમ કરતાં જ્યારે ઝળહળતો એ ઘાટ ઉપર પહોંચ્યો ત્યારે ધરતી પર એક મંદ પ્રકાશ દેખાયો. અને પછી શું થયું? ત્યાં એ પ્રકાશને એક—નામ રૂપ મળ્યું. અને એ જ હું છું.

જન્મતારાનો પ્રકાશ જીવનનદી પાર કરી કાંઠે આવીને ઊભો, ને એ કિનારે ઊભાંઊભાં અવનીન્દ્રનાથે જોયો : ક્યાંથી આવ્યો. ને વળી ક્યાં જવાનું?

કિનારે આવીને ઊભો. હવે ફરીને ચાલવું પડશે; ભારવાહક ગધેડાની જેમ. ઉદરનો ભાર અને પીઠ પરનો ભાર એમ બંને ભાર વહેતો જિંદગાનીનો મજૂર આગળ વધે છે. અતિભયભીત ચિત્તે, કંઈક દેખાતા ભયથી પાછો ખસે છે અને જે એને જુએ છે એ પણ ભયથી ભાગે છે. કિનારો મૂકીને એ વિવિધ વસ્તુઓ ભેળી કરવા, જાણે હટાણું કરવા નીકળ્યો હતો;—થોડીક રમત કરવા. ઘણા દિવસ સુધી એ રમત ચાલી. જાણે એ એક ખોવાએલા છોકરાનું મન હતું. એ ઘરમાં પ્રવેશવા ઈચ્છે છે, પણ પ્રવેશી શકતો નથી. વૃક્ષ ઉપર ચડવા ઈચ્છે છે, પણ ચડી શકતો નથી. ચંદ્રની જેમ વૃક્ષની આડશે રહી ડોકિયાં જ કરે છે. ઘરની બુઢ્ઢી દાસી એને તેડીને ગાતી—

પેલો એક ચાંદો ને આ બીજો ચાંદો,
ચાંદે ચાંદા ભેગા મળ્યા રે લોલ.

હવે કંઈક શોધવું પડશે. શું લઈને—શા વડે રમીશ ? સાથે કંઈ છે ખરું ? ઘરનું માણસ તો બુઠ્ઠી દાસી હતી, એમાંથી પણ જીવન રસ મેળવે છે. બહારથી યે મેળવે છે, ઘરમાંથી યે મેળવે છે. અને જેવી ઘરની દાની તેવાં જ પાળેલાં પશુપંખી.

ધીમે ધીમે આજુબાજુનાઓ સાથે મળવાનું થયું. જોયો જંગલી બકરાને. મન થયું કે એની સાથે રમું. પણ એ તો આંખો લાલ કરી શીંગડાં ઉલાળતો મારવા ધસ્યો ! છતાં મન એના તરફ ખેંચાતું હતું.

ફૂલ—દાળ જોઈને મન પંખી બનીને એના ઉપર ઝૂલવા ઈચ્છતું.

હંસ ઊડના આવે છે ને હવે મન જરા આગળ જઈ જાણવા ઈચ્છે છે. જાણે મેઘદૂતના યક્ષની જેમ એક જણ પડયો છે ને દૂર—સુદૂરના ગગનમાંથી સંદેશો લઈ. આવના હંસ નજર સામેથી પસાર થઈ જાય છે.

એ જ સમયે કલ્પના આવી: જાણે ગોળ ચાંદો વનમાંથી બહાર આવી રહ્યો છે, ને વાદળા એને વારેવારે આવરી રહ્યાં છે, ને ગીચ વનમાં કોઈ અદભુત પંખી ટહૌકા કરતું વિહરી રહ્યું છે.

તે પછી તો કેટકેટલું એણે મેળવ્યું. ઘાટે ઘાટે થતો એ આગળ વધ્યો. કયાંક ફૂલ, કયાંક બાળકો તો કયાંક વૃક્ષાદિ જોયાં. બીજું યે ઘણું જોયુ—જાણ્યું. પ્રત્યેક ઘાટેથી મળ્યું તે લીધું. બહુ શોખીન જમાનો હતો એ. એ હતો 'રોમાન્સ' (રંગદર્શન) નો યુગ. રમતાંભમતાં, થનગનાટ કરતાં સમય મેળવીને શૉખની બધી સામગ્રી એણે સંઘરી લીધી.

ત્યાર પછી સંસારે જાણે ભવાં ખેંચ્યાં મહાકાળનાં લાલચોળ નેત્રો બોલી ઊઠયાં : 'અલ્યા, કયાં ચાલ્યો લહેર કરતો ? હવે થોભ.' અને મહાકાળની એ ધમકી સાંભળી મન ચોંકી ઊઠયું. તે પછી મન રમતમાં લાગતું નહોતું. જૂનાં રમકડાંના ભાર પીઠ પર વહેતાં વળી એક બીજે

ધારે ચા યો ધમકી મળ્યા પછી હવે કયા જાઉં, શું કરું, શું રમું, એ વિચારતો વિચારતો

જીવનતરુ જળ વિના જીવે નહિ અ પથ્થરમાથી પણ રસ મેળવવા મથે છે,—જે પાષાણના ચાતરા ઉપર એ ઊભુ હોય છે તેમાથી પણ!

ત્યારે કોણ આવ્યુ? ત્યાર પ્રભુ આવ્યા એને બચાવવા એમણે કહ્યુ કે તારા મૂળિયા આ બાજુએ કર જ્યાથી એને નિરતર રસ મળ્યા કર, વનવાસનો આનદ મળ્યા કર.

મળેલા વૃક્ષાની સ્મૃતિ ઝાખી બની છે, ધીમેધીમે એ વિલીન થઈ રહી છે બીજા વૃક્ષ ઉપર અસ્ત રવિના કિરણો પ્રકાશી રહ્યા છે હૂંફ આપી અને રક્ષવા ઇચ્છે છે હરિયાળી ગયે ગેરૂઆ રગની શોભા પ્રકટી ઊઠી અને ત્યા જ શરૂ થાય છે વનનો ઈતિહાસ અવારી રાતે મનમા એક નવો સૂર જાગી ગયો વનદેવીએ આપેલો એ જ સૂર

ત્યાં સોનેરી શમણ જાણે હમણા ફરીને પકડાશે એમ લાગ્યુ પણ ત્યાં તો સુવર્ણમૃગ રહ છે ને?

અલકાની રગવિહોણી મયૂરી આવી અ આ જગતમા પેલા રગોની આશા નથી રાખતી જે હજે નૂપુર બાજે છે ત્યા એ ક્રીડા કરે છે વિરહના તીવ્ર સૂર વાગે છે મનમયૂરી એકાકી છે

સખત પાષાણ પર મનપાખી માળો નાખે છે

રગવિહોણા ચિત્રમા ધીરધીર ઉઘાડ થયો અને હરિયાળો રગ દેખાયો ત્યા પ્રભાની પખી શિયાળુ સવાર ગીત ગાતા કહેતા હતા 'પ્રગટ થા અમારી પાસે, રગીન જગતે'

ઘણા કાળની સ્મૃતિઓ જાગે છે મન ઇચ્છે છે એ ઘેર પાછુ ફરવા, જોવાજાણવા ને બધુ સમજવા ઝરવા ઘણા સમય પહેલા જે છોડીને આવ્યો છુ તે ઘર ઘાટ, ખેતરવા ને વૃક્ષાને શમણામા જોઉં છું

અને તે પછી સૌથી છેલ્લે દર્શન થાય છે પ્રકૃતિમાતાનાં નિશાપરી રૂપે. નીલ પાંખો વડે આવરેલું આકાશ. ઘરનો સાંધ્ય પ્રદીપ ધીમોધીમો ટમટમે છે.

આ છે કલાકારના જીવન પ્રવાહનો થોડો ઇતિહાસ, એ ભરતી-ઓટની રમત જેવું જ છે. ભરતીવેળા બધું જ કંઈ સંઘરવા જવું અને ઓટ વખતે ધીરે ધીરે એ બધું યે વેરી દેવું. વસંતમાં જ્યારે પ્રકૃતિ ફૂલ ફૂટવી વનરાજિને ચારે બાજુથી ભરપૂર કરી દે છે અને ઋતુ જતાં જેમ એ પુષ્પો ઝરી જાય છે, તેમ હું યે આ જતી વેળા બેઉ બાજુએ સ્મરણફૂલડાં વેરી જાઉં છું. તમે એમાંથી જોઈ જાણી શકશો કે કેવા કેવા ઘાટે ગયો છું. કેવો માર્ગ કાપ્યો છે, શું શું મળ્યું છે. અને એને અંતે હું પોતે શું મેળવીને જાઉં છું—માત્ર ત્રણ રંગનાં ત્રણ મધુબિન્દુ

• • •

ડૉ. હરિવલ્લભ ભાયાણી

# શબ્દકથા




સ્વાતિ પ્રકાશન
૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ,
મુંબઈ–૩

